# ષોડશક પ્રકરણ દર્શન

(ટ્રસ્ટ રજીસ્ટર્ડ નં. ઈ ૨૭૨૧ (મુંબઈ))

સંયુક્ત સંસ્કરણ નકલ ૧૦૦૦

અષાઢ સુદ ૫, ૨૦૩૮ જૂલાઈ ૧૯૮૨

કિંમત રૂા. ૨૫

સંકલન અને વ્યવસ્થા

લાલચંદ ખેતસીભાઇ શાહ (વણોદવાળા)
બી. એ. (ઓનર્સ), બી. ટી., એસ. ટી. સી.
" શાંતિકુંજ "
૧૬, શત્રુંજય સોસાયટી
નારાયણનગર રોડ,
શાંતિવન બસ. સ્ટેન્ડ પાસે
પાલડી-અમદાવાદ ૩૮૦૦૦૭

# પ્રકાશકીય નિવેદન

મહાવીર પરમાત્માની પવિત્ર વાણીના ધોધને ગણધરો, શ્રુત-કેવળીઓ યુગપ્રધાનો અને આચાર્યભગવન્ત આદિ મુનિભગવન્તોએ સેંકડો વર્ષો સુધી વહાવ્યો અને અદ્યાપિ પર્યંત વહાવી રહ્યા છે માટે જ ઉપનિષદ્કારો પણ ગુરુગુણ ગાવામાં ગૌરવ લઈ રહ્યા છે.

"ગુરુદેવોભવ" તસ્મૈ શ્રી ગુરવે નમઃ

વિજ્ઞાને વિકાસને નામે વિનાશ વેર્યો, પ્રગતિને નામે પીછેગતિ કરી અને કેળવણીને નામે વિકૃતિ ઊભી કરી, ત્યારે આધિ, વ્યાધિ અને ઉપાધિઓના ઓળા નીચે આક્રન્દ કરતા આદમીને આરામ ગુરૂ વિના બીજો કોણ આપી શકે?

યુગયુગથી બીડાયેલા માનવીના હૃદયને વિકસિત કરવા વિક્રમની વીશમી સદીમાં જન્મેલા વિનય, વિવેક, વિચારથી વિશુદ્ધ એવા આગમોદ્ધારકશ્રી સાગરાનંદસૂરિની વાણીનો સ્વાદ જેમણે ચાખ્યો છે, તેઓ તો ખરેખર સંસારમાંથી સાર લઈ ધન્ય બની ગયા છે. તાત્ત્વિક, સાત્વિક ને માર્મિક વાણી સાંભળવાનો આનંદ જેઓને મળ્યો છે, તેઓ મૃત્યુંજય બની ગયા જ સમજવા!

પરંતુ એ પવિત્ર વાણી સાંભળવાનો ચાન્સ દરેકને ક્યાંથી મળે? તેથી જૈન અને જૈનેતરો જેમને સન્માને છે તેવા પૂજ્ય ગુરૂદેવશ્રીનાં પ્રવચનો લિપિબદ્ધ કરવાનો નિર્ણય સં. ૧૯૮૮માં લેવાયો અને દેશનાશ્રવણથી વંચિત રહેલા અને આત્મકલ્યાણના કામી જીવો માટે '**સિદ્ધચક્ર**'પત્ર અને અનેક પુસ્તકો દ્વારા તેમના અનેક શિષ્યો-પ્રશિષ્યોએ પ્રવચનો બહાર પાડયાં અને તત્ત્વજ્ઞોની તૃષાને તૃપ્ત કરી. આગમોદ્ધારકશ્રીએ પ્રેરક, પ્રેમાળ અને પ્રભાવક વાણીનો સુરત શહેર ઉપર ધોધ વહાવ્યો અને પ્રવ્રજ્યાના પુનિતપંથે અનેક સુરતીઓએ પ્રયાણ કર્યું. મને પણ બાળપણથી જ અભ્યાસ, શક્તિ અને જે સંસ્કાર મળ્યા તે બધું ગુરૂદેવશ્રીની અસીમ કૃપાનું જ ફળ છે.

મારા જેવા લાખો સુરતીઓમાં અહિંસાનો આદર્શ ઓતપ્રોત કરનાર **"સુરતના સાગરજી"** તરીકે ખ્યાત ગુરૂદેવશ્રીના પ્રગટ—અપ્રગટ વ્યાખ્યાનોનાં પુસ્તકો છપાય અને ઘેર ઘેર પહોંચે તેવી મારી ભાવના હતી. પૂજ્યશ્રીનાં વ્યાખ્યાનોથી કેટલાય સાધુઓ સારા વક્તા બન્યા અને શ્રાવકો શ્રમણ બન્યા. પાણી જેવા પવિત્ર પૂજ્યશ્રીનાં પ્રવચનોના પુસ્તકો કેટલાય અપ્રાપ્ય છે અને કેટલાય અમુદ્રિત છે. અમારા સંઘના પ્રબળ પુણ્યોદયે વાલકેશ્વર સુપાર્શ્વનાથ જૈનસંઘ શેઠ ઝવેરચંદ પ્રતાપચંદ ઉપાશ્રયે પ્રશાન્ત તપોમૂર્તિ **આચાર્યદેવશ્રી દર્શનસાગરસૂરિ મહારાજ** શિષ્ય પરિવાર સાથે ચાતુર્માસ માટે પધાર્યા અને બાલમુમુક્ષુ દિપકકુમારની દીક્ષા બાદ આગમ મંદિરના ટ્રસ્ટીઓ તથા પૂજ્ય ગુરૂદેવશ્રીના ભક્તવર્ગને પૂજ્ય આચાર્યદેવશ્રી તથા સંગઠનપ્રેમી ગણિશ્રી નિત્યોદયસાગરજીએ પ્રેરણા કરી અને તેઓશ્રીની પ્રેરણાથી **"આગમોદ્ધારક પ્રવચન પ્રકાશક સમિતિ"**ની સ્થાપના થઈ અને અસહ્ય મોંઘવારી હોવા છતાં એક વર્ષ જેવા અલ્પ સમયમાં જ **"પર્વમહિમા દર્શન," "દેશના મહિમા દર્શન"** અને **"આનંદ પ્રવચન દર્શન"** દળદાર ત્રણ વ્યાખ્યાન ગ્રન્થો સમાજને ચરણે ધરી શકયા છીએ અને આ ચોથું પ્રકાશન **"ષોડશક પ્રકરણ દર્શન"** પણ સમાજને ચરણે ધરતા આનંદ અનુભવીએ છીએ.

શ્રી પુષ્પસેન પાનાચંદ ઝવેરી તથા શ્રી નિરંજનભાઈ ગુલાબચંદ ચોકસી તથા અન્ય કાર્યકર્તાઓના સતત પ્રયત્નથી જ તેમજ અનેક સંઘો, સંસ્થાઓ અને ભાવિકોના સહકારથી જ આ કાર્ય કરવા સમર્થ બન્યા છીએ. પ્રેસ આદિની તમામ જુમ્મેદારી **લાલચંદભાઈ કે. શાહે** (વણોદવાળા) સંભાળી છે.

જેનો જેનો સહકાર મળ્યો છે, તે સર્વેને અંતરથી અભિનંદન આપી વિરમું છું.

૭૭ એ, વાલકેશ્વર રોડ, મુંબઈ—૬ લી. સંઘસેવક,
ફોન : ૨૭૦૭૧૨ ઓફિસ ૮૧૬૮૬૮ ઘર અમરચંદ રતનચંદ ઝવેરી
[ટ્રસ્ટ રજીસ્ટર્ડ નંબર ઈ ૨૭૨૧ (મુંબઈ)]



પ. પૂ. શાસન શાર્દૂલ
આગમોદ્ધારક આચાર્ય ભગવંતશ્રી
આનન્દસાગર સૂરીશ્વરજી મહારાજ સાહેબ

પ. પૂ. શાસન પ્રભાવક પ્રશાન્ત તપોમૂર્તિ આચાર્ય દેવેશ
શ્રી દર્શનસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબ



જન્મ : સં ૧૯૬૪ જેઠ વદ ૭ ધોળી (સૌરાષ્ટ્ર)
દીક્ષા : સં. ૧૯૮૬ જેઠ વદ ૧૪ ખંભાત
ગણિપદ : સં. ૨૦૦૮ કારતક વદ ૩ પાલીતાણા
ઉપાધ્યાયપદ : સં ૨૦૨૨ મહા સુદ ૧૧ પાલીતાણા
આચાર્યપદ : સં ૨૦૩૫ માગસર સુદ ૫ મુંબઈ

# સંપાદકીય નિવેદન

ચાહું સદા હું તુજ પાસ આજ મનથી માણિકયના રંગને,
ચંદ્ર જ્યોત સમા સુહેમ સરીખા સિદ્ધસ્થના ભાવને ।
દેવેન્દ્રો પણ હંસ તુલ્ય મતિને ઝંખે સદા ચિત્તથી,
પામું કંચનતુલ્ય દર્શન સદા શાશ્વત્ ચિદાનંદના॥

કવિ કલાપીએ એકલા પુસ્તકોના જ સહારે જીવન જીવી જવાની મહેચ્છા વ્યક્ત કરી હતી. સારાં પુસ્તકોથી દૃષ્ટિનો વિકાસ થાય છે રાષ્ટ્રના અને વ્યક્તિના જીવન વિકસાવવામાં સારાં પુસ્તકો મહત્ત્વનો ભાગ ભજવે છે તેથી એક દિવસ મારા મનમાં પણ સ્ફુરણા જાગી કે

"શાસ્ત્રના જ્ઞાતા અને ઉપદેશક તો સંસારમાં અનેક છે, પરંતુ જેમનું જીવન જ સત્શાસ્ત્રનું પ્રતીક બની રહ્યું છે, એવી વિશ્વની વિરલ વિભૂતિના ઝળહળતા આત્મજ્ઞાને અનેકના અંધકારોને દૂર કરનાર આગમોની ચાવી રૂપ, તત્ત્વજ્ઞાન, દલીલ ને શ્રદ્ધાપૂર્વક માણસના હૃદયને હચમચાવવાની અપૂર્વ શકિત સાથે જેનામાં કુતર્કને હઠાવવાની અને જૈનશાસનની પ્રભાવના કરવાની પ્રવચનોમાં શક્તિ છે, જેના શ્રવણ અને વાચનથી નદીના પ્રવાહની માફક પાપનો પ્રવાહ પલાયન થાય અને જીવન નિર્મળ બને તેવા **આગમોદ્ધારકશ્રીનાં** પ્રવચનો મુદ્રિત કરાવી ઘેર ઘેર પહોંચતાં કરૂં."

આ મહાપુરૂષના પ્રવચન–સાહિત્યને મારી પહેલાં પણ અનેક મહર્ષિઓએ પ્રગટ કરાવેલ, પરંતુ આજે તેમાંના મોટા ભાગના અપ્રાપ્ય છે અને કેટલાક તો હજુ અમુદ્રિત પણ છે, તેથી જો ક્રમસર દરેકનું પુનર્મુદ્રણ થાય તો તત્ત્વજિજ્ઞાસુઓને તૃપ્ત કરી શકાય. તત્ત્વથી ભરપૂર, તર્ક અને દલીલોથી યુકત આધ્યાત્મિક ક્ષેત્રમાં અતિ ઉત્તમ આ સાહિત્યને બહાર પાડવા મેં તથા મારા ગુરૂદેવશ્રીએ

આગમોદ્ધારકશ્રીના ભક્ત વર્ગને અને આગમ મંદિરના ટ્રસ્ટી ગણને પ્રેરણા કરી અને **આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિની** સ્થાપના થઈ. પ. પૂ. ગચ્છાધિપતિ આચાર્યદેવશ્રી હેમસાગરસૂરીશ્વરજી મ. સા. પ. પૂ. આચાર્યદેવશ્રી દેવેન્દ્રસાગરસૂરીશ્વરજી મ. સા. અને પ. પૂ. આચાર્યદેવશ્રી કૈલાસસાગરસૂરીશ્વરજી મ. સા.નાં મંગલ આશીર્વાદ અને પ. પૂ. આચાર્યદેવશ્રી કંચનસાગરસૂરીશ્વરજી મ. સા.નું માર્ગદર્શન પણ પ્રાપ્ત થયાં.

સામાજિક ક્ષેત્રે પ્રસિદ્ધિ પામેલ અનેકવિધ સેવાઓ અર્પવા સાથે અનેક સંસ્થાઓનું સુચારૂ સંચાલન કરનાર, વર્ષો સુધી આગમોદ્ધારકશ્રીની વાણીનુ પાન કરનાર અને આગમોદ્ધારકશ્રીની અનેક સંસ્થાઓમાં અગ્રગણ્ય સેવા આપનાર શ્રી અનુભાઈ ચીમનલાલ, શ્રી અમરચંદ રતનચંદ ઝવેરી, શ્રી શાન્તિચંદ્ર છગનભાઇ ઝવેરી, શ્રી પુષ્પસેન પાનાચંદ ઝવેરી, શ્રી નિરંજન ગુલાબચંદ ચોકસી, શ્રી મફતલાલ ઝવેરચંદ પંડિત, શ્રી ફુલચંદ જે. વખારીયા જેવા સુવિખ્યાત, ઉત્સાહી અને કર્મઠ કાર્યકર્તાઓ આ સંસ્થાને પ્રાપ્ત થયા.

પ્રભાવતીબેન છગનલાલ સરકારે સંસ્થાના સ્થંભ બનવાનું સ્વીકાર્યું. અનેક સંઘો, વ્યક્તિઓ અને સંસ્થાઓનો સારો સાથ મળ્યો, જેથી અસહ્ય મોંઘવારીમાં પણ ફક્ત એક જ વર્ષ જેટલા અલ્પ સમયમાં જ **'પર્વમહિમા દર્શન,' 'દેશના મહિમા દર્શન'** અને **'આનંદ પ્રવચન દર્શન'** જેવા વિશાળકાયગ્રન્થો સમાજને ચરણે મૂકી શકયા અને આ **'ષોડશક પ્રકરણ દર્શન'** નામના ચોથા પુસ્તક (ગ્રંથ)ને પ્રકાશિત કરતા અનેરો આનંદ અનુભવીએ છીએ.

'ષોડશક ભાગ–૧' તથા ઢંઢેરા અને ગુરૂમંત્ર'માં ઉત્તરાર્ધના ષોડશક અંગેનાં પ્રવચનો તે જ આ **'ષોડશક પ્રકરણ દર્શન'** છે. અનેકવિધ મુશ્કેલીઓ હોવા છતાં શ્રી **લાલચંદભાઇ કે. શાહે** મુદ્રણ અંગેની સંપૂર્ણ જવાબદારી ઉઠાવી લીધી તેથી આ કાર્યને સારો વેગ મળ્યો છે.

મારા દરેક કાર્યોમાં સહભાગી બનનાર ગણિ શ્રી નરદેવસાગરજી મ., ગણિ શ્રી અશોકસાગરજી મ., ગણિ શ્રી કલ્યાણસાગરજી મ., ગણિ શ્રી ચંદ્રાનન સાગરજી મ., મુનિશ્રી કલ્પવર્ધન સાગરજી મ., તેમજ બાલમુનિરાજશ્રી દિવ્યાનંદસાગરજી મહારાજનો પણ સહકાર નોંધપાત્ર છે. સાવધાની છતાં રહેલ હોય તે મુદ્રણ અંગેની અશુદ્ધિ દૂર કરી વાંચવા વિનંતી.

દર વખતની માફક આ "ષોડશક પ્રકરણ દર્શન" પુસ્તકના ટાઈટલ ચિત્રની કલ્પના, તેમજ તેનું આલેખન પૂ. મુનિરાજ શ્રી હેમચંદ્રસાગરજી મ. સા. તરફથી પ્રાપ્ત થયેલ છે.

વૈશાખ સુદ ૩, ૨૦૩૮ — નિત્યોદય સાગર ગણિ

વાલકેશ્વર–મુંબઈ

श्री शंखेश्वर पार्श्वनाथाय नमः

# આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિનું નમ્ર નિવેદન

(ટ્રસ્ટ રજીસ્ટર્ડ નંબર ઇ-૨૭૨૧ મુંબઈ)

શ્રી આગમશાસ્ત્ર એ જૈન સાહિત્યનો મૂળ ભૂત ખજાનો છે. વીતરાગ પરમાત્માએ અર્થથી આપેલી દેશનાને ગણધર ભગવંતોએ સૂત્રબદ્ધ કરી ગૂંથી. તે વાણીને વિક્રમની પાંચમી શતાબ્દિમાં દેવર્દ્ધિ ગણિ ક્ષમાશ્રમણે પુસ્તકારૂઢ કરી અને અનેક બહુશ્રુત જ્ઞાની ગીતાર્થોએ ચૂર્ણિ ટીકાઓ વગેરે લખી, તેમાં વૃદ્ધિ કરી,

આ આગમિક મહાપુરુષોની પરંપરામાં વીસમી સદીમાં **આગમોદ્ધારક પૂ. આચાર્યદેવશ્રી આનંદસાગરસૂરીશ્વરજી** મ. નું નામ ખૂબ જ મહત્ત્વનું રહ્યું છે, જેમણે હસ્તલિખિત આગમગ્રન્થોનું જીવનભર સંશોધન કરી સતત પરિશ્રમ કરી તેમને મુદ્રિત કરાવ્યા, એટલું જ નહિ કિંતુ તાત્ત્વિક વિચારણાથી ભરપૂર, તર્ક અને દલિલોથી યુક્ત શાસ્ત્રીય વિષયોનું ખૂબ જ ઊંડાણથી તલસ્પર્શી, આગમોની ચાવીઓ સમાન પ્રવચનો આપી અનેક આત્માઓનો ઉદ્ધાર કર્યો.

આવા તાત્ત્વિક અને સાત્ત્વિક પૂજ્ય શ્રીનાં પ્રવચનો તેઓશ્રીના શિષ્ય-પ્રશિષ્યોએ લખી, સંકલન કરી, પુસ્તક રૂપે પ્રકાશિત કર્યાં હતાં, પરંતુ તેમાંના ઘણાં આજે મળતાં નથી અને કેટલા અમુદ્રિત પણ છે. અનેક તત્ત્વજિજ્ઞાસુઓ આગમિક તાત્ત્વિક વાણીથી વંચિત ન રહે તે હેતુથી પ. પૂ. શાસનપ્રભાવક પૂ. **આચાર્યદેવશ્રી દર્શનસાગરસૂરીશ્વરજી** મ. સાહેબ તથા તેઓશ્રીના શિષ્ય સંગઠ્ઠન પ્રેમી **ગણિશ્રી નિત્યોદયસાગરજી મ. સાહેબની** પ્રેરણાથી આગમોદ્ધારકશ્રીના તમામ પ્રવચનોને પુનઃમુદ્રણ કરવા **આગમોદ્ધારક**

**પ્રવચન પ્રકાશન સમિતિ**

સ્થાપિત કરવામાં આવી છે. શ્રેયસ્કરી આગમિક સેવાનો લાભ લેવા માટે નીચેની યોજનાઓ મૂકવામાં આવે છે:–

રૂ. ૫૦૦૧ પાંચ હજાર એક આપનાર **"શ્રુત સમુદ્ધારક"** કહેવાશે ને ફોટો પુસ્તકમાં મૂકવામાં આવશે તથા સંસ્થાના સર્વ પ્રકાશન તેમને ભેટ અપાશે.

રૂ. ૨૫૦૧ પચ્ચીસો એક આપનાર **"શ્રુતભકત"** કહેવાશે ને તેમને સંસ્થાનાં તમામ પુસ્તક ભેટ અપાશે.

રૂ. ૧૦૦૧ એક હજાર એક આપનાર **"આજીવન"** સભ્ય ગણાશે. ને તેમને સંસ્થાનાં તમામ પુસ્તક ભેટ અપાશે.

રૂ. ૫૦૧ પાંચસો એક આપનાર **"શ્રુત સહાયક"** ગણાશે ને તેમને સંસ્થાનાં નવાં પ્રકાશનો ભેટ અપાશે.

આવાં મહાન કાર્યો પૂજ્ય સાધુ–સાધ્વીજી મહારાજ સાહેબની પ્રેરણાથી, શ્રી સંઘો તથા દાનવીરોની સહાયથી જ થઈ શકે તેથી દાનવીરોને આજે જ પોતાના તરફથી તથા શ્રી સંઘના જ્ઞાનખાતામાંથી અને તેટલી વધુમાં વધુ રકમ મોકલી લાભ લેવા નમ્ર વિનંતી.

ટ્રસ્ટ રજીસ્ટર્ડ નં. ઈ. ૨૭૨૧ (મુંબઈ)

નિવેદક

**"આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિ" ટ્રસ્ટીગણ**

'આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિ'ના નામનો ડ્રાફ્ટ અથવા ચેક નીચેના સ્થળે રકમ મોકલી શકાશે.

૧ શ્રી અનુભાઈ ચીમનલાલ એન્ડ બ્રધર્સ
ઠે. ૫૦૩–૩, પાંચકુવા અમદાવાદ–૨
ફોન–૩૮૮૦૯૫

૨ શ્રી અમરચંદ રતનચંદ ઝવેરી
૭૦૭, સ્ટોક એક્ષચેંજ ટાવર
શેર બજાર
દલાલસ્ટ્રીટ મુંબઈ–૪૦૦૦૨૩
ફોનં–૨૭૦૭૧૨

૩ શાન્તિચંદ્ર છગનભાઈ ઝવેરી
આગમોદ્ધારક સંસ્થા, ગોપીપુરા
આગમમંદિર રોડ. સુરત–૨
ફોન–૨૮૧૪૯

૪ શ્રી પુષ્પસેન પાનાચંદ ઝવેરી
ભાવના ફ્રેબ્રીક્ષ
૩૩૬, કાલબાદેવી રોડ
મુંબઈ ૪૦૦૦૦૨
ફોન–૩૧૯૭૨૫

   

ધીરપુરુષનું આચરણ કયું ?

# પરોપકાર



परउवयारमईए संतापवि ,य अहव सामत्थं ।
थोवाण तत्थ केसिपि पुन्नपब्भारकलियाणं ॥
तम्हा अत्तुवगारंमि साहिए परोवयारमूलंमि ।
धीरपुरिसाणुचिन्ने परोवयारंमि जइयव्व ॥



**ભાવાર્થ**–કેટલાક ભાગ્યશાળીઓને જો કે પરોપકારની બુદ્ધિ હોય છે. તો પણ તે પરોપકાર કરવાને લાયકનું સામર્થ્ય કોઈક જ મહાભાગ્યશાળીઓને હોય છે. માટે પરોપકારના મૂળ કારણભૂત આત્માઓને ઉપકાર સિદ્ધ કરીને બુદ્ધિશાળી (એવા) ધીર, વીર પુરુષોએ અનેક સતતપણે આચરેલા પરો-પકારને વિષે પ્રયત્ન કરવો જ જોઈએ.

'મલધારીય હેમચંદ્રસૂરિ'

   

## શ્રી આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિ
## સહાયક મહાનુભાવોના નામો

### શ્રુતસમુદ્ધારક

શ્રી. પ્રભાવતીબેન છગનલાલ સરકાર — મુંબઈ-૬
,, વાડીલાલ સારાભાઈ ચંદ્રપ્રભસ્વામી-જૈન દેરાસર પ્રાર્થના સમાજ
શેઠ શ્રી મોતીશાહ આદીશ્વર જૈન ટેંપલ ટ્રસ્ટ — ભાયખલા
,, મોતીશાહ અમીચંદ સાકરચંદ ચેરીટેબલ ટ્રસ્ટ-પાલીતાણા
,, ઝવેરચંદ પ્રતાપચંદ સુપાર્શ્વનાથ જૈન સંઘ ઉપાશ્રય વાલકેશ્વર, મુંબઈ-૬
શ્રી. વિજયદેવસૂરસંઘની પેઢી, ગોડીજી મહારાજ જૈન દેરાસર ધર્માદાખાતાં — મુંબઈ
,, મોતીધરમકાંટાના ઝવેરીભાઈઓ — મુંબઈ
,, ભવાનીપુર જૈન શ્વે. મૂ. સંઘ — કલકત્તા
શેઠ શ્રી. રતનચંદ ગુલાબચંદ જૈન ઉપાશ્રય — સૂરત
(ગણિ શ્રી. કલ્યાણસાગરજીની પ્રેરણાથી)
શ્રી. મહાવીર જૈન શ્વે. મૂ. સંઘ-ઓપેરા — અમદાવાદ,
(ગણિશ્રી મહાયશ સાગરજીની પ્રેરણાથી)
શેઠ શ્રી. ધીરજલાલ મોહનલાલ અ. સૌ. તારાબેન ધ્રાંગધ્રાવાળા મુંબઈ
,, અમરચંદ રતનચંદ ઝવેરી — મુંબઈ
,, પુષ્પસેન પાનાચંદ રૂપચંદ ઝવેરી — ,,
,, નિરંજન ગુલાબચંદ ચોકસી — ,,
,, ફૂલચંદ જે. વખારીઆ — સુરત
શેઠ શ્રી. મોતીશા લાલબાગ જૈન ચેરીટીઝ- — મુંબઈ

### શ્રુતભક્ત

શ્રી. રિખવદેવજી મહારાજની પેઢી- — ઝગડીયાતીર્થ
,, ગોવાલીયા ટેંક (આરાધના) જૈન સંઘ-
,, કલ્યાણ પ્રાર્શ્વનાથ જૈન સંઘ, ચોપાટી — ,,
શ્રી. મરીન ડ્રાઈવ જૈન સંઘ-પાટણ મંડળ — મુંબઈ

## આજીવન સભ્ય

શ્રી. મીઠાભાઈ કલ્યાણચંદ. ધર્મફંડ
(પ. પૂ. આ. શ્રી. ચિદાનંદ સાગરસૂરીશ્વરજી. મ. ની પ્રેરણાથી)
" પાર્શ્વનાથ શ્વે. મૂ. સંઘ. ઘાટકોપર — મુંબઈ
(પ. પૂ. ગણિશ્રી જિતેન્દ્રસાગરજી મ.ની પ્રેરણાથી)
શેઠ શ્રી. રતિલાલ પાનાચંદ ડેરોલવાળા, — વડોદરા,
(પ પૂ. ગણિ. ચંદ્રાનનસાગરજી મ.ની પ્રેરણાથી)
શ્રી શામળાની પોળ જૈન સંઘ — અમદાવાદ
શ્રી. મંછુભાઇ દીપચંદ ધર્મશાળા
પ. પૂ. સા શ્રી. મૃગેન્દ્રશ્રીજી મ.ની પ્રેરણાથી
" મંછુભાઈ દીપચંદ ધર્મશાળાની બ્હેનો તરફથી- — સુરત
" જૈન આનંદ પુસ્તકાલય — "
" નાનચંદ ધન્નાજી ટ્રસ્ટ- — "
" શાન્તાકુઝ જૈન સંઘ — મુંબઈ
" ઘાટકોપર મુનિસુવ્રતસ્વામી જૈન દેરાસર પેઢી — "
શ્રી સુરેન્દ્રનગર જૈન સંઘ (ગણિ શ્રી અભ્યુદય સાગરજીની પ્રેરણાથી)

## શ્રુતસહાયક

શ્રી. વેજલપુર જૈન સંઘ,
(પ. પૂ. આ. શ્રી. ચિદાનંદ સાગર સૂરીશ્વરજી મ.સા.ની પ્રેરણાથી.)
" પરમાનંદ જૈન સંઘ, — અમદાવાદ
(પ. પૂ. આ. શ્રી. કંચન સાગર સૂરીશ્વરજી મ.સા.ની પ્રેરણાથી.)
" બીજોવા જૈન સંઘ, — બીજોવા
" (પ. પૂ આ શ્રી. વિજય ઇન્દ્રદિન્ન સૂરીશ્વરજી મ.સાની પ્રેરણાથી.)
" ભાન્ડુપ જૈન સંઘ, — મુંબઈ
(પ. પૂ. ગણિ. શ્રી. જીતેન્દ્ર સાગરજી મ.ની પ્રેરણાથી.)
" મીઠાભાઇ કલ્યાણચંદ ધર્મફંડ — કપડવંજ,
(પ. પૂ. ગણિશ્રી. નરદેવસાગરજી મ.ની પ્રેરણાથી.)

” શ્વે. મૂ. તપગચ્છ સંઘ,
(પ. પૂ. ગણિશ્રી નરદેવ સાગરજી મ.ની પ્રેરણાથી.)

” ખાનપુર જૈન સંઘ, અમદાવાદ
(પ. પુ. ગણિશ્રી મહાયશ સાગરજી મ.ની પ્રેરણાથી.)

” તીર્થરંજન વિહાર ખાનપુર, અમદાવાદ
(સાધ્વીજી મ. શ્રી. ગુણોદયાશ્રીજી મ.ની પ્રેરણાથી.)

” આદરિયાણા વીશાશ્રીમાળી જૈન સંઘ, આદરિયાણા.

” પ્રીન્સેસ સ્ટ્રીટ લુહારચાલ જૈન સંઘ, મુંબઇ
(મુનિશ્રી કલ્પવર્ધન સાગરજીની પ્રેરણાથી.)

” ઓસ્એ મેટલ એન્ડ એન્જી. ટુલ્સ કંપની મુંબઈ

” રાજસ્થાન જૈન સંઘ–ડોંગરી, મુંબઇ
(ગણિશ્રી ચંદ્રાનનસાગરજીની પ્રેરણાથી)

” તપાગચ્છ જૈન સંઘ– જયપુર
(બાલમુનિશ્રી દિવ્યાનંદસાગરજી મ.ની પ્રેરણાથી.)

” કાન્તિલાલ કાળીદાસ, શામળાની પોળ, અમદાવાદ

” ચાણસ્મા જૈન મહાજન પેઢી. ચાણસ્મા
(મુનિશ્રી રાજતિલકસાગરજી મ.ની પ્રેરણાથી.)

શેઠ શ્રી કાન્તીલાલ જેકીશનદાસ વખારીયા સુરત

” શ્રી અમૃતલાલ જેકીશનદાસ વખારીયા સુરત

શ્રી. સોજત જૈન સંઘ (સાધ્વીજી શ્રી. રત્નત્રયાશ્રીજી મ.ની. પ્રેરણાથી.)

” લીંબડી જૈન સંઘ (મુનિશ્રી. ન્યાયવર્ધનસાગરજી મ.ની પ્રેરણાથી.)

” નવરંગપુરા જૈન સંઘ, અમદાવાદ.
(સાધ્વીજી શ્રી પ્રવિણાશ્રીજી મ.ની પ્રેરણાથી.)

શ્રી અંધેરી (ઈસ્ટ) બેનો તરફથી (સાધ્વીજી શ્રી સુશીમાશ્રીજીની પ્રેરણાથી) મુંબઈ

શ્રી વાવ તપગચ્છ સંઘ (ગણિ શ્રી નરદેવસાગરજીની પ્રેરણાથી) વાવ

# પ્રસ્તાવના

## ષોડશક–પ્રકરણ

આ સંસ્કૃતમાં પદ્યમાં 'આર્યા' છંદમાં રચાયેલી નાનકડી કૃતિ છે. એ સોળ વિભાગોમાં વિભક્ત છે. દરેક વિભાગને 'અધિકાર' કહેવામાં આવ્યો છે. પહેલાં પંદર અધિકારોમાં સોળ સોળ પદ્યો છે, જ્યારે સોળમામાં–છેલ્લામાં સત્તર પદ્યો છે. આમ પદ્યની સંખ્યાને લઈને આ કૃતિનું નામ '૧ષોડશક' પડાયું છે એમ જોઈ શકાય છે. નામની બાબતમાં એ પૂર્વગામી **સિદ્ધસેન દિવાકરની દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકાને** અનુસરે છે. ગ્રન્થકારે પોતે આ નામ **ષોડશકમાં** તો આપ્યું નથી. પ્રત્યેક અધિકારને 'ષોડશક' કહેવા ઉપરાંત એ દરેકનું વિશિષ્ટ નામ છે. સોળ ષોડશકનાં નામ નીચે મુજબ છે :–

(૧) ધર્મપરીક્ષા, (૨) દેશના કિંવા સદ્ધર્મદેશના, (૩) ધર્મ-લક્ષણ, (૪) ધર્મેચ્છુલિંગ, (૫) લોકોત્તર—તત્ત્વપ્રાપ્તિ, (૬) જિનમંદિર, (૭) જિનબિમ્બ, (૮) પ્રતિષ્ઠાવિધિ, (૯) પૂજાસ્વરૂપ, (૧૦) પૂજાફલ, (૧૧) શ્રુતજ્ઞાનલિંગ, (૧૨) દીક્ષાધિકાર, (૧૩) ગુરુવિનય, (૧૪) યોગભેદ, (૧૫) ધ્યેય–સ્વરૂપ અને (૧૬) સમરસ.

## વ્યાખ્યાનોનું વિહંગાવલોકન

બાળ જીવો, મધ્યમ જીવો અને પંડિત જીવો–આ ત્રણને ઉદ્દેશીને રચાયેલા ષોડશકના બીજા ષોડશકના બારમા પદ્યના વિવરણરૂપ આ વ્યાખ્યાનો તરફ દૃષ્ટિપાત કરતાં જણાય છે કે વચનની આરાધના વડે ખરેખર ધર્મ છે એ વાત વિસ્તારથી દાખલા–દલીલો અને કિસ્સા–કહાનીઓ દ્વારા સમજાવાઈ છે. પ્રત્યેક વ્યાખ્યાનના અંતે સવાલો રજૂ કરી એના ઉત્તર આગળ વિચારાશે એમ કહ્યું છે. અહીં જે પ્રત્યેક

વ્યાખ્યાનના અંતમાં "અગ્રે વર્તમાન" એવો જે નિર્દેશ છે તેનો અર્થ આપણે વિચારીશું.

**અગ્રે વર્તમાન**—"આગળના કાળે જે જે બને તે ખરું" આમ આનો અર્થ કરાય છે. સાધુ કે સાધ્વીને ભિક્ષાર્થે ગૃહસ્થ તરફથી વિનંતી કરાય ત્યારે તેમની તરફથી 'વર્તમાન જોગ' એવો ઉત્તર અપાય છે, ખપજોગી ભિક્ષા આપ્યા બાદ વિશેષ આપવાને માટે કે અન્ય કોઈ એષણીય પદાર્થ આપવા માટે વિનંતી કરાય ત્યારે પણ તેઓ 'વર્તમાન જોગ' કહે છે, આનો પણ અર્થ 'અગ્રે વર્તમાન' છે.

પૂ. આગમોદ્ધારકનો અભ્યાસ ઉપરચોટિયો નથી, પણ ખરેખર તલસ્પર્શી છે. આની પ્રતીતિ કરાવવા માટે આ વ્યાખ્યાનોમાં અપાયેલાં કેટલાંક લક્ષણો આપ્યાં છે.

**અતિશય**—દુનિયામાં બીજે ન હોય ને તે કોઈક જ બતાવી શકે તે 'અતિશય'

**અરિહંત**—વીસ સ્થાનક આરાધી જિનનામકર્મ બાંધી (પ્રાયઃ) દેવલોકમાં ગયા ને ત્યાંથી આવીને થયા તે અરિહંતો.

જેમની પુણ્યપ્રકૃતિ વિચિત્ર હોય તે 'તીર્થંકર' યાને 'અરિહંત.'

**આરાધના**—શાસ્ત્રોનું કથન અને તે કથનની લેશ્યા સાચી માનીને અમલ કરવાની ધારણા રાખીને જે પ્રવૃત્તિ કરાય તેનું નામ 'આરાધના'

**આર્ય ને અનાર્ય**—થોડા અપરાધમાં હકાર, વધારે અપરાધમાં મકાર અને બહુ અપરાધમાં ધિક્કાર એ-ત્રણ નીતિઓ જેમાં (જે જગ્યા પર) પ્રવર્તે તે 'આર્ય.' તે સિવાયનો 'અનાર્ય.'

જયાં ધર્મની પ્રવૃત્તિ હોય, સ્વપ્નામાં પણ ધર્મના અક્ષરો હોય તે 'આર્ય' અને જ્યાં સ્વપ્નામાં પણ 'ધર્મ' એવા અક્ષરો ન આવે તે 'અનાર્ય'

**આર્યદેશ**—જ્યાં તીર્થંકરો, ચક્રવર્તીઓ, વાસુદેવો અને બળદેવો ઉત્પન્ન થાય (થયા), છે અને થશે તેવા જ દેશો આર્ય ગણાય; અને તે સિવાયના બીજા બધા 'અનાર્ય'

**કાયા**—જીવના ભાગીદાર જે હોય તે 'કાયા'

**ક્રોધ**—ક્રોધ એટલે આત્મજવર

**ચિત્ત**—ચલાયમાન વિચારોનું સ્થાન તે 'ચિત્ત'

**જડ જીવન**—આ જીવે પોતાનું જીવપણું, જડને ત્યાં ગરાણે મૂક્યું માટે તેનું નામ 'જડ જીવન'

**જેલ**—જેમા જગતનો વ્યવહાર ન હોય તે 'જેલ'

**જૈન**—કર્મબંધના કારણ તરીકે અજ્ઞાન અને અવિરતિને માનનાર તે 'જૈન'

**દ્રવ્ય-શ્રુત**—સર્વજ્ઞ ભગવાન સિવાય બીજો બોલે તેનું નામ 'દ્રવ્યશ્રુત'

**ધર્મ**—દુર્ગતિમા જતા જીવોને રોકે તેવું અનુષ્ઠાન કે જે સદ્ગતિ ન મળતી હોય તો તે મેળવી આપે તેનું નામ 'ધર્મ'

**ધ્યાન**—ચિત્તનો જે અસ્થિર અધ્યવસાય તે 'ધ્યાન'

**નાસ્તિક**—શૂન્ય સરવાળાના સરણૈયાવાળા (તે) 'નાસ્તિકો'

**પુણ્ય**—જે (શુભ વસ્તુ)ને અંગે નિકાશનો પ્રતિબંધ ન હોય તે 'પુણ્ય'

**પુરુષાર્થ**—અનિષ્ટ દૂર કરી પ્રતિબંધોને દૂર કરી ને ઈષ્ટ સિદ્ધ કરે તો જ 'પુરુષાર્થ'

**ફૂવડ**—રસોઈ થયા પછી ચૂલો સળગાવે તો તે 'ફૂવડ'

**બાળક, મધ્યમ બુદ્ધિ અને બુદ્ધ**—ચાલુ રિવાજને માત્ર દેખે તે 'બાળક,' રીતિને તપાસે, અવારનવાર પ્રસંગ પડયે જે કરવાનું હોય તે કરે, તે દેખે તે 'મધ્યમ બુદ્ધિ' અને તત્ત્વને પરખે તે 'બુદ્ધ'

**બુધ**—આગમના રહસ્યની પરીક્ષામાં ઉતરનાર તે 'બુધ'

**ભક્તિ**—સર્વશક્તિમાન તીર્થંકરનાં વચનને અંગે પ્રવર્તવું તેનું નામ 'ભક્તિ'

**ભટકતી ને રખડતી પ્રજા**—મેળવીને લઈ જનાર તે 'ભટકતી પ્રજા' અને મેળવેલું મેલી જાય તે 'રખડતી પ્રજા'

**મહેલ**—જેમાં જગતનો વ્યવહાર હોય તે 'મહેલ'

**વચનની આરાધના**—વચનમાં કહેલી વાત સમજવી અને તે પ્રમાણે વર્તાવ કરવો તેનું નામ 'વચનની આરાધના'

**શ્રુત**—તીર્થંકરે જે વચનયોગથી કહ્યું તે 'શ્રુત'

**સિદ્ધપણું**—કાળનો કોળિયો કરનાર એક જ વસ્તુ તે 'સિદ્ધપણું'

**સૂક્ષ્મ નિગોદ**—કોઈ પણ જગ્યા પર શરીરની ભાગીદારી હોય તો તે 'સૂક્ષ્મ નિગોદ'

**હિન્દુ**—એક ભવથી બીજે ભવ, ત્રીજે ભવ, ચોથે ભવ, પાંચમે ભવ–આમ ભવાંતર કરનાર આત્મા તે 'હિન્દુ'

**મૂળ**—વ્યાખ્યાતા પોતાના ગાંઠની કોઈ વાત કહેતા નથી. જાણે કોઈ ને કોઈ પ્રૌઢ અને પ્રાચીન ગ્રન્થનો આધાર લીધા વિના તેઓ એક ડગલું પણ ભરવા ઈચ્છતા ન હોય એમ લાગે છે. દા.ત. 'દાન શીલ....લાવવામાં ગણે, એ હકીકત જે એમણે કહી છે તે **અધ્યાત્મ-કલ્પદ્રુમ** (અધિ ૯)ના નિમ્નલિખિત નવમાં પદ્યને લક્ષીને છે.

"वशं मनो यस्य समाहितं स्यात्
किं तस्य कार्यं नियमैर्यमैश्च ।
हतं मनो यस्य च दुर्विकल्पैः
किं तस्य कार्यं नियमैर्यमैश्च ? ॥ ९ ॥"

## દાર્શનિક મુદ્દાઓ

**જૈન દર્શનની વિશિષ્ટતા**—જૈન દર્શન ઈતર દર્શનોથી કઈ કઈ બાબતમાં જુદું પડે છે તે હકીકત પ્રસંગોપાત અપાઈ છે—સમજાવાઈ છે.

(૧) પરમેશ્વરની બાબતમાં જૈનોએ એને **'બતાવનાર'** તરીકે માન્યો છે, જ્યારે બીજાઓએ એને **'બનાવનાર'** તરીકે માન્યો છે.

(૨) 'કર્મ બાંધ્યાં તે ભોગવવાં જ પડે' એ સિદ્ધાંત જૈનોનો નથી.

જૈનેતરો તમામ કહે છે કે 'કરે તે ભોગવે' તે જૈનો નહિ કહે. જૈનો તો એમ કહે કે 'જેટલો છૂટે નહિ, જેટલાં પચ્ચક્ખાણ ન કરે તેટલો ભારે થાય અને તેટલો જ ભોગવટો કરવો પડે.'

(૩) જૈનેતરોને જ્ઞાન તે ભાડૂતી; જૈનોને જ્ઞાન તે ઘરનું ગણાય.

(૪) જૈનોનો મોક્ષ તે ગુણનો દરિયો ત્યારે બીજાઓનો મોક્ષ તે શૂન્ય.

**કેવળીનું સ્વરુપ અને સામર્થ્ય**–કેવળજ્ઞાનીનું સ્વરૂપ વિચારતાં કહ્યું છે કે "કેવળજ્ઞાની થયા હોય તેને સૂત્રનું આલંબન ન હોય."

"કેવળજ્ઞાનીને શાસ્ત્રમાં આમ કહ્યું છે માટે હું કહું છું તેમ નહિ."

"કેવળી નિસર્ગ સમકિતવાળા છે, માટે તે શ્રોતાનો વિષય નથી."

'કેવળજ્ઞાનીઓ પણ પુણ્ય પ્રકૃતિએ સરખા હોતા નથી; આત્માના ગુણો અંગે સરખા હોય.

"જ્યારે કેવળી 'ક્ષપક' શ્રેણિ માંડે ત્યારે એમની એટલી બધી તાકાત છે કે જગતના સર્વ જીવોનાં જેટલાં કર્મો છે તે બધાં ભેગાં થઈને એક જ આત્મામાં આવે તો તેને એઓ અંતર્મુહૂર્તમાં બાળી નાંખે". આમ એમનું સામર્થ્ય નિરૂપાયું છે.

**સામાન્ય કેવળી અને તીર્થંકરમાં ફેરક**—બાબત વિચારાઈ છે.

**તીર્થંકર-નામકર્મ**—આ એક પ્રકારનું નામ—કર્મ છે. એની કેટલીક વિશેષતા વિચારાઈ છે.

(૧) આ નામ-કર્મ બંધાય ત્યારથી પોષાતું જાય. 'ક્ષપક' શ્રેણિ માંડે, કેવળજ્ઞાન જ થવા માટે બે ઘડી બાકી હોય ત્યાં સુધી એ પોષાવું જોઈએ. આ કર્મ સિવાયના કોઈ પણ કર્મમાં બંધ-ઉદયથી પોષાવાનો નિયમ નથી.

(૨) આ તીર્થંકર-નામકર્મ ત્રીજે ભવે નિયમિત થાય અને એ પોષાતું રહે. વળી એ લાગલાગટ રહે.

(૩) જગતના ઉદ્ધારની ભાવના માટેનું તીર્થંકર-પદ એ અનેક જન્મની લાગલાગટની કમાઈ છે.

(૪) શાસ્ત્રકારોએ ૧૨૦ પ્રકૃતિઓનો જે બંધ જણાવ્યો તેમાં આહારક-શરીર, આહારક-અંગોપાંગ અને તીર્થંકર-નામ કર્મ એ ત્રણને જ સારી ગણી. આ ત્રણ જ પ્રકૃતિઓ આત્માની નિર્મળતા

થાય ત્યારે જ બંધાય, જ્યારે બાકીની ૧૧૭ આત્માની મલિનતાથી બંધાય. વળી ઉપર્યુક્ત ત્રણ પ્રકૃતિ પૈકી પહેલી બેમાં સંયમ કારણ છે, જ્યારે ત્રીજીમાં—તીર્થંકર-નામકર્મમાં સમ્યક્ત્વ કારણ છે.

**અભવ્યનું સ્વરૂપ**—આ વિચારતાં એમ કહેવાયું છે કે જ્ઞાન તો દરેક આત્મામાં સર્વજ્ઞપણાનું રહેલું છે. એ હિસાબે તો અભવ્યોને પણ 'કેવળજ્ઞાનાવરણીય' કર્મ છે એમ મનાયું છે.

એ વાત છે કે અભવ્યોને શાસન રુચતું નથી, પણ શાસનમાંથી માન-સન્માન મળતું હોવાથી એનાથી છૂટાતું નથી.

અભવ્ય જીવને સાધુપણું—મહાવ્રતપણું આવે તે ઢીંગલીના શણગાર જેવું છે.

**ભવની ગણત્રી**—ભવની ગણત્રી સમ્યક્ત્વથી છે, નહિ કે ચારિત્રથી.

**મદ્રુક અને કાલોદાયિ**—મદ્રુક શ્રાવકે મિથ્યાત્વી કાલોદાયિને કેવી યુક્તિ-પ્રયુક્તિનાં વચનો ઉચ્ચારીને પરાસ્ત કર્યો એ એણે ઉચ્ચારેલાં વચનો આરાધકને છાજે તેવાં હતાં.

**વિયાહપણ્ણત્તિ** (સં. ૨૧ ઉ. ૨; સુ.)માં જીવાસ્તિકાયનાં ૨૧ અભિવચન અપાયાં છે. તેમાં 'હિંદુઅ' પણ છે. એનો અર્થ એક ભવથી અન્ય ભવ કરનાર છે એમ વ્યાખ્યાતાએ કહ્યું છે. વિશેષમાં એમણે હિંદુ અને એ હિન્દુ બેને એક ગણેલ છે. આ દૃષ્ટિએ જૈનો પણ 'હિન્દુ' છે.

**નિસીહ** (ઉ. ૧૦)ના ભાસ (ગા. ૨૮)ની ચુણ્ણિ (ગ્રન્થાંક ૩, પૃ. ૫૭૨) મા કાલકાચાર્યની કથામાં "एहि हिन्दुगदेस" છે. આમ હિન્દુસ્તાન માટે 'હિન્દુઓનો દેશ' એવો પ્રયોગ-અર્થ આ ચુણ્ણિ કરતાં પ્રાચીન કોઈ જૈન કે અજૈન ભારતીય કૃતિમાં હોય એમ જાણવામાં નથી.

અવેસ્તન **વેન્દિદાદ** (૧.૧૮)માં 'હપ્ત હિન્દુ' એવો ઉલ્લેખ છે અને ડેરિયસ કે જે ઈ. સ. પૂર્વે ૫૨૨-૪૮૬ માં થઈ ગયો તેના બહિસ્તાન ખડક પરના શિલાલેખમાં 'સ્પષ્ટપણે' હિ(ન્)દુ એવો ઉલ્લેખ છે.

**હિન્દુકુશ**—'હિન્દુ' સંબંધી વિચાર કરતાં મને 'હિન્દુકુશ' શબ્દનું અને 'હિન્દુઓને લગતો અંકુશ' એવી એની રમુજમાં સૂચવાતી વ્યુત્પત્તિનું પણ સ્મરણ થાય છે. આવું નામ **નિસીહચુણ્ણિમાં** કોઈ સ્થળે વપરાયું છે એમ સ્ફુરે છે.

હિન્દુકુશને પરાપમિસોસ કહેલ છે. એને માટેનું સંસ્કૃત નામ ઉપરિ-શ્યેન છે, જ્યારે અવેસ્તામાં એને 'ઉપાઈરિ-સએન' કહેલ છે. 'હિદુકુશ'ને કોકેસસનું અપભ્રષ્ટ રૂપ ગણે છે; આ નામ આ પર્વતની હારમાળાને મેસેડોનિયનોએ-ગ્રીકોએ આપ્યું હતું. કાબુલ નદીની ઉત્તરે આવેલી હારમાળાના પર્વતોને 'નિષધ' કહે છે. આ 'નિષધ' શબ્દ પરોપનિસોસમા હોય એમ મનાય છે. ગ્રીકના પરોપનિસદ્ દે પરુ અને નિષધ એ બે શબ્દોની વચ્ચે 'પ'નો પ્રક્ષેપ કરવાથી બન્યું છે એમ પણ સૂચવાય છે.

**યશ્ત** (૮, ૩૨)મા ઉસ્-હિન્દવનો અને પહેલવીમાં ઉસ્-સૂઇન્દ અને ઉસ્-ઇન્દમનો જે ઉલ્લેખ છે તે શું હિન્દુકુશને અંગે છે ?

**આત્માની શક્તિ**—અંતર્મુહૂર્તમાં મિથ્યાત્વમાથી નીકળે અને ચૌદમે ગુણસ્થાને જાય એવી આત્માની અજબશક્તિ છે.

**સંખ્યા**-સર્વજીવોમા ગર્ભજ મનુષ્યની રાશિ સૌથી ઓછી છે, ૨૯ આંકથી વધારે નથી.

**આરાધના**—વચનની આરાધના અને વક્તાની આરાધના વચ્ચેનો સંબંધ તેમજ ગુણ અને ગુણીની આરાધના વચ્ચેનો સંબંધ દર્શાવાયેલ છે,

**'નમો' કેમ ?**-'નમસ્કાર' સૂચવનાર ક્રિયાપદ ન લેતાં અવ્યયરૂપ નમો કેમ લીધું એ પ્રશ્નનો ઉત્તર અપાયો છે.

**ધર્મધ્યાનના ચાર પાયાનું** સ્વરૂપ અપાયું છે.

**ચમકપાષાણ યાને લોહચુંબક**-'ચમક' શબ્દના ચાર અર્થ થાય છે. એમાંનો એક તે 'લોહચુંબક' છે. ચમકપથ્થર ચમકપહાણ અને ચમકપાષાણ એ ત્રણેનો તેમજ ચમકખાણનો અર્થ પણ લોહચુંબક છે. લોઢાને આકર્ષવાના ગુણવાળું એક દ્રવ્ય તે 'લોહચુંબક' છે. એને

અંગ્રેજીમાં લોડસ્ટોન તેમજ મેગ્નેટ કહે છે. આને અંગે કહ્યું છે કે લોહચુંબક લોઢાને ખેંચે પણ પિત્તળ વગેરેને ન ખેંચે.

ન્યાયાચાર્ય યશોવિજયગણિકૃત ઋષભજિનસ્તવમાં નીચેની છઠ્ઠી કડીમાં 'ચમકપાષાણ' છે:–

'ચમકપાષાણ જિમ લોહને ખેંચશે
મુક્તિને સહજ તુજ, ભક્તિ રાગો"

આ ગણિવરે "રાજનગરમંડન શ્રીમહાવીરજિનસ્તવન"ની ચોથી કડીમાં પણ 'ચમકપાષાણ' શબ્દ વાપર્યો છે. પ્રસ્તુત પંક્તિ નીચે પ્રમાણે છે:–

"ચમકપાષાણ ખંચસ્યે સંચસે લોહને રે કે સંચસે
તિમતુજ ભગતિ મુગતિનિ ખંચસે મોહને રે કે ખંચસે" ૩

રત્નમંડનગણિએ **સુકૃતસાગર** (પત્ર ૧૮ અ)મા અને મલયગિરિ સૂરિએ **આવસ્સય** ઉપરની વૃત્તિ (પત્ર ૨૫ અ)માં 'લોહચુંબક'ના અર્થમા 'અયસ્કાન્ત' શબ્દ વાપર્યો છે.

હરિભદ્રસૂરિએ **ધમ્મસંગહણિ** (ગા. ૩૭૨)માં આ અર્થમાં 'લોહોવલ' શબ્દ વાપર્યો છે, અને એની શક્તિ પણ દર્શાવી છે. આ રહી એ ગાથા:–

"लोहोवलस्स सती आयत्था चेव भिन्नदेसं पि ।
लोहं आगरिसंती दीसइ इह कज्जपच्चक्खा ॥३७४॥

**પારસ**મણિ—"પારસમણિને લોઢું અડે તો સોનું પણ થાય ચાંદી અડે તો કંઈ ન થાય". એમ એનું સ્વરૂપ દર્શાવી પદાર્થના સ્વભાવની વિચિત્રતાનુ પ્રતિપાદન કરાયું છે.

'પારસમણિ' એ શબ્દ 'સ્પર્શમણિ'નું રૂપાંતર છે એમ કહેવું ઉચિત જણાય છે, કેમકે જિનમંડનગણિએ વિ. સ. ૧૪૯૨ થી ૧૪૯૮ના ગાળામાં **શ્રાદ્ધગુણવિવરણ** નામના ગ્રન્થના આઠમા ગુણના

પ્રારંભમા 'સ્પર્શપાષાણ' તરીકે જે નીચે મુજબ ઉલ્લેખ પત્ર ૨૯અમાં કર્યો છે તે આ 'પારસમણિ'ને લગતો છે એમ લાગે છે:—

"पश्य सत्सङ्गमाहात्म्यं स्पर्शपाषाणयोगतः ।
लोहं स्वर्णीभवेत् स्वर्णयोगात् काचो मणीयते ॥"

**સોમસુન્દરસૂરિના** શિષ્ય જિનકીર્તિસૂરિએ જે **દાનકલ્પદ્રુમ** રચ્યું છે તેના ચોથા પલ્લવમાં ૧૧માં પદ્યમાં 'સ્પર્શાશ્મન્' અર્થાત્ સ્પર્શપાષાણનો એટલે કે પારસમણિનો ઉલ્લેખ છે અને એના પછીના પદ્યમાં 'તેજન(મ)તૂરિકા'નો ઉલ્લેખ છે કે જેને આ સ્પર્શપાષાણોની ખાણની પાસે રહેલી મટોડી તરીકે ઓળખાવી છે,

નૃસિંહ શર્મા દ્વારા સંકલિત **ચમત્કારિક દૃષ્ટાંતમાલા** (નવરાત્રી મહોત્સવ)ની ત્રીજી આવૃત્તિનાં 'લોહની ડબ્બીમાં પારસ' એ નામની એક વાર્તા છે.

ઉપર્યુક્ત ઋષભજિનસ્તવનની ત્રીજી કડીમાં 'કનકમણિ'નો જે નીચે મુજબ ઉલ્લેખ છે તે જ 'પારસમણિ' હોય એમ લાગે છે:—

"કવણ નર કનકમણિ છોડી તૃણ સંગ્રહે ?"

## પ્રકીર્ણક બાબતો

**મનઃપર્યવજ્ઞાન ક્યારે ?**—ધન, માલમિલ્કત વગેરેનું રાજીનામું આપીને નીકળે તેને જ મનઃપર્યવજ્ઞાન થાય.

**રાવણનું અભિમાન** : રાવણે સીતાનું શીલ ખંડિત કર્યું નથી, કેમકે મરજી વગર એનો એ સ્વીકાર કરવા ઇચ્છતો ન હતો. એણે તેમ છતાં સીતાને પાછી ન આપી તેનું કારણ એ દર્શાવાયું કે 'હું નિર્બળ છું કે એને લાવ્યા પછી આપી દઉં ?' એવા અભિમાનને ખાતર એણે રામને સીતા ન સોંપી.

**માખીના ચાર પ્રકાર**—માખીના ચાર પ્રકારો ગણાવાયા છે.

આ હકીકત પુણ્યના ચાર પુણ્યાનુબંધી અને પાપાનુબંધી એ બે પ્રકાર અને પાપના પણ એ બે પ્રકાર સાથે પણ ઘટાવાય છે એમ સાંભળ્યું છે,

**'દહેરાવાસી** શબ્દ—'દહેરાવાસી' શબ્દ અનુચિત છે એ વાત વિચારાઈ છે.

**હિંસા એટલે?**— 'હિંસા પાપનું સ્થાનક છે પણ પાપ નથી' એ વાત દર્શાવાઈ છે.

**વ્યવહારુ જ્ઞાન**—મરચાંની બળતરા મટાડવાનો ઉપાય, ખાજાં ખાતાં એની કરચ પડે, સિંહ આવે ત્યારે કેટલાંક જાનવરો આંખ મીંચે, ડુંગળીને બાળવા છતાં ગંધ ન જાય, ઘાસની ગાંઠડી એવી બંધાય છે કે તેમાં તણખો પડે તો ઉપરનું બળે પણ અંદર બચે ઇત્યાદિ બાબતો, ખેડૂતનું ઉદાહરણ, ગોરના બે પ્રકાર અને શેરિફ્ એટલે કોણ અને એનું કાર્ય શું ? એ હકીકત વ્યાખ્યાતાના વ્યવહારુ જ્ઞાનની વિશાળતાનો ખ્યાલ કરાવે છે.

**પારખ**—કીડી એક જોજને રહેલી ચીજની ગન્ધને પારખે છે. કીડીમાં ગંધ પારખવાની જેટલી શક્તિ છે એટલી આપણામાં નથી.

રસ્તો પારખવાની તાકાત જે કૂતરામાં છે તે ભલભલામાં નથી.

સોનું છે કે પિત્તળ તેની પારખ માટે કસોટી છે.

ચાંદી છે કે કલાઈ છે તેની પારખ માટે લીંપણ છે.

પ્રાચીન કાળમાં રાજાઓ ખાવા બેસતા ત્યારે 'ચકોર' પક્ષી રાખતા, કેમકે એ પક્ષીનો સ્વભાવ એવો કે ઝેરી વસ્તુ હોય તો રાડારાડ પાડે. આને અંગે **સમરાઇચ્ચચરિય** (ભવ ૪, પત્ર ૩૦૬)ની સાક્ષી અપાઈ છે.

**ઉપદેશપ્રાસાદ** ( સ્તમ્ભ ૨, વ્યાખ્યાન ૨૩ ) માં અવતરણ રૂપે નીચે મુજબનું પદ્ય છે:-

"दृष्ट्वाऽन्नं सविषं चकोरविहगो धत्ते विरागं दृशो-
र्हंसः कूजति सारिका च वमति क्रोशत्यजस्रं शुकः ।
विष्ठां मुञ्चति मर्कटः परभृतः प्राप्नोति मृत्युं क्षणात्,
क्रौञ्चो माद्यति हर्षवांश्च नकुलः प्रीतिं च धत्ते द्विकः ॥"

આનો અર્થ એ છે કે ઝેરવાળું અન્ન જોઇને ચકોર પક્ષી નેત્રમાં વિરાગ ધારણ કરે છે અર્થાત્ આંખ મીંચે છે, હંસ કૂજન કરે છે-શબ્દ કરે છે, સારિકાને વમન થાય છે, પોપટ વારંવાર આક્રોશ કરે છે, વાંદરો વિષ્ટા કરે છે, કોયલ ક્ષણવારમાં મરણ પામે છે, ક્રૌંચ રાજી થાય છે, નોળિયો આનંદ પામે છે અને કાગડો પ્રસન્ન થાય છે.

હેમવિજયગણિએ વિ. સં. ૧૬૫૭માં કથારત્નાકર રચ્યો છે. એમાં ૨૬મા પત્રમા આને અંગે અવતરણરૂપે નીચે મુજબના પદ્યો છેઃ—

"विषयदुष्टाशनस्वादात्, काकः क्षामस्वरो भवेत् ।
लीयते मक्षिका नात्र, विलीना च विपद्यते ॥ १ ॥

अन्नं सविषमाघ्राय भृंगः कूजति चाधिकम् ।
सारिका सविषेऽन्ने तु, विक्रोशति तथा शुकः ॥ २ ॥

विषान्नदर्शनान्नेत्रे, चकोरस्य विरज्यत ।
म्रियते कोकिलो मत्त., क्रौंचो माद्यति तत्क्षणात् ॥ ३ ॥

नकुलो हृष्टलोमा स्यान्मयूरश्च प्रमोदते ।
अस्य चालोकमात्रेण विषं मन्दायते क्षणात् ॥ ४ ॥

उद्वेगं याति मार्जारः, पुरिषं कुरुते कपिः ।
गतिं स्खलति हंसस्य, ताम्रचूडो विरौति च ॥ ५ ॥"

**મુદ્રારાક્ષસ** (અંક ૨, પૃ. ૫૧)મા સોનાના પાત્રમા યોગચૂર્ણથી

યાને વિષમિશ્રિત ઔષધને રખાતાં એ ઔષધનો રંગ બદલાઈ ગયાનો ઉલ્લેખ છે.

**સંપ**—સંપ કરનાર, વધારનાર અને ટકાવનારમાં કઈ ત્રણ વસ્તુઓ જોઈએ તે નીચે મુજબ દર્શાવાઇ છે:—

(૧) કોઈને નુકસાન ન કરવું.

(૨) બીજાએ કરેલા ગુનાની ગાંઠ બાંધવી નહિ.

(૩) ઉપકારનો વખત જવા દેવો નહિ.

**કુસંપનાં કારણો**—(૧) આપણા (પોતાના) ગુનાને ઢાંકવા, (૨) પારકાના ગુનાને મોટો ગણીને ગાંઠ બાંધવી અને (૩) ઉપકારનો બદલો જવા દેવો—એ ત્રણ કુસંપનાં કારણો છે.

**વિચારની સફળતા ક્યારે?**–જેનામાં (૧) વસ્તુ કરવાની (**कर्तुम्**), (૨) વસ્તુ થતી બંધ કરવાની (**अकर्तुम्**) અને (૩) વસ્તુ ઉથલાવવાની–ઉલટાવવાની (**अन्यथा कर्तुम्**) એમ ત્રણ પ્રકારની તાકાત હોય તે મનુષ્ય વિચાર કરે તો એ સફળ થાય.

**કાર્યની સિદ્ધિ**—નિશ્ચય એ કાર્યની પહેલામા પહેલી ભૂમિકા છે. કાર્યનાં સાધનોની સાચી અને પૂરી સમજ એ એની બીજી ભૂમિકા છે. એમાં પ્રવૃત્તિ કરવી એ એની ત્રીજી ભૂમિકા છે. **નિશ્ચય, સમજ અને રચના ત્રણ થાય તો જ કાર્ય થાય**

**કિસ્સા-કહાનીઓ**—સાંઢણી અને ડોસીની વાત, 'આ ફસા આ ફસા'નો કિસ્સો, અકબર અને **બીરબલની** વાત, લુચ્ચી વહુનું દષ્ટાંત અને ચિતારા અને ભરવાડની કથા અપાયેલ છે.

'કાણી હાથણી અને બે વિદ્યાર્થીઓ નામની જે વાર્તા અપાઈ છે તે જૈન શાસ્ત્રમાં જે ચાર પ્રકારની બુદ્ધિ પૈકી 'વૈનયિકી' બુદ્ધિના ઉદાહરણરૂપ છે. આ વાર્તા સંક્ષેપમાં **આવસ્સય–ચુણ્ણિ** (ભા. ૧,

પત્ર ૫૫૩)માં છે. હરિભદ્રસૂરિની **આવસ્સયની** ટીકા (પત્ર ૪૨૩ આ)માં પણ લગભગ આ જ વાર્તા છે. **નંદી** (ગા. ૬૭ )ની મલયગિરિસૂરિકૃતિ વૃત્તિ (પત્ર ૧૬૦ અ) માં આ વાર્તા સંસ્કૃતમાં છે. આ વાર્તાનું સૂચન **આવસ્સય-નિજ્જુત્તિ** (ગા. ૯૪૪)માં 'નિમિત્ત' શબ્દથી કરાયું છે.

**આયંદે**–આ ફારસી શબ્દ છે. એના (૧) હવે પછી, ભવિષ્યમાં (૨) સરવાળે એમ બે અર્થ છે. પહેલો અર્થ અત્ર પ્રસ્તુત છે.

**ઓંધણ**–જેને અહીં સુરતમાં 'આધરણ' કહે છે તેને અન્યત્ર અધરણ, આંધણ, આધણ કે આધણ કહે છે. આનો અર્થ 'અનાજને બાફવા માટે ઊકળવા મૂકેલું પાણી' થાય છે.

**દમગોટીલો**—આનો અર્થ છોકરાંની એક રમત છે.

**પાટડો**–આનો અર્થ વહેરેલો પાસાદાર ભારવટિયો છે.

**બચુરિયાં**–નાનુ બચ્ચું એ અર્થમાં 'બચોળિયુ' શબ્દ છે.

**વતેરહું**–આનો અર્થ 'વક્તા' અપાયો છે.

અંતમાં સૌ કોઇને સાચા ધર્મની પ્રાપ્તિ થાઓ.

   

## તાજેતરમાં થયેલ સભ્યો



**આજીવન**—શ્રી જૈનસંઘ–મામ્બલં–મદ્રાસ. અંજનશલાકા
**સભ્ય** નિમિત્તે સુરેન્દ્રનગર જૈનસંઘ–સુરેન્દ્રનગર
(ગણિવર્ય શ્રી અભ્યુદયસાગરજીની પ્રેરણાથી)



**શ્રુતસહાયક**—શ્રી વાવ જૈનસંઘ–વાવ
(ગણિવર્ય શ્રી નરદેવસાગરજીની પ્રેરણાથી)



–શ્રી અંધેરી સંઘની બેનો–અંધેરી
(સાધ્વી શ્રી સુશીમા શ્રીજીની પ્રેરણાથી)



   

# * સાદર સમર્પણ *



જે મહાપુરૂષે આગમોધ્ધારકશ્રીની અમર વાણીને "આગમ જ્યોત" દ્વારા આપવા પ્રેરણા કરી, અંધારામાં અથડાતા અનેકોના ઉધ્ધાર કરવાપૂર્વક સાગરસમુદાયનું વર્ષો સુધી સુચારુ સંચાલન કરનાર શાસન શીરતાજ સ્વ. ગચ્છાધિપતિ આચાર્ય દેવેશ શ્રી માણિક્ય સાગર સૂરીશ્વરજી મ. સાહેબના ચરણ કમળમા

"ષોડશક પ્રકરણ દર્શન"

ગ્રન્થ સાદર કોટી વંદનપૂર્વક

સમર્પણ કરૂં છું.

ગણિ નિત્યોદય સાગર

# પ્રકરણ પમરાટ

પરમ પૂજ્ય શાસન શાર્દૂલ આગમોદ્ધારક આચાર્ય ભગવંત શ્રી આનન્દ સાગરસૂરીશ્વરજી મ. સાહેબનાં "ષોડશક પ્રકરણ" પરનાં વ્યાખ્યાનો વાંચવાથી જીવનમાં પુણ્ય પ્રકાશનો પમરાટ પથરાઇ રહે છે. આવા અનન્ય, સમર્થ, અદ્વિતીય આચાર્ય શિરોમણિના જીવન, કથન કે વ્યક્તિત્વ તેમજ પ્રતિભા વિશે કાંઇ લખવું તે બાલચેષ્ટા છે.

ક્યાં તે મહાન વિરાટ વિભૂતિ ને ક્યાં અમારા જેવા અલ્પ-તમાંશ અજ્ઞાની !

આ વ્યાખ્યાનો જેણે સાંભળ્યાં હશે તે આત્માઓને ધન્ય છે. શ્રોતાઓના મનમાં ઉપસ્થિત થતા પ્રશ્નો પોતે જ દર્શાવે છે અને તેનો ઉત્તર શાસ્ત્રોક્ત ને સચોટ આપે છે. તાત્ત્વિક વાત સરળ સહજ બને તે માટે નિત્ય અનુભવાતાં દૃષ્ટાન્તો આપે છે. શ્રોતાઓને મંત્રમુગ્ધ કરે તેવી આગવી વિશિષ્ટ શૈલીને કારણે તેઓશ્રીના પ્રવચનમાં મીઠાશ અનુભવાય છે. તે સાંભળવા–સમજવા તે સમયના પુણ્યશાળી આત્માઓ કેવા તન્મય બનતા હશે ?

આવા મહાપુરૂષના વ્યાખ્યાનોને ગ્રંથસ્થ કરવા માટે પ. પૂ. પ્રાતઃ સ્મરણીય આચાર્ય ભગવંત શ્રી દર્શનસાગરસૂરીશ્વરજી મહારાજ સાહેબે અનેરી કૃપા દર્શાવી તેમજ પરમ પૂજ્ય સંગઠ્ઠન પ્રેમી શ્રી નિત્યોદય સાગરજી મહારાજ સાહેબે આ પુસ્તક સંપાદન કરી અનેરી ઉષ્મા અર્પી તથા શ્રી આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિએ આ કાર્યને સફળ બનાવવા વિશ્વાસ મૂકયો તે બધાનો હાર્દિક આભાર માની કૃતાર્થ બનું છું.

થોડો સમય શ્રી ઓચ્છવભાઇ મફતલાલે અનેરો સાથ આપ્યો ને આ કાર્યને પ્રગતિપંથે રાખ્યું તે માટે તેમનો આભાર માનું છું.

આ પુસ્તકમાં જિનાજ્ઞા વિરૂદ્ધ છપાઇ ગયું હોય તે માટે ત્રિવિધે ત્રિવિધે ક્ષમા ચાહું છું.

આષાઢી બીજ, ૨૦૩૮
૧૬, શત્રુંજ્ય સોસાયટી
પાલડી, અમદાવાદ ૭

લાલચંદ કે. શાહ
(વણોદવાળા)

# આગમધરસૂરિનો અલ્પ પરિચય

વિદ્યા-કળા અને ધર્મના ધામસમું, નવાંગી ટીકાકાર અભયદેવ-સૂરિના સ્મરણથી પવિત્ર બનેલું કપડવંજ શહેર તે જ આગમોદ્ધારક શ્રી આનંદસાગરસૂરિ મ. ની જન્મભૂમિનું ગામ.

માતા યમુનાબાઇ ને પિતા મગનલાલ ગાંધીને ત્યાં સંવત ૧૯૩૧ ના અષાઢ વદ ૧૦ના પુત્રજન્મ સુવર્ણ જેવા ચમકતા ને રૂપવંત હોવાથી નામ હેમચંદ્ર પાડ્યું. વીસા નીમા જ્ઞાતિમા અગ્રગણ્ય મગન-ભાઈના હૈયામાં ધર્મની જ્યોત સતત ઝળકતી હતી તેથી ઋદ્ધિસિદ્ધિ, ને સંપત્તિ સાથે તેમનું હૃદય દીક્ષામા ઘૂમતું હોવાથી પુત્રોમાં પણ ધર્મના સુસંસ્કાર નાખ્યા. પરિણામે મોટા પુત્ર મણિલાલે સં. ૧૯૪૬માં પૂ. મુનિશ્રી નીતિવિજય પાસે દીક્ષા સ્વીકારી. આ પ્રસંગથી હેમચંદ્રના હૈયામાં પણ સંસારની અસારતા ઉતરી. પુત્ર સાધુ ન બને તેટલા માટે માતા અને કુટુમ્બીજનોએ બળજબરીથી બાર વર્ષની ઉમ્મરે માણેકબાઇ સાથે લગ્નગ્રન્થિથી જોડ્યા. પત્નીના દાગીના કરાવવા પિતા સાથે અમદાવાદ આવ્યા ને જંબૂસ્વામીનો રાસ સાંભળતાં વૈરાગ્યવૃદ્ધિ થતાં ૧૯૪૬મા દીક્ષા લીધી. સસરાએ કોર્ટનો આશરો લીધો ને કોર્ટે ફરજિયાત ઘેર જવા ફરમાવ્યું ને ચરિત્રનાયકને સંસારમા જવું પડ્યુ.

એક વર્ષ પણ ન થયું, ત્યા તો પિતાની સાથે પુનઃ અમદાવાદ આવ્યા ને પુનઃ રાસ સાભળતા, વૈરાગ્ય થતા પિતાની સંમતિ લઇ લીંબડી જઈ પ. પૂ. મુનિરાજ શ્રી ઝવેરસાગરજી મહારાજ પાસે સં. ૧૯૪૭માં ભાગવતી પ્રવ્રજ્યા અંગીકાર કરી **આનંદસાગર** બન્યા.

૭ માસમા જ ગુરૂમહારાજ કાળધર્મ પામ્યા.

એકલે હાથે પોતાનો પુરૂષાર્થ અજમાવવા કાળે એકલા અને અટૂલા ફર્યા. સંવત ૧૯૪૭નું ચાતુર્માસ વઢવાણ, ૧૯૪૮ અમદાવાદ (શાહપુર), ૧૯૪૯ ઉદયપુર, ૧૯૫૦ પાલી, ૧૯૫૧ સોજત, ૧૯૫૨માં પેટલાદ. આ ૭ વર્ષના અલ્પ સમયમાં ગુજરાત, મેવાડ અને મારવાડના

વિહારો સાથે પંડિતો પાસે તેમજ સ્વયં અધ્યયન કરી **સાગરજી મ.** તરીકે વિખ્યાત થયા અને મનસુખભાઈ ભગુભાઈ જેવા સંઘનાયકો અને 'મુંબઈ સમાચાર' તથા 'સયાજી વિજય' જેવા દૈનિક પત્રો તેમના તરફ આકર્ષાયા ને જૈન સમાજમાં પૃચ્છાયોગ્ય પુરૂષ તરીકે પ્રસિદ્ધ થયા ને ૧૯૫૨માં સંવત્સરીનો પ્રશ્ન ઊભો થતાં શ્રી સંઘને સત્ય માર્ગદર્શન આપ્યું.

સં ૧૯૫૩ છાણી, ૧૯૫૪ ખંભાત, ૧૯૫૫ સાણંદ, ૧૯૫૬–૫૭–૫૮ (ત્રણ વર્ષ) અમદાવાદ, ૧૯૫૯ ભાવનગર, ૧૯૬૦ અમદાવાદ, આ આઠ વર્ષમાં ઈતરો ના આક્રમણનો સામનો કરવા સાથે વિદ્યાભ્યાસ વધાર્યો અને પ. પૂ. આ. શ્રી નેમિસૂરિ તથા શ્રી મણિવિજયજી સાથે રહી જૈનશાસનની પ્રભાવના સાથે યોગોદ્વહન કર્યા અને સં. ૧૯૬૦ ના જેઠ સુદ ૧૦ ના **ગણિપદ** અને અષાઢ સુદ ૧૩ ન **પન્યાસ-પદે** આરૂઢ થયા.

સં. ૧૯૬૧ કપડવંજ, ૧૯૬૨ ભાવનગર, ૧૯૬૩ અમદાવાદ ચાતુર્માસ કરી શત્રુંજય–તારંગાની યાત્રાઓ કરી. ૧૯૬૪ના ચાતુર્માસ માટે મુંબઈ લાલબાગ પધાર્યા.

આ જ અરસામાં સમેતશિખર ગિરિ ઉપર હવા ખાવા માટે બંગલા બનાવવાનો સરકારે નિર્ણય કર્યો. પૂ. આચાર્યમહારાજે પ્રજાને સરકારની સામે જાગૃત કરી. તીર્થરક્ષા માટે ધનના ઢગલા થયા, યુવાનોએ મૃત્યુની પણ અવગણના કરી, ધર્મ માટે મરવાનું મંજુર કર્યું. પરિણામે બંગલા બગલા બની ઊડી ગયા. ચાતુર્માસ બાદ શેઠ શ્રી અભેચંદ સ્વરૂપચંદ ઝવેરીએ પૂજ્ય શ્રી ની નિશ્રામાં અંતરીક્ષ જીનો છ'રી પાલિત સંઘ કાઢયો, સંઘમાં સાથે રાખેલ પ્રતિમા અંતરીક્ષ પાર્શ્વનાથના મંદિરમા પધરાવવા જતાં દિગંબરો લાકડી લઇ તૂટી પડયા. સંઘના માણસોને ખૂબ ઈજા થઈ અને 'ચોર કોટવાલને દંડે' તે ન્યાયે દિગંબરોએ કોર્ટનો આશરો લીધો. કોર્ટે તહોમતનામું ફરમાવ્યું. જૈનોની નિંદ હરામ થઇ.

આગેવાનો આગળ આવ્યા. અડધા કલાક પછી જ કોર્ટનું જજમેંટ હતું; પરંતુ મહારાજ કોર્ટના કંપાઉન્ડમાં બેસી પંચાશકના અર્થ સમજાવતા હતા તેથી કુંવરજી આણંદજી ભાવનગરવાળાએ કહ્યું: 'કોર્ટના જજમેન્ટને અડધા કલાકની જ વાર છે. આપને શું થશે તેનો વિચાર કર્યો ?'

મહારાજે કહ્યું : "જે કરવાનું છે તે મેં નક્કી જ કર્યું છે."

કોર્ટે ચુકાદો આપ્યો કે 'પંન્યાસ આનંદ સાગરજીએ ધર્મની રક્ષા કરવા બધું યોગ્ય કર્યું છે મહાત્માએ સત્ય અને પરિપૂર્ણ જુબાની આપી છે અને તેઓ નિર્દોષ છે. 'ભલાના ભેરૂ ભગવાન,' તે આનું નામ.

સં. ૧૯૬૫ના યેવલા ચોમાસુ કરી, ઉપધાન કરાવી, ૧૯૬૬માં સુરત ચાતુર્માસ માટે આવ્યા. ત્યાં 'શીવજી લાલન પ્રકરણ' શરૂ થયું તેથી પૂજ્ય શ્રીની નિશ્રામાં સંઘ ભેગો થયો અને સંઘે તેમનો બહિષ્કાર કર્યો.

સ. ૧૯૬૭ સુરત, ૧૯૬૮ ખંભાત, ૧૯૬૯ છાણી, ૧૯૭૦ પાટણ ચાતુર્માસ કર્યું. પાટણમા સેંકડો સાધુ સાધ્વીઓ પધાર્યા ને **આગમની સૌ પ્રથમ વાચના** આપવા સાથે **આગમોદય સમિતિની** સ્થાપના કરી.

આગમ વાચનાનું તે વખતનું દૃશ્ય દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણની વલ્લભી વાચનાની સ્મૃતિ કરાવે તેવું થયું. પરિણામે બીજી ભોયણી, ત્રીજી પાટણ, ચોથી કપડવંજ, પાચમી અમદાવાદ, છઠ્ઠી અને સાતમી સુરત, આઠમી પાલીતાણા અને નવમી રતલામ એમ **નવ વાચનાઓ** આપી

પ. પૂ. આ. દેવ શ્રી મેઘસૂરીશ્વરજી મ. સા.,

પ. પૂ. આ. દેવ શ્રી હર્ષસૂરીશ્વરજી મ. સા.,

પ. પૂ. આ. દેવ શ્રી પ્રતાપસૂરીશ્વરજી મ. સા.,

પ. પૂ. આ. દેવ શ્રી ધર્મસૂરીશ્વરજી મ. સા.,

તથા પ. પૂ. આ. દેવ શ્રી રામચંદ્રસૂરીશ્વરજી મ. સા. વગેરે આજના

સારા ગણાતા અને આગમના અભ્યાસીઓને આ આગમ વાચનાનો જ પ્રતાપ છે.

સં. ૧૯૭૧ નું પાટણ, ૧૯૭૨ નું અમદાવાદ ચાતુર્માસ કરી ૧૯૭૩માં સુરત પધાર્યા. સં. ૧૯૭૪ના વૈશાખ સુદ ૧૦ ના દિવસે બાદશાહી મહામહોત્સવ પૂર્વક પ.-પૂ. આચાર્યદેવ શ્રી વિજય કમલસૂરીશ્વર મહારાજે તેમને **આચાર્યપદારોપણ** કરાવી **આગમોદ્ધારક** તરીકે પ્રતિષ્ઠિત કર્યા.

દેવદ્રવ્યની ચર્ચાનો સામનો કરવા સાથે તેમજ દેશમાં પડેલા દુષ્કાળ માટે મોટું ફંડ કરાવવા સાથે સં. ૧૯૭૪નું ચાતુર્માસ પૂર્ણ કરી સં. ૧૯૭૫માં **આનંદ પુસ્તકાલયની સ્થાપના** કરી. ચાતુર્માસ બાદ જીવણચંદ ધરમચંદે સિદ્ધગિરિના કાઢેલ સંઘમાં પધાર્યા. ૧૯૭૬નું ચાતુર્માસ પાલીતાણા કરી, રતલામ થઈ, ૧૯૭૭ માં શૈલાના પધાર્યા ને ત્યાંના રાજા દિલિપસિંહજીને પ્રતિબોધી, આખા માળવામા ધર્મની જ્યોત ઝગમગાવી. માડવગઢ, ભોપાવર વગેરે તીર્થનો ઉદ્ધાર કરવા સાથે ૧૯૭૮-૧૯૭૯નું ચાતુર્માસ રતલામ કરી, બંગાલ પધાર્યા. ૧૯૮૦નું ચાતુર્માસ કલકત્તા કરી, ૯૬, કેનીંગ સ્ટ્રીટમાં ઉપાશ્રય કરાવી, ૧૯૮૧માં અજીમગંજ આવી બાબુઓના જ્ઞાનભંડારો વ્યવસ્થિત કરાવી, સેંકડો માણસોને નાનામોટા વ્રતોથી વ્રતી બનાવ્યા. સં. ૧૯૮૨ સાદડી, ૧૯૮૩ ઉદયપુર ચાતુર્માસ કરી મારવાડમાના કુસંપો દૂર કરાવી કેસરિયાજીમાં દિગંબરોની આડખીલી હોવા છતાં, તેમની દરકાર કર્યા વિના ધ્વજાદંડ ચઢાવ્યો. સં. ૧૯૮૪ અમદાવાદ, ૧૯૮૫ ભાવનગર ચાતુર્માસ કરી, ૧૯૮૬માં ખંભાત પધાર્યા. તપ અને ત્યાગની ઓજસ્વી-વાણીએ પાણીની માફક અનેક જીવોના દિલ અને દિમાગને સાફ કર્યા, અનેક જીવો વૈરાગ્યને રંગે વળ્યા. મોક્ષમાર્ગના પથિક દેવસીભાઈ બાંગડાથી વેપાર માટે આવેલ. તેમના મનમાં પણ વૈરાગ્યના વિચારો પ્રગટયા અને ગુરૂચરણે મસ્તક મૂકી જેઠ વદ ૧૪ના દેવસીભાઈમાંથી મુનિ દર્શનસાગર બન્યા (જે આજે આચાર્ય દર્શનસાગરસૂરીશ્વરજી તરીકે વિખ્યાત છે.)

૧૯૮૭ અમદાવાદ, ૧૯૮૮નું ચાતુર્માસ મુંબઈ કરી, ૧૯૮૯મા સુરત પધાર્યા. આ ચાતુર્માસમાં દીક્ષા વિરોધી પ્રવૃત્તિએ જોર પકડ્યું. વડોદરા રાજ્યનો સંન્યાસ દીક્ષા નિયામક કાયદો આવ્યો. વિરોધમાં આચાર્ય મહારાજ મોખરે રહયા. પરિણામે દીક્ષા વિરોધની પ્રવૃત્તિ જેમજેમ જોર પકડતી ગઈ, તેમતેમ સારા સુખી ઘરના યુવાનો સંસાર છોડી ભાગવતી દીક્ષા અંગીકાર કરવાવાળા બન્યા. લોકોમાં ધર્મરાગ પ્રગટ્યો અને મુનિસંસ્થા ખેવડાઈ ગઇ. દુષમકાલ સુષમ જેવો થયો અને જૈનેતરોને પણ દીક્ષા પ્રત્યે આદર વધ્યો. સં. ૧૯૯૦માં સેંકડો સળગતા પ્રશ્નોના સમાધાન માટે રાજનગરમાં મુનિસંમેલન થયું અને પૂજ્યશ્રીએ કુશાગ્ર બુદ્ધિ વડે તે સફળ કર્યું. સં. ૧૯૯૦ મહેસાણા, ૧૯૯૧ પાલીતાણા૧૯૯૨–૯૩માં જામનગર ચાતુર્માસ કરી પોપટલાલ ધારશીભાઈ ને પ્રતિબોધી, યાદગાર સંઘ કઢાવી, ૧૯૯૪ પાલીતાણામાં ચાતુર્માસ કરી, શેઠશ્રી મોહનલાલ છોટાલાલના અદ્વિતીય ઉજમણા માટે અમદાવાદ પધાર્યા. સં. ૧૯૯૫નું ત્યા જ ચાતુર્માસ કરી, ૧૯૯૬–૧૯૯૭–૧૯૯૮નું ચાતુર્માસ પાલીતાણા કરી, અજોડ આગમમંદિરનુ સર્જન કરી, ૧૯૯૯માં આઠ નવકારશીઓ અને સમગ્ર શહેરના જમણ સાથે અંજનશલાકા તથા પ્રતિષ્ઠા કરાવી, જન્મભૂમિમા ચાતુર્માસ માટે પધાર્યા. ૧૯૯૯નું ચાતુર્માસ કપડવંજ કરી, ૨૦૦૦ના ચાતુર્માસાર્થે મુંબઈ પધાર્યા. ૨૦૦૧ થી ૨૦૦૫ છેલ્લા પાચ ચાતુર્માસ સુરત કરી, લથડતી અને દિન પ્રતિદિન ઘસાતી જતી કાયાની પણ પરવા કર્યા વિના ઐતિહાસિક **તામ્રપત્રાગમ મંદિરનું** સર્જન કર્યું. ભયંકર માંદગીમાં પણ 'કર્મ કઠીન ને કાયા સુંવાળી'ના સ્મરણ સાથે આરાધનામાં મસ્ત રહી હજારો શ્લોકોનું સર્જન કર્યું અને સં. ૨૦૦૬ના વૈ. વદ ૫ના ૪–૩૨ કલાકે છેલ્લા પંદર દિવસથી અર્ધપદ્માસને સ્થિર રહી, ત્રણ દિવસ અગાઉ આહારાદિના પ્રત્યાખ્યાનપૂર્વક મૌનપણે દેહનું વિસર્જન કરનાર **આગમસમ્રાટને અગણિત વંદન !**

ગણિ **ચંદ્રાનન સાગર**

આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિને પ્રાપ્ત થયેલ

# મંગલ આશીર્વાદ



સૂરત, નવાપુરા જૈન ઉપાશ્રય
મહા વદ ૧૦

શ્રી આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન ટ્રસ્ટ
ટ્રસ્ટીઓ જોગ,

ધર્મલાભપૂર્વક જણાવવાનું કે સ્વ. પૂજ્ય આગમોદ્ધારક શ્રી આનન્દસાગરસૂરીશ્વરજી મહારાજે જૈન આગમ સમજવા માટે વાદી-પ્રતિવાદીની દલીલોપૂર્વક અનેક પ્રવચનો અને આગમ વાચનાઓ આપી, તેઓશ્રીનાં વ્યાખ્યાનો પૂ ગુરૂદેવશ્રી ચંદ્રસાગરસૂરિજીએ 'સિદ્ધચક્ર' પાક્ષિક દ્વારા પ્રકાશિત કર્યાં છતાં હજી ઘણાં વ્યાખ્યાનો અપ્રકાશિત રહેલ છે. તેને માટે સંસ્થાએ જે જહેમત ઉઠાવી છે તે પ્રશંસનીય છે. આ પ્રકાશનો વિશેષ પ્રગતિ સાધીને સ્વ-પર કલ્યાણકારક નિવડે એ જ.

લિ. દેવેન્દ્રસાગરસૂરિ





શ્રી ગોવાલિયા ટેન્ક આરાધના કેન્દ્ર, શ્રી નમિનાથજી જૈન દેરાસર તથા ઝાલાવાડ સંઘના અગ્રગણ્ય કાર્યકર તેમજ મુંબઈની અનેકવિધ ધાર્મિક, સામાજિક સંસ્થાઓમાં વર્ષોથી ઉદાત્ત સેવા આપનાર
ઉદાર દિલ
શેઠશ્રી ધીરજલાલ
મોહનલાલ
ધ્રાંગધ્રા (હાલ મુંબઈ)

સૂરતની ધાર્મિક અને સામાજિક અનેકવિધ સંસ્થાઓને પોતાની ઉદારતા વડે સદ્ધર ને સમૃદ્ધ કરનાર અને પૂ. આગમોદ્ધારક શ્રીની અનેક સંસ્થાઓમાં વર્ષોથી એકધારી સેવા અર્પનાર તેમજ આગમોદ્ધારક પ્રવચન પ્રકાશન સમિતિના ટ્રસ્ટી
ઉદારદિલ
શેઠશ્રી ફૂલચંદ જે. વખારીયા
સૂરત

# વિષયાનુક્રમ



[ટ્રસ્ટ રજીસ્ટર્ડ નંબર ઈ. ૨૭૨૧ (મુંબઈ)]

  



  

# ષોડશક પ્રકરણ દર્શન

વ્યાખ્યાન ૧

# બુદ્ધિ–ભક્તિ અને ધર્મ

वचनाराधनया खलु धर्मस्तद्बाधया: त्वधर्म इति ।
इदमत्र धर्मगुह्य सर्वस्वं चैतदेवास्य ॥ षो० २–१२ ॥

### વર્તમાનનું સુખ ગૌણ કે ભવિષ્યનું ?

શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન શ્રીમાન્ **હરિભદ્રસૂરીશ્વરજી** મહારાજા ભવ્ય જીવોના ઉપકારને માટે ધર્મોપદેશ આપતાં જણાવી ગયા કે આ સંસારમાં બુદ્ધિમાન કોણ ગણાય? કેટલાક વર્તમાન કાળના સુખમાં સંતોષ માનનાર, તો કેટલાક વર્તમાન સુખને ગૌણ કરીને ભવિષ્યના સુખને પ્રધાનપદ આપીને વર્તનારા હોય છે, વર્તમાનના સુખમાં પ્રવર્તવાવાળા જીવોની મૂળ જડ શાસ્ત્રકાર કયાં ગણે છે? વિકલેન્દ્રિયમાં, જેઓને મન–વિચારશકિત નથી તે માત્ર વર્તમાન સુખને દેખનારા છે. ભવિષ્ય ન જોવું તેમજ ભવિષ્ય ઉપર દૃષ્ટિ ન કરવી, પણ વર્તમાનની દૃષ્ટિ રાખવી તેની જડ મનની શક્તિ વગરની ઈન્દ્રિયની ન્યૂનતાને આભારી છે.

મનની શકિતવાળાનું કાર્ય ભવિષ્યને વિચારવાનું છે. "**फलानुमेया: प्रारम्भा मतिमताम्**" બુદ્ધિશાળીઓ ફળના જ અનુસારે ક્રિયામાં પ્રવૃત્તિ કરે. અર્થાત્ વર્તમાનની સુંદરતા અસુંદરતા ન જુએ. બુદ્ધિશાળી જે પ્રયત્નો કરે તેમાં તત્કાલ શું તે દેખવાનું નહિ, પણ તેનું ફળ અને તેનું પર્યવસાન યાને પરિણામ કયાં આવે છે તે વિચારવાનું હોય છે. તેને દેખીને તે કરનારાને 'બુદ્ધિશાળી' ગણીએ છીએ. ૩૯ બુદ્ધિ–શાળી નહોતા. જગતમાં ડાહ્યા પુરુષો–અક્કલવાન મનુષ્યો ભવિષ્યનું ફળ–પર્યવસાન અને પરિણામ ગણે તેને આધારે પ્રવૃત્તિ કરે અને તેને 'બુદ્ધિશાળી' ગણે.

## કોનો જન્મ જેલ જેવો અને કોનો જન્મ મહેલ જેવો?

વિકલેન્દ્રિયની જે દશા છે તે જ વર્તમાનના સુખને માનનારાની દશા છે, તેની સંજ્ઞા કઈ? હેતુવાદિકી. જગતમાં દીર્ઘકાલની સંજ્ઞાવાળા તે જ કે જેઓ ઇન્દ્રિયો અને મનની સંપૂર્ણ શક્તિવાળા છે. તેમને જ દીર્ઘકાલની દૃષ્ટિ ધારણ કરનારા ગણાય, અને એને સમજનારા હોય તેને 'સંજ્ઞી' કહેવામાં આવે.

જેઓ લાંબા કાળનો વિચાર કરનારા હોય તેને જ વિચારવાળા ગણ્યા. કીડી એક જોજનથી ગંધને પારખે ત્યારે આપણે તો મુઠ્ઠીમાં હોય તોપણ તે ન પારખીએ કીડી એક જોજન દૂર રહેલી ચીજની ગંધને પારખે છે. તેવી જ રીતે રસ્તો પારખવાની તાકાત જે કૂતરામાં છે તે ભલભલામા નથી હોતી, કારણ કે એક વખત જે રસ્તે તે ગયો હોય ત્યાંથી તેને પાછા આવતાં વાર લાગતી નથી, અર્થાત્ તે ભૂલે નહિ ત્યારે આપણે બે ચાર વાર જઈએ ત્યારે રસ્તો યાદ રહે.

ઇન્દ્રિયની તાકાત વિચારમાં છે. હજી સંજ્ઞી પંચેન્દ્રિયને વિચાર–વાળા ગણીએ, પણ જેઓની દૃષ્ટિ ભવને 'જેલ' તરીકે બનાવનારી હોય તેને અમે વિચારવાળા ગણતા નથી. જેની દૃષ્ટિ ભવને 'મહેલ તરીકે બનાવનારી હોય તેને અમે વિચારવાળા ગણીએ છીએ.

જેલ શું અને મહેલ શું?

વાત ખરી. પણ આ અંગે તત્ત્વને વિચારો તો માલુમ પડશે. **જેલ** એટલે ચારે બાજુ બારીબારણા, જાળી વગેરે કંઈ નહિ તેમજ દુનિયા સાથે વ્યવહાર નહિ. હું ગયા ભવમા હતો અને આવતા ભવમાં કાંઈક થઈશ તેવી તાકાતવાળાનો જન્મ '**મહેલ**' જેવો ગણાય આવતી જિંદગી જેની ભવિષ્યમા નથી તેનું જીવન બારીબારણાં વગરની **જેલ** જેવું છે.

### દુનિયામાં હરામખોર કોણ?

જેને 'હું કેવો હતો?' કયા કાર્યો કર્યા કે 'જેથી આ મનુષ્યપણું પામ્યો?' એવી સમજણ ન પડે, અને જો કર્મને ન માનતો હોય ને પરભવ ન માનતો હોય તેને કહીએ કે તું કોટીધ્વજને ત્યા જન્મ્યો, તેનો માલિક થયો પણ એ ક્રોડ તુ ક્યાં કમાવા ગયો હતો? તેથી હરામખોરને પણ જેને પુણ્ય માનવુ છે તેને તો કહેવાનું કે તેં પુણ્ય કર્યું હતું માટે તું માલિક થયો છું.

દુનિયામાં હરામખોર કોણ ગણાય ?

વગર હક્કની મિલકતનો જે માલિકી-કબ્જો કરે તે.

**ખેડુત જેવું બીજ વાવશે તેવું ઉગશે,**

પુણ્ય કર્યું હોય, સારાં કાર્યો કર્યાં હોય તેને કોઠ મળ્યા માટે તેને હક્ક, પણ કર્મ નહિ માનનારાને શું ? કયા પુણ્યના ઉદયે મનુષ્યપણું, સંપૂર્ણ પંચેન્દ્રિયપણું, દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થયું ? કોને આધીન ગર્ભમાં આવ્યા ? પહેલા કઈ નિશાળમાં ભણ્યા હતા કે નાક આમ બનાવવું, તેને આમ ગોઠવવું, મોઢું આમ બનાવવું, તેને અમુક જગ્યા પર ગોઠવવું, કાન, નાક, જીભ ને આંખ આવી જ બનાવવી અને આ જ જગ્યા પર ગોઠવવી ? તો આ બન્યું કોના પ્રતાપે ? તો કહેવું પડશે કે પુણ્યના પ્રતાપે. તે સિવાય બીજો રસ્તો નથી. **ગયા ભવના પુણ્યનો વિચાર કરીને આવતા ભવનો વિચાર કરવો જોઇએ.**

**જૈન અને જૈનેતરની માન્યતામાં ભેદ**

જૈનેતરો આ જીવને સુખને મેળવવામાં અને દુઃખ આવે તેને નિવારવામાં પરાધીન ગણે છે. અને આવતો જન્મ લેવાની તેનામાં તાકાત નથી એમ માને છે. એટલે આ જીવ તો મૂર્ખ છે; ઇશ્વર તેને સ્વર્ગે લઈ જાય તો સ્વર્ગે જવાનું અને નરકે લઈ જાય તો નરકે જવાનું. ઈશ્વરથી બધું થાય તે માન્યતા જૈનેતરોની છે.

ત્યારે જૈનોની માન્યતા કઇ ?

જીવ જ પોતાના કરેલાં કૃત્યોને અંગે જવાબદાર છે અને તેના ફળ ભોગવવાને અંગે જવાબદાર છે. દુનિયામા પણ કહેવાય છે ને કે માલ લેવો હોય ત્યારે આપનાર જણાવે કે 'તમારા નામે અને તમારા જોખમે' તેમ જીવે જે પુણ્યના કાર્યો કર્યાં હોય તેનાં ફળ ભોગવવાની જવાબદારીનો જોખમદારી જીવની. તેવી જ રીતે પાપનાં કાર્યો કર્યાં હોય તો તેની જવાબદારી અને જોખમદારી પણ જીવની જ. માટે પુણ્ય કર્યું હોય તો તેના ફળરૂપે સુખ પોતે મેળવે અને પાપ કર્યું હોય તો દુઃખ પણ પોતે જ પામે. જીવને જવાબદાર અને જોખમદાર

મનાવનાર હોય તો જૈનો જ છે. જીવને જવાબદાર અને જોખમદાર ગણનાર મનુષ્ય ભવિષ્યનો તો જરૂર વિચાર કરે.

### ભક્તિના બે પ્રકાર

જેઓને ભૂતકાળ અને ભવિષ્યનો વિચાર હોય તેવા વિચાર-વાળાને 'દીર્ઘકાલિકી' સંજ્ઞાવાળા માને છે. બીજાને 'દીર્ઘકાલિકી' સંજ્ઞા ગણે છે, પણ તે વિકલેન્દ્રિયના ભાઈ જેવી છે કારણ કે તેઓ પૌદ્‌ગલિક સુખને માનનારા છે. સંજ્ઞાવાળો–વિચારવાળો કોણ ? ભવિષ્યના પરિણામને આત્માના સ્વરુપના પરિણામને વિચારનારો હોય તેને જ વિચારવાળો' અને 'દીર્ઘકાલિકી સંજ્ઞાવાળો' ગણે છે. તેનું કર્તવ્ય થવું બે પ્રકારે છેઃ એક શક્તિથી અને બીજું ભક્તિથી. કાં તો શક્તિ વાળા થવું, કાં તો ભક્તિવાળા થવું. જે શક્તિ અને ભક્તિવાળા ન હોય તે 'સાધક' થવા જાય તો નકામું.

આપણામાં જીવ, અજીવ, પુણ્ય, પાપ; આસ્રવ, સવર, બંધ, નિર્જરા ને મોક્ષ જાણવાની તાકાત નથી. માટે જરૂર છે ભક્તિની. ભક્તિના બે ભેદ છે: (૧) શારીરિક ને (૨) માનસિક. શ્રદ્ધા, પરિણામની દ્રઢતા, અનાચરણ રહિત કાયા આપોઆપ થાય. જે સર્વજ્ઞ વીતરાગ પરમાત્મા લોકાલોકને સર્વ પદાર્થને સર્વકાળને દેખનારા છે તેવા સર્વશક્તિમાન તીર્થંકરનાં વચનને અંગે પ્રવર્તવું તેનું નામ ભક્તિ.

આ ઉપરથી અહીં એક વાતનો ખુલાસો થઈ ગયો. કઈ વાતનો ? **વચનાદ્યદનુઠાન**" એ જગ્યા પર કેવળજ્ઞાની મહારાજ સર્વજ્ઞના વચનને ધારીને પ્રવર્તતા હશે. તે પ્રમાણે પ્રવર્તતા ન હોય ત્યારે તેના આત્માને 'ધર્મ' નહિ. આ કથન ભક્તિવાળા માટે છે, શક્તિવાળા માટે નથી.

**વચનારાધનયા खलु** જે ધર્મ પોકારવામાં આવે તે ચીજથી વચનની આરાધના. જેની જેટલી બુદ્ધિ તેટલી જ ધર્મ આરાધનાની અધિકતા. એ ધર્મની અધિકતા અને ન્યૂનતા એ સમજવાની છે. માટે જ કર્મણિ તૃતીયા અહીં જણાવી

### અનારાધના અને વિરાધનામાં ભેદ

તીર્થંકર પરમાત્માનાં વચનની આરાધનાથી ધર્મ થાય અને

અનારાધનાથી વિરાધના થાય, શાસ્ત્રોમાં કહેલાં વાકયોને ધ્યાનમાં રાખવાં. અનારાધનાવાળાને વચનને અંગે તેમાં શું કરવું તેનો વિચાર નથી, માટે 'અનારાધના', પણ વચનમાં જે છે તે મારે કરવું નથી પણ વિરૂદ્ધ કરવું, માટે તેનું નામ 'વિરાધના.' અને વિરાધના તે તો અધર્મ છે, અનારાધનામાં અધર્મનો નિયમ નહિ. તેથી અનારાધક યથાભદ્રિક મિથ્યાત્વીઓ સમકિત પામે ને અંતર્મુહૂર્તમા કેવળજ્ઞાન પામીને મોક્ષે જાય.

## મહાવીરસ્વામીની સત્યતા વિષે ગોશાળાનો અંતમાં એકરાર

**ગોશાળાએ** છેલ્લી અવસ્થામાં શું કહ્યું? જે ગોશાળાએ **મહાવીર** પ્રભુ સામે આખડી બાંધી હતી, **મહાવીર** પ્રભુને ઉપસર્ગ કર્યા હતા, તેવો આ **ગોશાળો** પોતાના મતવાળાને એકઠા કરીને કહે છે કે '**મહાવીર** ભગવાન સાચા છે, હું ખોટો છું' અને મેં તમને ખોટે રસ્તે દોર્યા તે મોટું પાપ મેં કર્યું. માટે તેના પ્રાયશ્ચિત્ત તરીકે મારા પગે દોરડું બાંધીને ચોરાશી ચૌટામાં આ પ્રમાણે બોલીને ઘસડજો: "આ **ગોશાળો** ખોટો છે ને **મહાવીર** સાચા છે; આને બહુ પાપ કર્યું છે વગેરે" (ભગ૦ સૂ૦ ૫૫૫)

હવે આમાં કંઈ બાકી રહ્યું? આવી પરિણતિવાળો છતાં તેને દુર્લભ બોધિ અને તે જન્મોજન્મ રખડશે, હજી ધર્મ નહિ પામે. વિરાધનાવાળો આવી સ્થિતિમાં આવે તો આરાધક અને સુલભ બોધિ થાય. તેથી જિનેશ્વરનાં વચનમાં જેટલી વિરાધના તેટલો જ અધર્મ.

વિચારવાળાએ ડગલે ને પગલે વિચારવાનું કે જિનેશ્વરનું વચન કેમ છે? ધર્મની આરાધના કરવી હોય તેને વચન ઉપર રહેવું જોઈએ. ધર્મના દાન, શીલ, તપ અને ભાવ તેમજ હિંસા; જૂઠ; અપ્રામાણિકપણું વગેરેનું નિવારણ, ત્યાગ વૈરાગ્યના પ્રકારો સાંભળો છો, પરંતુ **ધર્મનું ગુહ્યમાં ગુહ્ય તત્ત્વ હોય તો આ વચનની આરાધના છે.** આ પણ તત્ત્વ વગરનું હોય તો તેમ નહિ, પણ આ ધર્મના સર્વસ્વ માટે બધું છોડીને ધર્મની આરાધના કરવી જોઈએ. જેઓ આ પ્રમાણે વચનની આરાધના કરશે તેઓ આ ભવ પરભવની અંદર માંગલિક માલા વિસ્તારીને મોક્ષસુખ વિષે બિરાજમાન થશે. ※

તે વિચારો. આ શાને અંગે? તો કર્મનો કચરો સાવરણી વગર સાફ થવાનો નથી, પૂંજણીથી કામ નથી થવાનું.

તેમ અહીં આગળ પોતે સમજે કે આ આત્મામાં એવાં ચીકણાં કર્મ લાગેલાં છે કે જેનો ક્ષય આ દેશમા થવાનો નથી પણ ત્યા થશે. તેમ વિચારીને ભગવાન અનાર્ય દેશમાં ગયા.

**તપસ્યાને ઉડાડવાનું જૂઠાણું**

આવી ભગવાનની તપસ્યા અને અભિગ્રહોને દેખીને ધ્રૂજી જવાય તો તે કરવાની કલ્પના કયા રહી? અરે! સાંભળે તો પણ અરર થાય. જેને કરતાં દેખીને, જેનું વર્તન દેખી કાયરો કંપી ઉઠે. જે તેમાંથી ખસ્યા અને માર્ગ છોડયો, તે કર્મભેત્તા (કર્મ ભેદનારા) કહેવાય નહિ. માર્ગ પાલવે નહિ, પણ કર્મ કબૂલ, પરંતુ આ કર્મક્ષયનો રસ્તો નથી તપસ્યા. પરિષહ અને ઉપસર્ગ. એ બધાં તે કર્મક્ષયના રસ્તા નહિ. દુષ્કરચર્યા તે સાભળી કે દેખી, તે સહન થઈ શકે તેવી ન હતી, એટલે આપણે સાભળીએ છીએ કે શિયાળે દ્રાક્ષને માટે ફાળ મારી. દ્રાક્ષ ન મળી એકલે દ્રાક્ષને ખાટી કહીને શિયાળ પાછો ફર્યો.

દુનિયામાં માર્ગથી ખસેલાને પોતાનું દૂષણ દેખાય નહિ, પણ તે બીજાનુ દૂષણ દર્શાવે. તે દુષ્કરચર્યા કલ્પી પણ ન શકે, જે મગજને સ્થિર ન રાખે તે દેખી પણ ન શકે અને કરવાનો સંકલ્પ પણ ન કરી શકે, તેમા વાંક કોનો? હવેના કાળની દુનિયા માને નહિ. કહેવા માત્રથી માનતા નથી, તેને તો દલીલ આપો તો માને. દલીલ ન હોય તો તેઓ માનવા તૈયાર નથી, માટે દલીલ કઇ કરવી? આ તપસ્યા, પરિષહ અને ઉપસર્ગસહન ગમતું નથી, કરવું નથી, તેને ખરાબ બતાવવી તે કઈ રીતે બતાવવું? હંમેશાં જૂઠી વસ્તુને યુકિતમા લાવવા માટે જૂઠાણાં ઊભાં કરવાં પડે. એક જૂઠાને સાબિત કરવા ચૌદ જૂઠાં ઊભાં કરવાં પડે તેમ તપસ્યાને ઉડાડવાનું જૂઠાણું ઊભું કર્યું,

**જન્મે પાપી પણ પાપની કબૂલાત નહિ**

તમને આ તપસ્યાદિ કરવાનું કહ્યું કોને?

તીર્થંકરે.

શા માટે ?

પાપના ક્ષય માટે.

હવે વાત પલટાવી અને કહ્યું કે તમે બધા પાપી જન્મ્યા છો કે બીજું કંઈ? જિનેશ્વરોના જેટલા ભકતો જે પાપી હોય તે જ જન્મે. 'તપસ્યા પાપના ક્ષય માટે જિનેશ્વરે કહી. તેને ઉથલાવીને પેલાએ કહી દીધું કે, તીર્થંકરના ભગત જેટલા થાય તે પાપી હોય. પાપી ન હોય તો તપસ્યાની જરુર શી ?' આંખની પીડા ભોગવીએ પણ તે દેખાય નહિ, આંખે ફૂલું આવે તે આપણને દેખાય છે ? તને તે દેખાયું કે તારામાં રહેલું બીજાએ દેખ્યું ? તને કેવળજ્ઞાન છે કે તેં તે દેખ્યું કે કેવળજ્ઞાન વગરના બીજાએ દેખ્યું ? કારણકે બીજા અવીતરાગ જન્મ્યા છે તે અવીતરાગ, તે કેવળજ્ઞાન વગરના શાથી છે તે કહીશ ! પુણ્ય કે પાપના ઉદયે. ત્યારે પાપથી જન્મે અને પાપની કબૂલાત ન કરે એમ ને ?

### 'માનતા નથી' તે બચાવ નહિ

અહીં આગળ જન્મે અવીતરાગ. કોઇ દિવસ કોઈ પણ જન્મથી વીતરાગ હોય નહિ. જો જન્મથી વીતરાગ હોય નહિ તો પછી જન્મથી સર્વજ્ઞ હોય કયાંથી ? જો સર્વજ્ઞ નથી તો પાપનો ઉદય છે, છે ને છે. તારે તે પાપનો ઉદય કબૂલ કરવો નથી. જેમ ગૂનેગારો ગૂનાની કબૂલાત નથી કરતા તેથી શું જજ તેમને સજા કરતા નથી ? પાપીઓ પાપની કબૂલાત ન કરે, અને 'પાપ, કર્મ કે જીવ માનતા નથી' તેમ કહી દે, તો તેથી પાપ ચાલી જતું નથી. તારા નહિ માનવાથી વસ્તુ ચાલી જતી નથી, તારા શરીરમાં દર્દ આવશે, તે નથી તે માની લે ને ? તો ત્યાં ના. તે તો આકરૂં પડે છે. તે નહિ માન્યું કેમ ચાલે ? તેમ કર્મ, પાપ, જીવ કે નરકને તમારા ભક્તો માનનારા નહિ માનવા માત્રથી તેનાથી બચી જતા નથી.

### જિનેશ્વરનાં વચનો એ ઉપાધિનું ઔષધ

તીર્થંકરોના ભકતો પાપી જન્મ્યાં અને તારા પાપી નથી.

જન્મેલા, એમને ? તારા બધા ભક્તો અષ્ટ કર્મથી નિર્લેપ છે. એમ ને? તારે પાપ માટે કર્મનાં ક્ષયનો રસ્તો લેવો નથી. અમારે કર્મક્ષયનો રસ્તો લેવો છે. આટલા માટે જ ભગવાન **મહાવીર** મહારાજને કર્મની ઉદીરણા કરવી પડી, [1]મારે જે ઉપસર્ગો ત્યા (લાઢ દેશમા) છે તે અહીં નથી. માટે મારે ત્યા જવું. વળી તેમા મજૂરનું દૃષ્ટાંત પણ લીધું. કાપણીવાળા કણબીને જો પોતાનો પાક પોતાનાથી ન લણાય તો મજૂરો રાખીને કપાવી લે, તેમ હું 'મારે અહીં તેવાં કર્મનો ક્ષય થાય તેમ નથી, માટે અનાર્ય દેશમાં જઈ ને હું કર્મો ખપાવું.'

જે ધૈર્યવાળા, સ્થૈર્યવાળા છે તેને થયેલા દર્દો, વ્યાધિઓ ચંચળતા કરનારાં થતા નથી; પણ ઉપાધિ તે વિચિત્ર ચીજ છે તેમાં ચંચળતાને સ્થાને સ્થાને અવકાશ છે.

વ્યાધિનાં અને દર્દોનાં ઔષધો વૈદકમાં છે પણ ઉપાધિના ઔષધો વૈદકમાં નથી. **માત્ર જિનેશ્વર ભગવાનના વચન સિવાય ઉપાધિનું ઔષધ નથી.** માનસિક રોગની દવા કોઈ પણ ન હોય. **આર્ત્ત અને રૌદ્રધ્યાન બંધ કરવાની અને ધર્મ અને શુક્લધ્યાનને વધારનારી દવા જિનેશ્વરનાં વચનો છે, માટે મોક્ષનાં કારણ તરીકે વચન એ ધર્મ છે.**

### પહેલો પાયો તે તો વચન

શુક્લધ્યાન અને ધર્મધ્યાન, તેમાં ધર્મધ્યાનમાં પહેલો પાયો વચનનો વિશ્વાસ–**આજ્ઞાવિચય.** જિનેશ્વરે જે પ્રમાણે નિરૂપણ કર્યાં, છ દ્રવ્ય. ધર્માસ્તિકાય, બંધ, ઉદય વગેરે નિરૂપણ કર્યાં તે પ્રમાણે માનવું. નિશ્ચય કરવો આમ જ છે ત્યારે તે આજ્ઞાવિચય. ધર્મધ્યાન વગેરે બોલીએ પણ તે ધર્મધ્યાન કોને કહેવાય? ધ્યાન એ ક્રિયાની કે મનની ચીજ છે? તે ચીજ કોની ? મનપૂર્વક ક્રિયા હોય તો

---

1 लाढेसु य उवसग्गा घोरा० (आव० नि० ४८२); ततो सामी चिंतेइ बहुं कम्मं निज्जरेयव्वं, लाढाविसयं वच्चामि, ते अणारिया, तत्थ निज्जरेमि, तत्थ भगव अच्छारियादिट्ठंतं हियए करेइ(टी० पृ० २०६)

ધ્યાનમાં લેવાય. પણ મન વગરનું નહિ. તે અંગે શું ધ્યાન? "દરેક જગ્યાએ દરેક જિનેશ્વરોએ કહેલું છે તે સાચું છે. માટે તે હું માનું છું," આનું નામ આજ્ઞાવિચય.

આ વાત આગળ જણાવી હતી કે–નમો अरिहंताणं ને ગણનારાનાં નરકના આટલાં સાગરોપમ તૂટે. તેમાં તું ચમકે છે પણ નમો अरिहंताणं તે કોનું કહેલું બોલ્યો? તે નૂરીઆજમાલિયાનું કહેલું છે? તો ના. ત્યારે તે જિનેશ્વરનું કહેલું છે. કર્મની દવા તરીકે **નમો अरिहंताण** કહ્યું છે. તે દવા મન વગર કરી. તમારા છોકરાને દવા કરો, તે છોકરો દવા અને પરેજીમા સમજે છે? તો ના. તો ગુણ થાય છે કે કેમ? જેમ રોગની દવા અણસમજમાં ફાયદો કરનારી થાય છે, તેમ જિનેશ્વર ભગવાને નિરૂપણ કરેલું શાસન, શુદ્ધ દેવ, ગુરુ અને ધર્મમાં સામાન્ય રીતે પ્રવર્તો તો પણ તમને ફાયદો થાય, થાય ને થાય. અજાણપણે ગોળી આપે તો તે દર્દ મટાડનાર થાય.

**નમો अरिहंताणं** કહેલું કોને? અરિહંતે. તે કલ્યાણ માટે કહ્યું છે તેથી જિનેશ્વરના કહેલામા કલ્યાણની શ્રદ્ધા થઇ. આમાં આટલુ બધું ફળ. આમાં ઊંડાણ કેટલું છે તે વિચાર! 'આ કર્મને કાઢવા લાયક આ જ તેનું ઔષધ, એ નિશ્ચયપૂર્વક તે ગણવામાં આવે તો તેનું ફળ જૂદું આવે. અજાણપણે મળેલું રત્ન તે દરિદ્રતાના રોગને દૂર કરે, પણ ગુણો જાણ્યા પછી તેનો ફાયદો કોઈ જૂદો જ થાય. અહીં આગળ નમો अरिहंताणं રત્ન જે અજાણપણે આવેલું તે ફાયદો કરે પણ જાણ્યા પછી કાંઇ જૂદા જ પ્રકારનો આત્માને ફાયદો કરે.

### કોનો અજબ પ્રભાવ?

સુદર્શન શેઠની વાતથી કોઈ અજાણ્યો નથી. એ કોટી કોના પ્રભાવથી! **નમો अरिहंताण** પદના પ્રભાવથી. પહેલા ભવમાં ગોવાળિયો છે. ઘરે આવતાં નદીમાં તે તણાયો. ત્યા માત્ર સાધુના પરિચયે નવકાર શીખ્યો ત્યાં ખીલો વાગે છે, મરણદશા વખતે નમો अरिहंताणं

કહે છે, તેના પ્રભાવે મરીને સુદર્શન શેઠ થાય છે, ફળની દશા કયા આવી? સુદર્શનપણામાં. આ પ્રભાવ જાણે તો માલુમ પડે. ઘરમાં આવેલું શુકનવાળું મોતી કે રત્ન ઘરમા ફાયદો કરે છે. તેનો ગુણ, કલા જાણતા હોઈએ તો ફાયદો વિચિત્ર થાય એ જૂદી વાત. આ **નમો અરિહંતાણં** આવ્યા માત્રથી ફાયદો કરે, માટે તેને 'વિષય શુદ્ધ અનુષ્ઠાન' કહે છે. એ વાત વિચારીએ તો નવકારમાં એક પદ બોલ્યા તેમાં આટલા સાગરોપમ તૂટી ગયા. આ વિચારો. જો વિચાર કરો કે સારાં લક્ષણવાળાં રત્ન, ઘોડા વગેરે ઘરમા આવે તો ફાયદો કેટલો બધો થાય છે? તેમ અહીં **નમો અરિહંતાણં** આવે તો ફાયદો કરે તેમા નવાઈ શું? આટલા માટે અહીં સુદર્શન શેઠનું દૃષ્ટાત જણાવ્યું.

## ધર્મધ્યાનનું પહેલું પગથિયું તે આજ્ઞાવિચય

કર્મને હઠાવવાનું કોને કહ્યું? તેને હઠાવવામા કયાં સાધનો કહ્યા? તે ધ્યાનમા લો તો તમને ધર્મધ્યાનનુ પહેલું પગથિયું મળ્યું. ભગવાનની આજ્ઞાનો વિચય તે આજ્ઞાવિચય. કર્મ બંધાવાનું, રોકાવાનું અને તૂટવાનું જે સ્વરૂપ કહ્યું તે ઉપરની શ્રદ્ધા તે આજ્ઞાવિચય. તેની પહેલાં જરૂર છે. તેથી તે પહેલો પાયો કહેવાય.

મોક્ષના પાયા બે; ધર્મ અને શુક્લ.

આર્ત્તને રૌદ્ર સંસારના પાયા.

માટે ધર્મ અને શુક્લધ્યાન મોક્ષનો હેતુ છે. તેમાં મૂલ કોણ? ધર્મધ્યાન.

તેમાં પહેલો પાયો કોણ?

આજ્ઞાવિચય.

તેનું નામ તીર્થંકરના વચનનો નિશ્ચય.

'**वचनाराधनया खलु**'–વચનની આરાધનાએ આજ્ઞાન આરાધના. એ આરાધનાથી મનની સ્થિરતા અને મનની સ્થિરતા દ્વારા ધર્મ થઈ શકે. આ વાત ખરી પણ તમે તો બધા કેવળીને ધર્મરહિત

કરી નાખ્યા. નિસર્ગ સમકિત જેવી જ ન રાખી. શું કેવળી શાસ્ત્રમાં આમ લખ્યું છે તેથી મારે આમ કરવું તેમ માને છે? જો તેઓ તેમ નથી માનતા તો તેમને ધર્મ નહિ? તે દેશોના ક્રોડ પૂર્વ સુધી વળી રહે છે ત્યાં ધર્મ નહિ? નિસર્ગ, અધિગમ સમ્યક્ત્વ છે. તેમા અધિગમ સમ્યક્ત્વ તે વચન–ઉપદેશ દ્વારાએ છે. નિસર્ગ પોતાના સ્વભાવે, તો નિસર્ગ સમ્યક્ત્વવાળા બધાને ધર્મ વગરના ગણ્યા? હું કોને કહું છું તેનો ખ્યાલ ન કરે તો તને શું કહેવું? શ્રોતાઓને ઉપદેશને અંગે આ કહેવામાં આવે છે કે શ્રોતાઓને વચનની આરાધના દ્વારા ધર્મ છે. નિસર્ગ સમ્યક્ત્વવાળી અને કેવળી તે શ્રોતામાં નથી. **उद्देसो पासगस्स नत्थि** નિસર્ગ સ્વાભાવિક છે તે ઉપદેશથી થાય જ નહિ. આ શ્રોતાને અંગે લક્ષણ છે, જે શ્રોતા ન હોય, કેવળી કે નિસર્ગ સમ્યક્ત્વવાળા માટે આ લક્ષણ નથી. અધિગમ સમ્યક્ત્વવાળા માટે આ લક્ષણ છે.

### વચનની આરાધના વગર તરાય નહિ

અહીં અવ્યાપ્તિ થતી નથી. સિદ્ધમા વચનની સ્થિતિ જોઈને પ્રવર્તાવાનું નથી. વચનની આરાધનાથી ધર્મ છે, તેવો ધર્મ ક્યાં માનીએ છીએ? ધર્મ શા માટે છે? રસોઈ થયા પછી ચૂલો સળગાવે તો તે કુવડ કહેવાય. અહીં સિદ્ધ થઈ ગયા, તેમને દુર્ગતિનો ભય નથી ત્યાં ધર્મની જરૂર શી? નિસર્ગ સમકિત અને કેવળી તે શ્રોતાની પર્ષદમાં નથી. તેથી અવ્યાપ્તિ નથી. શ્રોતાને અંગે વચનની આરાધના છે. તેને અંગે ધર્મધ્યાનનો પહેલો પાયો **આજ્ઞાવિચય. ૧**

વચનના નિશ્ચયના આધારે વચનની આરાધનાવાળા તર્યા. તે વગરના ડૂબ્યા. આ નિશ્ચય કે કોઈપણ વચનની આરાધના વગર તરી શકતો નથી માટે **અપાયવિચય ૨**

આજ્ઞાને નહિ માનનારા તે ચારે ગતિનાં દુઃખો ભોગવે માટે **વિપાકવિચય ૩**

કર્મ એવા બાંધે કે તેથી દુ:ખો ભોગવવા પડે, તે ભોગવવા આખા ચૌદ રાજલોકમા ફરે માટે સં**સ્થાન વિચય ૪.**

જેને આજ્ઞા માની ન હોય તે બધે દુઃખી થાય. આજ્ઞા માનનારો તે સુખ પામનારો થાય: અપાયવિચય, વિપાકવિચય અને સંસ્થાનવિચય તે આજ્ઞાવિચય ઉપર આધાર રાખે, માટે તે પહેલો પાયો. તેને ધ્યાનમા રાખીને વચનની આરાધના છે.

**કરણ અને કારણમાં તફાવત.**

સેવાભકિત કોની થાય? અષ્ટસ્પર્શી દેખાતી ચીજ હોય તેની. ચઉસ્પર્શી દેખાતી નથી. જેને અડકી શકતા નથી તેની સેવાભકિત શુ? વચન ચઉસ્પર્શી ચીજ, તેની આરાધના, તેની સેવાભકિત કઈ રીતે થાય? વાત તો ખરી, માટે વચનની આરાધના કઈ? આરાધના કઈ રીતે? तदुक्ते: તેમા જે કહેલુ અનુષ્ઠાન–વિચય તે પ્રમાણે વર્તવું તે વચનની આરાધના. તે માટે वचनाराधनया० જિનેશ્વરના શાસનમાં જે પ્રમાણે વર્તવાનું કહેવામાં આવ્યું છે તે પ્રમાણે વર્તે તો ધર્મ થાય દાનાદિ વગેરે ધર્મ છે તે નકામાં અને વચન પ્રમાણે વર્તવું તે ધર્મને? તારી વાત ખરી. અહીં કરણપણું જણાવ્યું તેથી બીજાનું કારણપણું જતું નથી.

કરણ કોને કહેવું; કારણ કોને કહેવું તે જણાવશે. તે અગ્રે વર્તમાન.



  

પર પ્રાણની પીડાના રક્ષણ માટે બોલાતું જૂઠ્ઠું તે જૂઠ્ઠું નથી પણ સત્ય છે.



દર્શનમોહ નામનું કર્મરૂપી કાળકૂટ ઝેર પીધેલ આત્મા હિતમાર્ગ દેખી શકતો નથી.

  




# જીવન અને જીત




શાસ્ત્રકાર મહારાજા આચાર્ય ભગવાન શ્રીમાન્ **હરિભદ્રસૂરીશ્વરજી** મહારાજા ભવ્ય જીવોના ઉપકારને માટે **ષોડશક** નામના પ્રકરણને રચતા આગળ સૂચવી ગયા કે આ સંસારમાં શરીરના વ્યાધિનું ઔષધ કરનારે પહેલા નિદાન તપાસવું જોઈએ, દવા અને દર્દ તપાસવાં જોઇએ. જે વૈદ્ય દવા, દર્દ અને નિદાનને તપાસી ન શકે, જાણી ન શકે, છતાં દવા આપીને કોઈ જુવાન સમજૂને ફાયદો કરી આપે તોપણ કાયદાની દૃષ્ટિએ તેને 'ગૂનેગાર' ગણવામાં આવે છે.

**દર્દ મટાડે છતાં ગૂનેગાર !**

જૂના કાળમાં એક સાહેબને જબરજસ્ત દર્દ થયું ડોકટરોને ભેગા કર્યા, ફાયદો ન થયો. ત્યારે એક વૈદ્ય સારો છે એમ સાભળી તેને બોલાવ્યો, તેનાથી એને ફાયદો થયો. તેથી એણે એને શિરપાવ આપ્યો, અને કહ્યુ કે જે શાસ્ત્રથી દર્દ, નિદાન વગેરે પારખ્યું હોય તે શાસ્ત્ર મને આપો તો જગતના કલ્યાણ માટે બહાર મૂકું અને તે જગતને ફાયદો કરે. એમ સાહેબે જ્યારે કહ્યું, ત્યારે પેલાએ કહ્યું કે–નથી જાણતો તે શાસ્ત્ર, નથી જાણતો તે દવા, પણ આ દવા હાથમાં લીધી છે માટે દઉં છું.

સાહેબે કહ્યું કે તેં મને ઉપકાર કર્યો તેથી શું કરૂં ? પણ ખરી રીતે તો તું 'ગૂનેગાર' તરીકે ગણાય, કારણ કે જેને તેને જે તે દેવું તે તારો ધંધો. મારૂં દર્દ, તેનું નિદાન, દવા વગેરે જાણ્યાં નથી અને જે તે ઘસીને દેવું કે જેથી કંઈ થશે તો ઠીક છે. મને ફાયદો થયો, પણ કોઈનું આખું જીવન ચાલ્યું જાય તેની તને દરકાર નહિ. એ દવા ફાયદો કે નુકશાન શું કરે છે તે તું જાણતો

નથી ને દવા આપે છે. ખરેખર જો ઉપકાર ન કર્યો હોત તો તને સળિયા પાછળ મોકલત.

કહેવાનું તત્ત્વ એ છે કે નિદાન, દર્દ અને દવાને ન જાણે; તેને વૈદું કરવાનો હક્ક નથી. તેવો માણસ એક વખત દર્દ મટાડે તોપણ નીતિની અપેક્ષાએ તે ગૂનેગાર થાય.

તેણે તો આંધળાની માફક પથ્થર માર્યો, આંધળાનો પથ્થર ભલે ગોખલામા પડયો, પણ તેથી કોઈ તેને તાકોડિયો ન ગણે, તેમ જેને દર્દ, નિદાન, તથા દવાની સમજણ નથી તે શારીરિક દવા માટે લાયક નથી. તો પછી આપણે તો આત્માની દવા કરવા તૈયાર થયા છીએ, તો તેના માટે લાયક કોણ?

**મડદાના અને જીવતાના શણગારમાં ફરક**

શારીરિક દવા એટલે શરીરનું શણગારવું મડદાને શણગારો અને જીવતાને શણગારો તે બેમા ફરક કયો? જીવતાનું શરીર શણગારવું તે જીવનને અંગે ઉપયોગી. મડદા અંગે શરીર શણગારવું તે કુળની લજ્જાને અંગે. આપણું ખરાબ ન દેખાય તે અંગે. તેમા જીવનની શોભાનું તત્ત્વ નથી. તેમ અહીં આગળ આપણે અનાદિ કાળથી જીવનના-સાધનોને શણગારતા રહ્યા પણ આખા જીવનને કોઈ પણ દહાડો શણગાર્યું?

દસ પ્રાણમાથી કોઈને ગડબડ હોય તો તેને સાચવી લઈએ. શ્રોત્ર, ઘ્રાણ, ચક્ષુ, રસના, સ્પર્શન, ઇન્દ્રિય, મન, વચન, કાયા, શ્વાસોચ્છવાસ, અને આયુષ્યને પોષણ આપીને સાચવ્યાં. તે બધું શુ? જેમ દુનિયામા જીવ વગરનુ મડદું તેમ અહીં ભાવપ્રાણ તરફ લક્ષ્ય દીધા સિવાય દ્રવ્યપ્રાણનું જે સાચવવું તે મડદાની શોભા. આપણે દસને, કુટુંબને છોડીએ. બધું ધારણ, રક્ષણ કરેલું તેનું ફળ પાણીમા જાય. મડદાના શણગારનો છેડો ચિતામા બળે ત્યા હોય અને જીવતાના શણગારનો છેડો ઘરમા હોય, તેમ આ જીવે પણ ભવોભવ આ દસ પ્રાણોને ધારણ કર્યા-પોષ્યા-ટકાવ્યાં-બધું કર્યું, પરંતુ આયુષ્યના છેડે બધાનો છેડો.

ખરેખર ટકે ને જીવનની જોડે આવે તેવી વસ્તુ કઈ ? તેનો વિચાર કોઈ ભવમાં કર્યો નથી. એકેન્દ્રિયમાં હતા ત્યારે જીવવાનો કે મરવાનો વિચાર નહિ. કર્મના ઉદયે પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ-પણે તેનાં કારણ મળ્યાં એટલે તે થયાં. કારણ રહ્યા ત્યાં સુધી જીવ્યા અને કારણનો વિયોગ થયો એટલે મર્યા. મરણ કેમ આવે છે, કેમ થાય છે તેનો વિચાર કંઈ છે ?

### એકેન્દ્રિય આદિમાં શું ?

અનંતા પુદ્ગલ સુધી એકેન્દ્રિયમાં હતા. તે વખતે જીવવું અને મરવું, તેનાં કારણો મેળવવાં, તે વગેરેમાંથી કંઈ પણ નહિ. તે ક્યાં સુધી ? તે અનંતો કાળ. અનંતો કાળ કહી દઈએ પણ તેનાં ઊંડાણમાં ઉતરીએ તો જેમ જગત્ શબ્દ કહીએ, પણ જગત્ એટલે શું ? લોક, અલોક, 'તેના જેટલા પદાર્થો' અલોકની જે સ્થિતિ, તે બધાનો ખ્યાલ આવે ત્યારે જગત્ શબ્દ બોલાયો ગણાય. નથી રૂપી અરૂપીનો ખ્યાલ,નથી જીવ–અજીવનો ખ્યાલ, નથી કર્તા,અકર્તાનો ખ્યાલ.

કેટલાક સામાન્ય શબ્દો તેનું સ્વરૂપ જાણ્યા વગર બોલવામાં આવે, તેમ અહીં અનાદિ કાળ વગેરે બોલીએ છીએ. તેમના ઊંડાણમા ઊતરીએ તો એક પુદ્ગલપરાવર્ત કેમ થાય તે વિચારો. પછી અનતાની વાત કરો. સો એટલે સોએક. હજાર એટલે હજારએક. અસંખ્યાત એટલે અસંખ્યાતા એક. અર્થાત અસંખ્યાત એકને છોડીને અસંખ્યાત નથી. નિર્યુક્તિકાર મહારાજા **ભદ્રબાહુસ્વામી**જીએ ચાઉ-રંગીની નિરૂપણાના ચારના નિક્ષેપમા ચારને બદલે એકનો નિક્ષેપો કર્યો (ઉ૦ નિ૦ ગા૦ ૧૪૧) **દશવૈકાલિકમાં** દસને બદલે એકનો નિક્ષેપો કર્યો (દ૦ નિ૦ ગા૦ ૮)

### કાળ અનંતો ખરો કે નહિ ?

દસ, ચાર, છ એટલે શું ? છ એકડાનું નામ છ, ચાર એકડાનું નામ ચાર, દસ એકડાનું નામ દશ. તેમ અનંતા પુદ્ગલપરાવર્ત એટલે એક એક કરતાં અનંતા. એ એક ખુલાસો થયો. અનતા તેનો છેડો

કેમ આવ્યો ? છેડો આવ્યો તો અનંતા કહેવાય કેમ ? વાત ખરી. જો અનંતાનું સ્વરૂપ સમજશે તો આ માલુમ પડશે કે અનંતા કાળે એક એક થાય, દરેક મતવાળા બુદ્ધિવાળાને માનવું પડે કે કાળ અનતો થયો, તે કહેવું પડે. કેમ ? નાકકટ્ટાને આ કાળ ગયો તેની પહેલા શુ ? તેની જવાબદારી તેના માથે આવે.

જેમ લેણદેણના દાવામાં લેણની સાબિતીની જવાબદારી વાદીના માથે, પણ કેટલીક વખત જવાબદારી પ્રતિવાદીને માથે આવે. ચોરીનો ગુનો દઈને ફરિયાદી કરી. હવે ચોર બચાવ કરે તે ખોટો કે ખરો, તેમાં તમારે ઊભા રહેવુ પડે તે વાત જુદી. ચોરીની ફરિયાદ જેના ઉપર કરવામા આવે તેને મુશ્કેટાટ બાધે. તે છૂટવા માટે પોતાનો બચાવ કરે. છૂટવા માટે બધું તેને સાબિત કરવું પડે. તેમ અહીં જેઓ કાળને અનાદિ ન માને, પરમેશ્વરને અનાદિથી થતા ન માને, તો તેને એની શરૂઆત ક્યારથી થઈ તે કહેવું પડે. અનાદિ નહિ માનનારના માથે તે જવાબદારી ચોટે.

### બોલવાની લુચ્ચાઇ

અહીં લુચ્ચી વહુનું દષ્ટાત છે. એક શેઠ છે. તેને બે છોકરા છે. તે બન્ને પરણેલા છે. તેમાં જે જેઠાણી છે તેનું પિયર સારી સ્થિતિમા છે. દેરાણી લુચ્ચી છે. એના પિયરનું લગીર ઠેકાણું નથી. દેરાણીનો ભાઇ રોજ બેનને ઘેર જમે અને રાતના પોતાને ઘેર સુવા જાય. જેઠાણીને તો પોતાના ભાઇને વર્ષમા એકાદ બે વખત નોતરવો પડે.

એક વખત એ બંનેને તકરાર થઈ. તે વધારે ચાલી ત્યારે દેરાણીએ જોયું કે જેઠાણી એ મ્હેણું મારશે તેથી બોલી કે હું જાણુ છું આખું ઘર તેં એને ખવડાવી દીધું. તારો ભાઈ ઓણ અને પોર રોજ આવે છે. ત્યારે મારો ભાઈ તો આજ આવે તે-કાલ લ આવે. આમાં વચનની શાહુકારી આજ અને કાલ એ શબ્દ છેટા વાપરવા અને ઓણ અને પોર નજીક વાપરવા તે બોલવાની લુચ્ચાઇ છે.

અહીં જે જગતને, પરમેશ્વરને અને સિદ્ધોને અનાદિ નથી

માનતા તે પોતાના માથાની જવાબદારી ઉડાડવા માટે છે. તેમા છેડો હો તો 'હશે' એમ કહીને ઉડાડે. જો અનાદિ ન હોય તો તેના પહેલાં શું હતું તે તું બોલને ?

## કાળનો કોળિયો કરનાર કોણ ?

કાળનો કોળિયો દુનિયામા કોઈ કરનાર છે ? જેને શાશ્વતા પદાર્થો કહીએ તેમાં એક કાળ કોળિયો કરે. તેના પુદ્ગલોમાં પણ ફેરફાર થાય છે. બાળપણમાં આ માથું હતું તે અત્યારે છે, પણ તેમાં ફેરફાર થાય છે. કહેવાતા પદાર્થોનો પણ કોળિયો કાળ કરે છે. કાળ આખા જગતમા બધાનો કોળિયો કરે. કાળનો કોળિયો કરનાર એક જ વસ્તુ સિદ્ધપણું છે. તેમાં જે સિદ્ધપણું, કેવળજ્ઞાન, કેવળદર્શન, વીતરાગપણુ, અનંત વીર્ય, સુખ તે કોઈ દિવસ પલટાવાનું, નાશ પામવાનુ કે ન્યૂન થવાનું નથી. કાળનો કોળિયો કર્યો તેથી તેનું જોર ત્યાં નથી ચાલતું. અનંતો કાળ ગયો કે ચાલ્યો જશે તો પણ સિદ્ધપણું નાશ થવાનું કે પલટાવાનું નથી. કાળનો **કોળિયો કરનાર સિદ્ધપણું**. તે સિવાય કાળનો કોળિયો કરનાર બીજી કોઈ ચીજ જ નથી.

આ ધ્યાનમા રહેશે ત્યારે શાસ્ત્રકારે જણાવ્યું કે જિનેશ્વરના વચનો ઉપર સ્થિર રહેવાવાળો આ નિશ્ચયમાં આવે. 'सव्वाणि-ठाणाणि असासयाणि' **જગતમાં બધાં સ્થાનકો આશાશ્વતા છે. શાશ્વતપણું હોય તો કેવળ સિદ્ધપણું, કેવળજ્ઞાન, દર્શન, વીતરાગપણું, અનંત સુખ, વીર્ય, ક્ષાયિક ચારિત્ર** તે મેળવનાર જ કાળનો કોળિયો કરે છે.

જગતને અંગે કાળનો કોળિયો કરવા માગે તો તેમા પહેલુ શું અને પછી શું તે બોલ ? અનાદિ અને અનંતથી તું ભડકે છે તેથી બીજાને ભડકાવે છે. લાખ તે એક કે લાખ ? લાખ એટલે લાખ વખત એક તેનું નામ 'લાખ.' ક્રોડ કોનું નામ ? ક્રોડ વખતે એક તેનું નામ ક્રોડને ? અનંતા. કોનું નામ ? અનંતી વખત એક એક થયા તેનું નામ અનંતા. અનંતા પુદ્ગલ–પરાવર્તો રખડ્યા તે

બોલીએ છીએ. જેમ 'જગત્' શબ્દ વપરાય છે પણ તેનો ખ્યાલ નથી. તેમ અનાદિ ને અનંત શબ્દ વાપરીએ છીએ તેથી તેના સ્વરૂપનો ખ્યાલ નથી આવતો.

### પુદ્ગલ પરાવર્તનું સ્વરૂપ

વર્ષ તે કાળનું માન છે અને તે જગતમાં જાહેર છે. તેવા સો સો વર્ષ જાય એટલે એક યોજન લાંબો ઊંડો; ત્રણ યોજન પહોળાઈવાળો અને એક યોજન ઉંડા ખાડો કર્યો હોય અને તેમાં જુગલિયાના વાળના અસંખ્યાતા કકડા કરીને તે ઠાસી ઠાસીને ભર્યો હોય, તે પાછો અગ્નિથી બળે નહિ, પાણીથી ભીજાય નહિ અને કોહાય નહિ તેવો ભર્યો હોય. અગ્નિથી બળે નહિ તે વગેરે કેમ બને ? ઘાસની ગાંસડી એવી બંધાય છે કે તેમા તણખો પડે તો ઉપરનું બળે પણ અંદરનું બચે. ઘાસનું એટલું બધુ સજ્જડપણું થાય તો શાસ્ત્રકારે તેને અગ્નિ બાળે નહિ એવો ભરેલો ખાડો કહ્યો એમાં ખોટું શુ ? તેમાથી સો સો વર્ષે એક કકડો કાઢો તો કેટલા વર્ષ થયાં ? આટલો વખત એકઠો થાય તેનું નામ 'પલ્યોપમ.'

તેવો દસ કોડાકોડ પલ્યોપમ થાય ત્યારે એક 'સાગરોપમ' થાય.

તેવા દસ કોડાકોડ સાગરોપમે એક 'ઉત્સર્પિણી' થાય. તેવી જ રીતે અવસર્પિણી થાય તે બે ભેગા તેનું નામ 'કાળચક્ર.' તેવા અનંતા કાળચક્ર થાય ત્યારે એક પુદ્ગલ-પરાવર્ત થાય.

આવા અનંતા પુદ્ગલ-પરાવર્ત એકેન્દ્રિયમાં રખડ્યા. આત્મા પૃથ્વીકાયાદિમા રખડયો. પૃથ્વીકાયાદિમાં કેમ જન્મવું, કેમ જીવવું, કેમ મરણ આવશે, કેમ બચીશ તેનો વિચાર નહિ. તેનાથી-એકેન્દ્રિયમાંથી લગીર બેઇન્દ્રિયમાં આવ્યા જન્મવું, જીવવું કેમ તે વિચાર નહિ પણ મરણનો ડર ઊભો થયો. તેવી જ રીતે અસંજ્ઞી પંચેન્દ્રિય સુધીમા પણ તે દશા. સંજ્ઞી પંચેન્દ્રિયમા આવ્યા ત્યારે જીવન, તેના સાધન, સ્થાન, શરીર અને સંતાન તેનો વિચાર થયો તેના રક્ષણ અને વૃદ્ધિમાં પ્રયત્ન થયો એટલે જડ-જીવનમાં પ્રયત્ન થયા

### જડ-જીવન શાથી ?

જીવનું જીવન બે પ્રકારે છેઃ (૧) જડ-જીવન અને (૨) જીવ-જીવન. આ જે દશે પ્રાણો તે જડના આધારે જીવન. કાનના પુદ્ગલો હોય ત્યાં સુધી સાંભળવાની તાકાત રહે છે. તેમ ચક્ષુ, નાક, જીભ અને સ્પર્શના વગેરેની તાકાતમા સમજવું. મન વચન, કાયાના લાયક પુદ્ગલો હોય તો પ્રયોગની તાકાત. શ્વાસોચ્છવાસ આયુષ્યને લાયક પુદ્ગલો મળ્યા તો તે પ્રમાણે કરી શકીએ. જડ મળ્યા ખરા પણ જડના ઘેર ઘરાણે મૂકાયેલા. તમારે કામ પડે ત્યારે ઉપયોગ કરી લો પણ તેના માલિક તમે નથી. જેને ત્યા ઘરેણે મૂકયું હોય તે સારો હોય તો વિવાહને વખતે તેની પાસેથી મેળવીએ છીએ. તેમ આ એદ્માની સાથે ચાલે છે.

તેમ આ જીવન ગીરવી દશામાં છે. તેમાં પાચ ઈન્દ્રિય, ત્રણ યોગ, શ્વાસોચ્છવાસ અને આયુષ્ય એ ગીરવી મૂકાયેલુ જીવન. તેની મહેરબાની હોય તો તેનો ઉપયોગ કરી શકીએ. તેની કફા મરજી હોય તો તેનો ઉપયોગ ન કરી શકીએ. તેનો ઉપયોગ કરવાની તાકાત તમારી નથી. જેને ત્યાં ઘરાણે મૂકયું હોય તેની મહેરબાનીથી ઉપયોગ કરી શકીએ; તેના ઉપર આપણો દાવો નહિ. આ જીવે પોતાનું જીવપણું આને ત્યાં ઘરાણે મૂકયું માટે તેનું નામ 'જડ-જીવન' કહીએ છીએ.

પારકા આધારનું જીવન છે-જીવનું જીવન નહિ. સિદ્ધ મહારાજને પ્રાણરહિત હોવાથી જડ-જીવન નથી સિદ્ધોને પ્રાણ નથી. તો જીવ કેમ કહેવા ? પ્રાણ તે જડ-જીવન છે. તે ન હોય તેથી સિદ્ધપણું ચાલી જતું નથી.

### આત્મા જ્ઞાનમય કે જ્ઞાનનો આધાર ?

જીવનું જીવન કયું ? સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ. જૈનો સ્વરૂપને લઈને ચાલે છે. પણ જૈનેતરો સ્વરૂપને વળગતા નથી. જે ગુણ જાહેર છે તે ભૂંસાય એટલો ભૂંસ્યો જ્ઞાન એ જીવનો ગુણ છે એમ માન્યા વિના છૂટકો કોઈનો નહિ. અન્યોએ જ્ઞાન ઘરની ચીજ નથી માની, ભાડૂતી માની છે, કોઈ

ભાડૂતી ચીજ પહેરીને નીકળે તેને આબરૂદાર ન ગણીએ, કારણ કે તું માંગી લાવીને પહેરે છે. તેમ જીવનો ગુણ તે માંગેલો ગણ્યો, ઘરનો નહિ. જ્યારે જૈનોએ એને જ્ઞાનમય ગણ્યો ત્યારે જૈનેતરોએ એને જ્ઞાનનો આધાર માન્યો. 'ज्ञानाधिकरणमात्मा' જ્ઞાન અધિકરણ માન્યું. જ્ઞાનમય આત્મા માન્યો હોય–તે આત્માનું સ્વરૂપ છે તેમ માન્યું હોય તો તે કેવળ જૈનોએ જ. તે સિવાય કોઈએ જ્ઞાનને આત્માના ઘરનું નથી માન્યું પણ ભાડૂતી માન્યું છે.

સાંખ્યોને લેવાદેવા નહિ. જેઓએ જીવને ચેતના–સ્વરૂપવાળો ન માન્યો, તેઓએ તેને પરમેશ્વરનું ઢોર માન્યું. તમારે ત્યાં ઢોર હોય જ્યારે તમારે છોડવું, બાંધવું, ખવડાવવું, પીવડાવું હોય ત્યારે તમે કરો, તેમા તેનું ચાલે નહિ. તેમ જૈનેતરોએ જગતના બધા જીવોને ઈશ્વરના 'ઢોર' માન્યા. તેવી રીતે જૈનો જીવોને ઢોર માનવા, જ્ઞાનના ભાડૂત માનવા તૈયાર નથી આટલા જ માટે જ્ઞાનમય માને. માટે જીવજીવન–ભાવજીવન–ભાવ પ્રાણ માનીએ છીએ. જીવ-જીવનનો ત્યા ખ્યાલ નથી આવતો. કયા? મનુષ્ય તિર્યંચ વગેરેમાં. મનુષ્યમા આવ્યા છતા જીવજીવનનો ખ્યાલ કોને? જિનેશ્વરના શાસનને માને તે જ આત્માને કેવળજ્ઞાન, સર્વજ્ઞસ્વરૂપ માને. તેમાં જોડાયા વગરનો કોઈ પણ જીવનું જીવન જ્ઞાનસ્વરૂપ માનવા તૈયાર નથી તે શાથી માને? કાનમા કહી ગયા તેથી? ના. કહી ગયા નથી, પણ જિનેશ્વર મહારાજના જીવન સાથે જેનું જીવન હોય તે સાભળી શકે.

## જિનેશ્વર ભગવાનના વચનની મહત્તા

જિનેશ્વરના જીવનને બંધ થયાને ૨૫૦૦ વર્ષ થઈ ગયાં છે તે આપણે સાંભળીએ. તો પછી સર્વજ્ઞપણું, શાશ્વતપણું ને અનાદિનુ રખડવું કયાંથી જાણીએ? બરોબર, પણ વિલાયતથી કે અમેરિકાથી વાયરલેસથી ટેલિગ્રામ આવે તેમાયે પણ મિનિટ નથી લાગતી. છતા કયાથી સાંભળ્યા? તો શબ્દ દ્વારાએ. જેમ શબ્દ દ્વારાએ દૂર દેશના સમાચારો જાણો તેમ અહીં શબ્દ દ્વારાએ દૂર કાળમાં બનેલી હકીકત

જાણી શકો, અનાદિ કાળની હકીકત જાણી શકો. અનંતા પુદ્ગલ-પરાવર્ત જાણવા માટે સાધન જિનેશ્વર ભગવાનનાં વચનો.

**જીતનો આધાર શાના ઉપર ?**

યુદ્ધમાં ઉતરેલાં સૈનિકો પોતાનું ડહાપણ કરે તો પરાજીતમાં જ ઉતારે જનરલના વચન ઉપર જીત અવલંબે છે. લશ્કરને તે ધ્યાન આપે છે કે નહિ તે જોવાનું હોય નહિ. સૈનિકપણામાં દાખલ થવું તે પોતાની વાત, પરંતુ નોકરીમા દાખલ થયા પછી ડહાપણ ડોળવનો હક્ક રહેતો નથી. જેના સૈનિકો ડહાપણ ડોળવે તેનો નાશ થયા વગર રહે નહિ. પણ જનરલના વચન ઉપર વર્તનારૂં લશ્કર જીતે. **નેપોલિયન** બોનાપાર્ટે લશ્કરના મડદાથી મેદાન ભરી દીધું. તેના ઉપર થઈને નીકળ્યા. લશ્કરને એ જોવાનું ન હોય કે મારૂં શું થશે ? **ડચોને જાવાની** લડાઈ પહેલા **પોર્ટ સાઉથ** બંધ કરવું પડયું હતું. ત્યાં સ્ટીમર ડુબાડવી. લોહીની સહીઓથી અરજીઓ આવી. **જર્મન** સ્ટીમર **અમેરિકામાં** સપડાઈ. પોતે સ્ટીમરને દરિયામા લાવીને સળગાવી અને પોતે બળી ગયો તો તે લશ્કર જીતે, તેમ તમે જૈનશાસનમાં મોહ સામે લશ્કરી તરીકે દાખલ થયા છો તેથી તમારૂં ધ્યેય શું ? જનરલનો હુકમ માટે 'वचनाधनया खलु.' ધર્મ એક જ સ્થાને. વચનની આરાધનામાં. તેના વચન પ્રમાણે ચાલવું તેમાં જીત છે. માટે વચનની આરાધના.

તે વાત ખરી, પણ આ વચન જિનેશ્વર ભગવાનનું કે બીજાનુ ? તેની પરીક્ષા કઈ ? **હિટલર**ના નામે હુકમો કર્યા તેમા શું થયું ? તેમ અહીં મોહ રાજાની સામે ધર્મ રાજાના જનરલ બન્યા છો. એને-સડાને દબાવવો છે, તેથી સડાથી કેમ બચવું અને તે કેમ પારખવું તેની પરીક્ષા કરવી જોઈએ. તે કઈ રીતે તે જણાવશે તે અગ્રે વર્તમાન.

[ષોડશક પ્રકરણ (વ્યા. સં.) પ્રથમ ભાગ સમાપ્ત]

## દુનિયાના જીવો એટલે સગીર

वालः पश्यति लिङ्गं मध्यमबुद्धिर्विचारयति वृत्तम् ।
आगमतत्त्वं तु बुधः परीक्षते सर्वयत्नेन ॥ (षो० १ श्लो २)

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન્ હરિભદ્રસૂરિજી મહારાજ ભવ્ય જીવોના ઉપકારને માટે ધર્મોપદેશ દેતાં સૂચવી ગયા કે–

આ જગતમાં પોતાની માલિકીની જે ચીજ તેને જે ન સમજી શકે તે તેનો સદુપયોગ શી રીતે કરે ? તથા તેનો દુરુપયોગ પણ શી રીતે કરી શકે ? કારણ ? હક્કદાર કે માલિક છતાં પણ વસ્તુ શી ચીજ છે તે વાત સમજનારા બહુ જ ઓછા હોય છે. અર્થાત્ સ્વતંત્ર માલિક છતાં પણ તેને વસ્તુના માલિક તરીકે જગતમાં સ્વીકારનારા ઓછા હોય છે અને આથી '**સગીર**' શબ્દ વાપરીએ છીએ. જેમ સગીર એ મિલકતનો માલિક છતા તે કબૂલ કરાતો નથી અને માલિક છતાં કબજો તેને સોંપાતો નથી, કારણ કે મિલકતનો સદુપયોગ કે દુરુપયોગને તે નથી સમજતો, માટે માલિકી તેને સોંપાતી નથી. જ્યારે તે સદુપયોગાદિ સમજે, ત્યારે જ તેને માલિકી સોંપાય. અહીં મિલકતની વ્યવસ્થા કરવાનો હક્ક પોતે માલિક છતાં પણ તેને રહેતો નથી. આ દુનિયાની વાત. જ્યારે બીજી બાજુ દુનિયાના જીવોને સગીર ગણવા, પણ ઉંમર લાયક ન ગણવા એમ હરિભદ્રસૂરિજી કહે છે.

### ભીલ ને મોતીનું પાણી

દુનિયાના જીવોને પોતાને મળેલી મિલકતનો જ ખ્યાલ પોતાને નથી. કારણ ? કોઇ પણ મનુષ્ય જન્મે છે, તે સર્વ ખાલી મુઠીએ જ

અવતરે છે, બલ્કે ભરેલી મુઠીએ જન્મતા નથી. હવે કેટલાઓ 'લઈને જન્મે છે,' એમ કહે છે તે વાત ખરી છે પણ તે વિચારવા જેવું છે.

જેમ ચાર ઝવેરી છે. સાથે તેઓ જાય છે. એક રસ્તામાં ભીલો ભેગા થયા છે, ત્યાં ઝવેરીઓ વાત કરે છે કે આ મોતીમાં પાણીનો તો દરિયો છે. આ સાંભળી ભીલો મોતીની પરીક્ષા કરે છે. લૂગડું મૂકી ભીંજાવવા ગયા પણ તે ભીંજાયું નહિ. અહીં હકીકત એ છે કે ભીલ તળાવ કે નદીના પાણીને પાણી સમજે છે પણ તે મોતીનું પાણી સમજતા નથી. તેમ આ દુનિયા પૈસો–સોનું–ઘર–મકાન આદિને જ મિલકત સમજે છે, બીજી કોઈ પણ ચીજને તે મિલકત તરીકે સમજતો નથી.

### જીવ આગળ કેમ વધ્યો ?

પ્રથમ તે જીવ મન, વચનની કંપની વિનાનો હતો. કાયા પણ સૂક્ષ્મ, તે પણ કેવી? તો આંગળના અસંખ્યાતમાં ભાગે જ હતી. વળી તે અનંતા જીવોની મિલકત હોય છે. અનાદિથી આ જીવ આવી મિલકતવાળો હતો. સૂક્ષ્મ–આંગળના અસંખ્યાતમા ભાગની કાયા હતી. તેમાં અનંતમો ભાગીદાર આ જીવ છે, તેમાથી પુણ્યજોગે આગળ વધ્યો ત્યારે જ એક શરીરનો સ્વતંત્ર ભાગીદાર થયો એટલે પ્રત્યેક થયો. નજરે જોઈ શકાય તેવો તે બન્યો. તેનાથી આગળ વધ્યો એટલે રસ જાણવાની શક્તિવાળો તે બન્યો. જો પાછળ પડયો હોત તો પાછી જ દશા–મૂળની. આ વાત જેમ દરિયાના મૂળમાં જે ચીજ ઘૂમે, તે પાછી કાંઠે આવવી મુશ્કેલ બને. તેમ અહીં પણ સમજવું.

પુણ્યયોગે બેઇંદ્રિયમાં અને તેનાથી આગળ વધે તો તેઇન્દ્રિયમા આવી જાય, ત્યારે ઘ્રાણ એટલે ગંધ જાણવાની તાકાત મળે. તે વખતે જો પાછો ચક્કરમાં પડે તો પાછો એકેન્દ્રિયાદિમાં આવે અને જાય, પણ કોઈક પુણ્યસંજોગે તે રખડપટ્ટીમાંથી ચક્ષુરિન્દ્રિયની તાકાતવાળો–ચાર ઇંદ્રિયવાળો બને. ત્યાં પણ ચક્રાવો ખાય તો પાછો એકેન્દ્રિયાદિમાં જાય અને વળી કદાચ પાછો શ્રોત્રેન્દ્રિયની તાકાતવાળો બને. આ પાંચ શક્તિઓ કોઈ પણ બચ્ચું જન્મે છે ત્યારે સાથે પાંચ ઇન્દ્રિય

લઈને આવે છે. બાકી રોડાં કે રોકડા તો ભલે સાથે નહિ લાવતો હોય. એ તો એના ભાગ્યમાં હશે તેવાં મળશે.

### મનુષ્યપણું ક્યારે?

આ પાંચ તાકાત છતા પણ જેમ વરસાદના દેડકા છે, તેને વિચારની તાકાત એટલે મન નથી. અહીં પંચેન્દ્રિય મનુષ્ય રૂપે જે બાળક જન્મે છે, તે વિચારની શક્તિ વિના જન્મતું નથી, એટલે પાંચ શક્તિ સામે મન લઈને અવતરે છે અને તેથી મનુષ્યત્વનું દુર્લભપણું બતાવ્યું છે.

આપણે જોઈએ છીએ કે અગ્નિમાં પ્રવેશ કરનારા બધા મરી જતા નથી પણ એક બે જીવી પણ જાય. તેમ પાણીમાં તરનારા બધા ડૂબી ન જાય. અહીં સેંકડે એક બેને બચનારા જાણીએ છીએ, છતાં ત્યાં ભય નથી લાગતો, અહી અનંતા જીવોમાથી એક બે જીવો મનુષ્યપણે આવે છે એમ પણ ચોક્કસ નથી, પણ અનંતામાંથી અનંતમો ભાગ બચવાવાળા હોય છે. તેની ગણત્રીમા આપણે આવેલા છીએ. જો એમ ન હોત તો આ મનુષ્યપણામાં કોઇ જીવ આવી શકત જ નહિ. આવું પંચેન્દ્રિયયુકત મન સહિતપણું જે આપણા જેવા ભાગ્યશાળીઓને મળેલું છે તે ભાગ્યયોગે આવી સ્થિતિ જ્યારે જીવોને અંગે જુએ છે, ત્યારે કહે છે કે ન હોય તેને થશો નહિ પણ હોય તેનું જશો નહિ! તેના કરતા શાસ્ત્રકાર કહે છે કે–મિલકતને અવળે રસ્તે ફના કરે તેના કરતાં બીજી રીતે જાય તે બહુ જ ખરાબ ગણાય. વ્યાપારમા ખોટ જાય તો હજી વ્યાપારમા ગયા એમ કહેવાય, પણ જે રાડોમા કે જૂગટામા ખોએ તે તો બહુ જ ખરાબ ગણાય.

### સગીરના વાલી તીર્થંકર

કોટિધ્વજનો છોકરો દુર્વ્યસનોમાં મિલકતને ઉડાવે, તેથી સજ્જનને તો દયા જ આવે. જેમ ગધેડો પારકા ખેતરની દ્રાક્ષ ખાય છતાં સજ્જનને તો દયા જ આવે. તેમ અહીં પણ ભવ્ય જીવો પોતાને મળેલી અપૂર્વ ચીજ–પાંચ શક્તિરૂપી ઇન્દ્રિયો, મન તેમજ

મનુષ્યપણું આદિનો દુર્ગતિમાં જવારૂપે ઉપયોગ કરે, અગર તે મળેલી મિલકતને સમજે નહિ, તેમજ પોતાની મિલકતના સદુપયોગ કે દુરૂપયોગને સમજે નહિ તો તેઓ બીજાના વચનના આધારે પ્રવર્તવા-વાળા ગણી શકાય.

હવે જેઓ ન સમજે તેઓને પંચેન્દ્રિયપણા આદિ, સંજ્ઞીપણા આદિનો ઉપયોગ સદ્ગતિમાં કરવા માટે ઉપદેશ દેવાવાળા તરણુતારણુહાર તીર્થંકર મહારાજ હોય છે. જેમ સગીરની માલમિલકતનો વહીવટ કરવો પડે પણ સગીરને તો જોવા પૂરતું હોય, ધ્યાન તો ટ્રસ્ટી રાખે. આમ પોતાની જાત અને માલ માટે બીજો જ ઉપરી હોય, તેમ અહીં આપણી જાતમિલકતના માલિક તીર્થંકર મહારાજ છે. જો ત્રિલોકના નાથ તીર્થંકર મહારાજ માલિક બન્યા છે તો પછી તેઓએ પોતાના કબજામાં આવેલા સગીરને ઊંચી સ્થિતિએ લાવવો જોઈએ.

વાલીનું કામ શું ?

સગીરનું હિત તપાસવું તે. નહિ તો વાલીપણું રદ કરાય. જો સગીરનું હિત ન સચવાય તો વાલીપણું રદ કરાય.

તેમ અહીં સંસારના જીવોના વાલી કોણ ?

તીર્થંકર મહારાજા.

કેમ ?

જીવોને મિલકતનો ખ્યાલ નથી. તેમજ સદુપયોગ કે દુરૂપયોગનો પણ તેને ખ્યાલ નથી. હવે જે જે અવસ્થામાં જે વાલી હોય તેણે તે તે અવસ્થાનું હિત જાળવવું જોઈએ. જે રીતે હિત જળવાય તે રીતિએ વાલીએ જાળવવું. ભગવાન્ જિનેશ્વર મહારાજ ત્રણ જગતના માલિક તરીકે વાલી હોવાથી યોગ્યતા પ્રમાણે જીવોના હિતને માટે તેમણે ધ્યાન રાખવું જોઈએ. તેમના હિતને માટે કટિબદ્ધપણું ન રહે તો નવું ન મળે અને મળેલું હોય તો તે જતું રહે. તેમ

અહીં તીર્થંકર મહારાજ જગતના જીવોની મિલકત અને માલિકી સમજાવી તેનો જો સદુપયોગ ન કરાવે તો તેમનું વાલીપણું ન રહે.

### સર્વ મળે ત્યાંસુધીના વાલી તીર્થંકર મહારાજ

સૂર્ય દયા લાવીને અજવાળું ખૂબ ફેંકે પણ આંખ જ ન ઉઘાડે ત્યાં શું થાય? તેમ અહીં જિનેશ્વર મહારાજે તો આખા જગતના જીવોના ઉદ્ધારને માટે શાસનની પ્રવૃત્તિ કરી પણ જે શાસનમાં જ ન રહે તેનું શું થાય? તેમ અહીં આ જીવ સગીર હોય પણ વાલીના કબજામાં ન રહે ત્યાં શું વળે? સગીર કાંઈક કબજામા રહે તેવો હોય, કહ્યા પ્રમાણે ચાલે તેવો હોય તો કામ લાગે, પણ વાલીના માથાના વાળ કાઢે તેવો સગીર હોય તો પછી તેનું હિત ન થાય જેમ વાલીને અમુકનું જ સંભાળવું, પાચ કે દસ વર્ષ સુધી સંભાળવું અને પછી નહિ, એમ નહિ, પણ કાયદા પ્રમાણે નીમાયેલો વાલી એકવીસ વર્ષ સુધી સંભાળે. નહિ તો અઢાર વર્ષે સગીર સ્વતંત્ર થવાથી પછી જરૂર ન જ રહે. એકવીસ પછી તો લાયકાત હોય કે ન હોય તોપણ ચાલે-સ્વતંત્ર ગણાય. અહીં તીર્થંકર મહારાજનું વાલીપણું તેવું નથી. અહીં તો મિલકત સંપૂર્ણપણે, સર્વ કાળ સ્થાયીપણે છે, તેમા જરા યે ઓછું ન કરે તો જ સગીર-પણામાંથી છૂટે. દુનિયામા એકવીસ વર્ષ પછી સગીરતા ટળે ત્યારે તીર્થંકરના વાલીપણામા સંપૂર્ણ મિલકત મેળવે. કોઈ દિન આત્માના ગુણોમાં ન્યૂનતા નહિ થાય. આત્માના સંપૂર્ણ ગુણો મળેલા છે એવી ખાતરી થાય તો જ તે તીર્થંકરના વાલીપણામાંથી નીકળી શકે.

### રસ્તો તન્મયતાનો

આવી અક્ષય, અવ્યય, અવસ્થિત મિલકત જીવ મેળવે ત્યારે જ તીર્થંકર મહારાજના વાલીપણામાથી તે જીવ સ્વતંત્ર થાય, તેથી ઉપાધ્યાયજી કહે છે કે-પોતાનામાં સર્વ ગુરુપણું ન આવ્યું-પ્રાપ્ત ન થયું તો તેની પ્રાપ્તિ શાથી? તીર્થંકરનાં જે વચનો-ઉપદેશો કે શિક્ષામાં આ આત્મા તન્મય બને તો તેની પ્રાપ્તિ થાય. હવે તન્મય

શી ચીજ છે? તો દુકાને કાપડ માટે ઘરાક આવે. તે રાત્રિએ સ્વપ્નામાં તે આવે તોપણ તમો છાતી ઠોકીને એ જ બપોરનો ભાવ કહો. અહીં ઘરાક નથી, કાપડ વેચવાનું નથી, છતાં તન્મયતા તેની છે. આપણને બેભાન અવસ્થામાં કે શૂન્ય ઉપયોગમાં પણ તીર્થંકરના વચનોનો, આચારનો કે ઉપદેશનો કે શિક્ષાનો ખ્યાલ આવે ત્યારે તે તન્મયતા કહેવાય. આ તન્મયતા થાય તો જ માલિકી મળે. પછી પોતાના આત્માના સંપૂર્ણ તત્ત્વનો ખ્યાલ આવે અને જ્યા સુધી આત્માનો ખ્યાલ ન આવે ત્યાં સુધી ઉત્તમ ગુરુઓની સેવા કરવી જ જોઈએ. અહીં તીર્થંકર મહારાજના વાલીપણાની વાત ચાલે છે. તેમાં સંપૂર્ણ જ્ઞાનવાળા તમો ન થાઓ ત્યાં સુધી તીર્થંકરના વાલીપણા-માંથી તમે સ્વતંત્ર નહિ થાઓ. દુનિયાદારીમાં પણ એકવીસ વર્ષ સુધી વાલીપણાએ રહેવું જ પડે. હવે જે મનુષ્યો પોતાના આત્માનું જ્ઞાન મેળવે નહિ અને વાલીપણું પણ ન રાખે, ત્યાં શું થાય? તો તે જંગલીપણામાં ખપે. મિલકતની મરામત કે રક્ષણ ન હોય તો તે જંગલીપણાની સ્થિતિ ગણાય. તેમ અહીં આત્માની સ્થિતિને અંગે તીર્થંકરના વાલીપણા વિના જંગલી તરીકે ગણાય. અહીં હવે એક જ માર્ગ એ છે, કે સર્વ જીવોએ તીર્થંકર મહારાજરૂપી વાલીના કબજામાં રહેવું, તે સિવાય તો જંગલીપણાની સ્થિતિ સમજવી.

### સગીરના ત્રણ પ્રકાર

હવે બધા સગીરો એક અવસ્થાવાળા હોતા નથી. તાજો જન્મેલો હોય, દૂધ પીતો હોય, કોઈ વળી ધૂળમાં રમતો હોય, તેમ કોઈ શિક્ષણવાળો હોય, તેમ અહીં શાસ્ત્રકારો પણ સગીરના ભેદો પાડે છે. ષોડશકના કર્તા શ્રીમાન્ હરિભદ્રસૂરિજી જણાવે છે કે–બધા સગીરો સરખી રીતે રખાતા નથી. જેમ રબારી બધા બકરાઓને એક લાકડીએ ન જ હાંકે. જેવા ઢોરો હોય તેવી જ રીતે તે હાકે. તેમ અહીં તીર્થંકર મહારાજા એક લાકડીએ અનંતા જીવોને હાંકતા નથી. તેમ હાંકી પણ ન જ શકે માટે સગીરના ત્રણ પ્રકાર છે. જેમ દુનિયામાં બાળ,

જુવાન અને વૃદ્ધ છે, તેમ અહીં પણ સગીરના ત્રણ ભેદો છે. તે કયા? તેમાં એક વાત તો ચોક્કસ છે કે દરેક જાનવરો ચરવાની ઇચ્છાવાળા છે. હવે દેહમાં જાડા, મધ્યમ, દુબળા એ સર્વ ચરવાના તો સ્વભાવ-વાળા છે. હવે અહીં જીવો પણ ધર્મની સન્મુખ છે એટલે બાલ, જુવાન કે વૃદ્ધ એ પણ ધર્મના સ્વભાવવાળા છે.

## ધર્મની કિંમત કોને?

ખાવા પીવા ઓઢવા વગેરે ચીજોનો ઉપયોગ પ્રત્યક્ષપણે દેખાય, પણ આ ધર્મ એવી ચીજ છે કે જેનો વપરાશ કે ઉપયોગ પ્રત્યક્ષ જણાતો નથી. ખાવા-પીવા-ઓઢવાદિની જરૂર ડગલે ને પગલે જોઈએ, પણ ધર્મ તો તે કંચનાદિ ચારમાં ઉપયોગ આવતો નથી. ભૌતિક અડચણને ભાગતો નથી, પછી તે ધર્મની જરૂરિયાત શી રીતે ગણાય? દુનિયામાં જરૂરિયાત તે જ છે કે જે ખાવા પીવા ઓઢવા પહેરવાની અડચણને નાબૂદ કરે. હવે જે ચાર અડચણને ભાગે તે વસ્તુની ઉપયોગિતા તો જાનવર પણ ગણે. આ ધર્મ તો કોઈ પણ અડચણને ભાંગનાર જણાતો નથી. તેને ઉપયોગી કે જરૂરી શી રીતે ગણીએ?

ફક્ત તમારા કહેવાથી માની લઇએ એ જ કે બીજું ખરું?

મહાનુભાવ! વાત ખરી, પણ પ્રથમ જે કહેલ છે તે ભેંસ આગળ ભાગવત છે કે બીજું કંઈ છે? કારણ? શ્રોત્રેન્દ્રિય કે રસનેન્દ્રિ-યાદિની તાકાત કઇ ચીજથી મળી? તેવી જ રીતે ઘ્રાણ કે ચક્ષુરિન્દ્રિયની તાકાત પણ કયાથી મળી? આવી રીતે જો જગતમા ચક્ષુરિન્દ્રિયની તાકાતવાળી કોઈ ચીજ હોય અને તે ચીજનો સ્પર્શ કીડીને કરાવો કે જેથી તે દેખતી થાય? કહો કે કોઈ એવી ચીજ નથી. ફકત આ ધર્મરૂપી એવી ચીજ છે કે જેને પ્રતાપે આ સર્વ ઈંદ્રિયોની પ્રાપ્તિ થઈ શકી છે અને છતા આ સર્વ ભેંસ આગળ ભાગવત જેવું તને લાગ્યુ! **ધર્મના પ્રતાપે જ સર્વ દુનિયાદારીની સામગ્રી મળી આવે છે.** જેમ ગમારે જ મોતીના પાણી ઉપર લૂગડું ફેરવ્યું પણ છેડો ભીનો ન જ થયો અને તેથી તે

ઝવેરીને ગપ્પીદાસ જ માને, તેમ અહીં ખાવા, પીવા, ઓઢવાને જરૂરી માનનારો ધર્મને નિરૂપયોગી માને, તેમાં આશ્ચર્ય નથી. જેમ ઝવેરી મોતીના પાણીને સમજે, તેમ અહીં જેઓ સમજૂ છે, આત્માના તત્ત્વને ઝવેરી વિચારનારા છે, તેના સદુપયોગ, દુરૂપયોગ કે અનુપયોગને સમજનારા છે તેઓ તો ધર્મને ઉપયોગી ગણે પણ દુરૂપયોગી કે નિરૂપયોગી તો ન જ ગણે

### જરૂરી ચીજ કઇ ?

હવે એક વાત ખ્યાલમાં રાખીએ કે ચાર જણા રસ્તામાં જતા હતા. વચમાં એક ઝાડ આવેલ. ત્યારે દરેકે ફળ, ફૂલ, પાંદડાં, થડને ઉપયોગી ગણાવ્યાં, પણ તેઓ બોલ્યા કે તેનું મૂળ શું કામ લાગે ? કહો, આને શું કહેવું ? મૂર્ખના સરદાર સિવાય બીજું શું કહેવાય ? આ થડ, પાંદડાં કે ફળ તે કોના પ્રતાપે છે? કહો કે મૂળના પ્રતાપે જ તે બધું. તે ચારમાં મૂળને નકામાં કહેનારો મૂર્ખ ગણાય. તેમ અહીં ખાવાપીવામાં કામ ન લાગે તેવો આ ધર્મ છે તેથી તે નકામો છે એમ કહેનાર મનુષ્ય મૂર્ખ છે, પણ તે નથી સમજતો કે ખાવા, પીવા કે ઓઢવાના સંજોગોને અનુકૂળ કરનાર કોણ ? કહો કે પુણ્યના પ્રતાપે છે એટલે જ ધર્મ જરૂરી છે. તમે તપાસો તો ખાતરી થશે કે પુણ્યના પ્રતાપ વિના કેટલાક જીવો ખાવા-પીવા વિનાના, અરે ઓઢવા પાથરવા વિનાના હોય છે, કારણ કે પુણ્યની ઓછપને લઈને તે વસ્તુની પ્રાપ્તિ થઈ નથી. આથી **દુનિયામાં જરૂરી ચીજ ધર્મ અને પુણ્ય જ છે.**

### પરભવની બેંક કઈ ?

શાસ્ત્રકાર કહે છે કે જેમ વિલાયતમાં બેન્કો હોય છે તેથી અહીં, રૂપિયા ભરો કે ત્યાંની સ્લીપ મળે. પરદેશી બેન્કો નાણાંની હેરફેરી કરવામાં સફળતા મેળવે છે તેમ આ ધર્મ એ પણ પરદેશી બેન્કની જેમ પરભવની બેંકરૂપ છે. અને પરદેશી બેંકમાં જે નાણાં જમે ન કરાવે તે વ્યાપાર ન જ કરી શકે. તેમ આ ધર્મ એ પણ પરદેશી બેંક પરભવ માટે છે. તેમાં જેટલું જમે કરાવો તેટલું જ મળવાનું

છે, માટે **આ જીવને અંગે પુણ્ય એ જ પરભવની બેંક છે,** તે વિના પરભવની બેંક જ નથી. અમુક દેશનું નાણું ભેગું થયેલું જમે કરાવ્યું હોય તો જ ત્યાં મળે. હવે પુણ્ય, પાપ, સ્વર્ગ ને નરકાદિ કેટલાકો માનનારા છે અને કેટલાકો માનનારા નથી, પણ જીવની ઉઠાતરીમાં મતભેદ નથી. એટલે દરેક જીવને મરવાનું છે એમાં મતભેદ નથી. હવે કહો કે અહીં કાયદો છે–જેમ અમેરિકામાં સોનાની લેવડદેવડ બધી ત્યાં કરો પણ બંદરે તો તેનો પ્રતિબંધ છે. એક તોલો પણ સોનું લઈને ત્યાથી ન જ આવવા દે. જેમ રાજ્યોએ બંદરમાં પ્રતિબંધ કર્યો, તેમ કર્મ રાજાએ પણ પ્રતિબંધ રાખેલો છે ગમે તેટલી મિલકત, સ્ત્રી, ધન હોય તો પણ તે સર્વ અહી છોડીને જવાનું. ભલે પછી અબજોની મિલકત હોય કે પછી સ્ત્રીઓ ઘણી હોય તો પણ તે સાથે લઇ ન જ શકાય, પણ બેંકમાં તે જમે કરાવી શકાય. અહીં પરભવમા મેળવવા માટે ધર્મરૂપ બેંકમાં જમે હોય તો જ મળે.

પ્રથમ તમો અહીં જ વિચારો કે આ પંચેન્દ્રિયપણું, ધન, માલમિલકત વગેરે શાથી મેળવ્યા ? કહો કે પરભવની ધર્મરૂપ બેંકમાં નાણું છે તેથી તે મળ્યું. વિચારો. જે ધર્મરૂપી બેંકે તમારા ચેકને સ્વીકારી દીધો છે, તેને માનવાને તમો તૈયાર ન થાઓ; તો પછી દેખેલા ફળને ન માનો એવી દશા આવીને ? આ સર્વ પ્રત્યક્ષ જોઈ રહ્યા છો.

કહેશો કે માતાપિતાના કુળમાં આવ્યા છો, પણ તેમણે જન્મવા પહેલાં તમને પારખીને કુખમા લીધા એમ નથી. તેમ તમો માતાપિતાને જોઇ વિચારીને તો નથી આવ્યાને? કહો કે બન્નેએ પારખ્યા નથી છતાં ત્યાથી અહીં લાવ્યુ કોણ? એમા નથી માતાનો પ્રયત્ન કે નથી તમારો પ્રયત્ન. માટે કહો કે વીમાવાળી ધર્મની કંપની તમોને લાવી દે છે.

જેમ વીમો ઉતરાવેલો હોય છતા નુકસાની માટે માલિક ન લડે, પણ વીમા કંપનીવાળો જ નુકસાનકારકથી બચાવી લે. તેમ અહી પ્રથમના પુણ્ય સિવાય કોઈ વસ્તુ બચાવી શકાતી નથી. હવે જે બેંકમાથી

ક્ષણે ક્ષણે નાણાં મળે છે બેંકને ન માનો તો પછી કમઅક્કલ સિવાયની શી વાત કરવી? બેંકનું દીધેલું નાણું જે છે તેનો જ ઉપયોગ ક્ષણે ક્ષણે કરીએ છીએ છતાં ધર્મ શી ચીજ એમ કદાપિ થાય છે?

## ધર્મ એ મુદતિયા બેંક

કેટલાકો મુદતિયા બેંકને નામે ધર્મને વગોવે છે તે રોકડી બેંક નથી; જૂઠ ચોરી સર્વ આ ભવમા કરીએ પણ તેનાં ફળ ભોગવીએ પરભવમાં. આ ફળ મુદતિયા બેંકનો મોટો ગોટાળો છે.

અહી સરકારે જેમ વૉરના અંગે લોન કાઢી છે, તમે વચમાં વ્યાજ ખાઓ પણ નાણાં તો એક વર્ષે જ મળે. તેમ અહીં પણ ધર્મરાજાએ મુદતિયા લોનો રાખી છે, તે જ પચાત છે, સવારે હિંસા કરી કે સાંજે મર્યો, લંપટપણું કર્યું કે નપુંસક થયો. એની તત્કાળ શિક્ષા થાત તો તે દુનિયા બંધ કરી જ દેત., નાણા મુદતિયા ભરે તો પછી રોકડિયો હિસાબ કયાથી મળે? અમુક તારીખે નાણા મળે તેવી રીતે ચેક લખો, પછી નાંણા તે જ મુદતે મળે. તેમ પુણ્ય પણ અમુક સાગરોપમનું બાંધો, પછી તેટલા સમયે જ મળે, વીતરાગ મહાત્મા જ રોકડિયું નાણુ મેળવે છે એટલે પ્રથમ સમયે પુણ્ય બાંધે, બીજે સમયે તેનું ફળ ભોગવે. મુદતિયું ભરાવે અને રોકડિયું માગે તે તો માંગનારની મૂર્ખાઈને?

હવે પ્રથમ ભવના જે નાણા મુદતનાં મૂકેલા છે તે વેદાય પછી જ પરભવનાં વેદવાનાં થાય, જેમ દુનિયામાં આપણે બચપણમા પડી ગયા, ચોટ લાગી, પછી આરામ થયો, જુવાની આવી ત્યાં સુધી ખબર ન પડે પણ લોહીનું જોસ ગયું કે પછી ઘડપણ આવે, ત્યારે તે કળતર આવે. તે કયારે આવી? જેમ બાળપણામાં વાગેલા ઘાની કળતર જુવાનીમાં હોય નહિ, પણ ઘડપણમા જ આવે, તેમ અહીં પરભવનાં બાંધેલાં કર્મ વેદાયાં ન હોય, ત્યાં સુધી આ ભવનાં બાધેલાં ભોગવવાનો પ્રસંગ ન જ આવે, અને તેથી ધર્મની બેંકની રીતિ સમજ્યા સિવાય હવે રહેશો નહિ.

### શબ્દ, આકાર, ને વર્તાવથી માનનારા બાળકો

એક વાત ચોક્કસ છે કે દરેક બાળક પોતાની મા સામે દૃષ્ટિ રાખે, પણ તદ્દન નાનું બચ્ચું શબ્દને સમજે પણ આકારને ન સમજે. મધ્યમ બાળક શબ્દને અને આકારને સમજે પણ વર્તાવને ન સમજે, પણ ત્રીજા નંબરનું બાળક શબ્દ, આકાર ને વર્તાવને પણ સમજે.

જેવી રીતે અહીં ત્રણે બાળક માને માપણે જ જુએ છે, તેવી જ રીતે અહીં પણ ધર્મને દેખવાવાળા જીવો ત્રણ પ્રકારના છે: ૧. કેટલાકો બાહ્ય વર્ત્તાવને દેખનારા છે, ૨. કેટલાકો સાધુને કે ખુદ તીર્થંકરના શારીરિક વર્ત્તાવને દેખવાવાળા છે, અને ૩. કેટલાકો દેવગુરુની પરિણતિને જોવાવાળા હોય છે, એના માટે હરિભદ્રસૂરિજી કહે છે કે ભલે દેવ, ગુરુ કે ધર્મની પરીક્ષા કરવાવાળા જીવો હોય, તોપણ તે ત્રણે પ્રકારના હોય છે, જેમ માતાની પરીક્ષાને અંગે ત્રણ વસ્તુ જોવા મળી, તેમ અહીં તત્ત્વત્રયીની પરીક્ષા જુદા જુદાં રૂપે કરે છે.

### ધર્મપરીક્ષામાં બાળક કોણ ?

હવે કયા કયા મનુષ્યો કયા કયા રૂપે કાર્ય કરે છે. "बालः पश्यति लिंग" એટલે ઘોડિયામાં સુનારો નહિ, પણ મધ્યમ વિચારનો જે નથી થયો તેવો બાળક લેવો, અસંજ્ઞી નહિ લેવા, પણ જે મધ્યમ બુદ્ધિ પણ ધરનારા ન થયા હોય; જેમ હજાર કોને કહેવાય તો લાખ ન થાય ત્યાં સુધીની સંખ્યાનો હજાર કહેવાય, તેમ અહી બાળક મનગમતા ન લેવા, પણ જેઓ મધ્યમ બુદ્ધિને પણ ધારણ ન કરી શકયા હોય તે જ બાળક. આવાઓને દેવગુરુધર્મની પરીક્ષાના લિંગને એટલે બાહ્ય વર્તાવ જે તપસ્યાદિ તેને જુએ, લિંગ શબ્દથી ભેખ લઈએ છીએ પણ અહીં આગળ તો લિંગ શબ્દથી વિહાર–તપ આદિ પણ કહેવાશે. અહીં આગળ બહારની રીતિભાતિને દેખનાર બાળક હોય છે.

### પાંચ સમિતિ જોનાર મધ્યમ

"मध्यमबुद्धिविचारयति वृत्तं !" "–લાખ પૂરેપૂરા થયા એટલે હજાર નહિ, એટલે તત્ત્વને વિચારવાળો ન થાય ત્યાં સુધી મધ્યમ

કહેવાય, તે ખુદના ચાલવાના, ખાવા–પીવાના વર્ત્તાવને જુએ, શાસ્ત્રના શબ્દો તમોને ભારે નહિ લાગે, કારણ ચાલવાના ઢંગને જુએ, એટલે ઈરિયાસમિતિ, બોલવવાના વર્ત્તાવને જુએ એટલે ભાષાસમિતિ અને ભોજનનો વર્તાવ એટલે એષણાસમિતિ. લેવા મૂકવાની વાત એટલે વિવેક તે અહીં આદાનભંડમત્તનિક્ખેવણા સમિતિ. ફેંકતાં પણ આવડવું જોઈએ. જેમ કચરો ઘરમાંથી ફેંકતાં વાયરો સામો આવે તો આંખમાં પડે અને આંધળો થાય. તેથી ફેંકવામાં પણ અક્કલ જોઈએ. આથી પારિષ્ઠાપનિકા સમિતિ છે. આ શાસ્ત્રીય શબ્દ તમોને ક્લિષ્ટ લાગશે. જેને ચાલતાં, મૂકતા અને ફેંકતાં વગેરેમાં વ્યવસ્થા આવડે તેને ગુરુ માને, તેવી જ રીતે તીર્થંકરમાં અને ધર્મમાં પણ વર્ત્તાવને મધ્યમ બુદ્ધિવાળો દેખે.

### આગમના અંગે તત્ત્વદૃષ્ટિ

હવે તત્ત્વદૃષ્ટિવાળો શું કરે? તો તે કહે કે આ સારું છે. એમા કોઈથી ના કહેવાય નહિ. બહારનો ત્યાગ, વર્ત્તાવ સારો છે એમાં ના નહિ, પણ કર્મનો બંધ અને નિર્જરા થવી તેમાં બાહ્ય આચાર સાથે સગાઈ છે કે નહિ? તો સગાઈ છે, પણ તે રબારીની નાત જેવી નહિ. "લે તારી છાલી, આ તો હું ચાલી." તેને જીવનના જોખમે ભરતાર કે ઘર ન હોય. અનુકૂળતાના અભાવે ઘર એ છોડવાનું બને, અહીં આ ચીજ વર્ત્તાવને અંગે સારી હોય, ઊંચામાં ઊંચી સ્થિતિનો વર્તાવ હોય પણ આત્માની પરિણતિ ન હોય તો શું વળે? જેમ અભવ્ય જીવનો વર્તાવ ઠેઠ નવ ગ્રૈવેયક સુધી જવાનો છે પણ સરવાળે તો મીંડું! તત્ત્વદૃષ્ટિવાળો જુએ શું? આગમને અંગે કેટલા વિચારવાળો છે! તે જોઈ તપાસીને પછી જ દેવ, ગુરુ અને ધર્મ તે માને, આગમવિરુદ્ધ તે ત્રણેમાંથી એક પણ નહિ. પરિણતિ જ્ઞાનવાળો જ તત્ત્વદૃષ્ટિએ વસ્તુ કે માર્ગને જુએ.

આવી રીતના ત્રણે પ્રકારના જીવો ત્રણે તત્ત્વની પરીક્ષા કરે છે. હવે તેમાં દેવ, ગુરુ અને ધર્મને અંગે જુદી જુદી રીતે શી પરીક્ષા કરાશે તે અગ્રે જણાવાશે.






# ત્રણ તત્ત્વની પરીક્ષા




## મિલકતનો ખ્યાલ ન હોય તે સગીર

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન્ હરિભદ્રસૂરિજી મહારાજા ષોડશક પ્રકરણની રચના કરતા જણાવી ગયા કે–બાલઃ પશ્યતિ લિઙ્ગમ્। ભવ્ય જીવોમાં જે શ્રોતાઓ છે, તેઓએ પોતાને મળેલી મિલકતનો વિચાર કરવો જોઈએ. પોતાને મળેલી મિલકતનો સદુપયોગનો વિચાર કરી શકતા નથી, અગર તેના સદુપયોગ કે નિરુપયોગનો વિભાગ ન કરી શકે તે સગીર ગણાય. તેમ અહીં જે ભવ્ય જીવો તે આત્માની સ્વાભાવિક ઋદ્ધિને સમજતા નથી તો પછી તેને મેળવીને તેના રક્ષણ માટે સદુપયોગ વગેરે તો સમજે જ શી રીતે ? કારણ કે તેમને મિલકતનો જ ખ્યાલ નથી.

## આસ્તિક દર્શનો જુદે રસ્તે પણ નવ તત્ત્વો માને

સામાન્ય રીતે દરેક આસ્તિકો નવે તત્ત્વ માને. વૈષ્ણવો પણ જીવ, અજીવાદિ ચીજો નથી એમ કહેવાને તૈયાર નથી. પુણ્યના દળિયાં આવવા અને બંધાવવા, એ નથી થતું એમ કહેવાને તો તે પણ તૈયાર નથી. હવે તે ભોગવવાથી પુણ્ય, પાપનો ક્ષય થાય છે એમ પણ તેઓ માને છે એ રીતે સંવરને અર્થાન્તર તરીકે, તેમજ મોક્ષને પણ માને છે, એટલે શૈવ કે વૈષ્ણવ વગેરે કોઇ પણ આસ્તિક વર્ગને અંગે વિચારીએ તો દરેક નવે તત્ત્વોને માને છે. કયું તત્ત્વ એ આસ્તિક વર્ગ નથી માનતો ? કહો કે નવેને તેઓ માને છે. નવ તત્ત્વોની શ્રદ્ધાને તમો સમ્યક્ત્વરૂપે કહો છો કે જેના પછી સંસાર અર્ધ-પુદ્ગલપરાવર્ત રહે છે, તે નવે તત્ત્વોને તો દરેક આસ્તિક વર્ગ માને જ છે, ઓછું માનનારો કોઈ નથી, તેમજ ઓછું માને પાલવે

તેમાં પણ નથી. કારણ નવે તત્ત્વોનો સાર ગ્રહણ કર્યા વિના છૂટકારો નથી. અરે ! બૌદ્ધો પણ તે તત્ત્વોને માને જ છે. બુદ્ધના પગે કાંટો વાગ્યો ત્યારે શિષ્યે પૂછ્યું કે શાથી વાગ્યો ? તો બુદ્ધે કહ્યું : ('આ એકાણુંમો કલ્પ છે.) તે પહેલાં મેં જીવને માર્યો હતો, તે કર્મે કરી કાંટો વાગ્યો. આ ભોગવવો પડ્યો. અહીં ક્ષણિક માનીને પર્યાયોને માને

હવે સર્વ આસ્તિક મતવાળાને નવે તત્ત્વો માનવાં જ પડે છે, તો તમે ઈજારો કેમ લઈ બેઠા ? બીજા બધા મિથ્યાત્વી છે એમ કેમ બોલો છો ? નવે તત્ત્વોને માને એટલાથી શ્રદ્ધા અને સમ્યક્ત્વ કહો તો દરેક નવ તત્ત્વોને માનવાવાળા આસ્તિક મતવાળાને સમ્યક્ત્વ હોય જ. છતાં મિથ્યાત્વી કેમ કહો છો ?

### બચ્ચાનો અને ઝવેરીનો હીરો

વાત ખરી, પરંતુ નાનું બચ્ચું રમતા કાચના કટકાને હીરો કહે તેથી ઝવેરી કાચના કટકાને હીરો ન કહે અને તેને સંગ્રહે પણ નહિ. અરે ! પેટીમાં મૂકી તાળું ન જ મારે. નાનું બચ્ચુ પોતાના કાચના ટૂકડાને પેટીમા મૂકી સંગ્રહે તેથી તે ઝવેરી ન ગણાય, કારણ કે સાચા હીરાને હીરારૂપે જાણે અને ગણે તો જ ઝવેરી કહેવાય. પેટીમાં મૂકવા માત્રથી ઝવેરીપણું નથી આવતું, પણ હીરો સ્વરૂપે હોય અને તેને તે રૂપે ઓળખે, તેની કિંમત કરી લે અને પછી તેનું રક્ષણ કરે તો તે ઝવેરી ગણાય.

### જ્ઞાનમય આત્મા

સ્વરૂપે આ જીવ કેવળજ્ઞાન ને દર્શનવાળો છે, તે રૂપે બીજા દર્શનકારો માનતા નથી. આવા સ્વરૂપવાળા જીવની માન્યતા માત્ર જૈન દર્શનકારે જ કરી છે, અર્થાત્ છોકરાની માફક કાચના કટકાને હીરો કહેવા રૂપે નથી. કેવળજ્ઞાનસ્વરૂપ આ આત્માને જૈન દર્શનકારે જ માન્યો છે. બીજાઓ જ્ઞાનનો આધાર જીવ કહે છે. જેમ તિજોરી તે હીરાનો આધાર. જ્ઞાનમય આત્માને કોણ નથી માનતા? વૈશેષિક અને

નૈયાયિક અર્થાત્ જ્ઞાનનો આધાર આત્મા એટલે જ્ઞાન ઉત્પન્ન થાય તો આમા જ થાય. જેમ તિજોરીમાં હીરો મૂકાય તેમ.

દરેક દર્શનકાર જીવને માને પણ જ્ઞાનનું સ્થાન, જ્ઞાન વગરના આત્માને માને. આપણે જૈનો જ્ઞાનમય આત્માને માનીએ છીએ. જીવ છે એ માન્યતા સર્વ તત્ત્વકારોની સરખી છે, પણ જીવના સ્વરૂપમાં ભેદ છે.

હીરાનું સ્વરૂપ જાણવું, તેની પરીક્ષા કરવી, એ બાળકમાં ન હોય. તેમ અહીં જીવને જાણવો ખરો પણ તેના સ્વરૂપને ન માનવું, આત્માનાં જે અનંત જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્યરૂપ લક્ષણો માનનાર હોય તો તે જૈન દર્શન જ છે. જીવ નામની શ્રદ્ધાને સમ્યક્ત્વ કહીએ તો દરેક દર્શનકાર સમ્યક્ત્વી બને, પણ તેમ નથી. અહીં તો "તત્ત્વાર્થશ્રદ્ધાન સમ્યગ્દર્શનમ્" એટલે સ્વરૂપે કરીને જે જીવાદિક પદાર્થોની શ્રદ્ધા કરવી તેનું નામ સમ્યક્ત્વ છે. ત્યારે હવે કહો કે ઇતર દર્શનો-નૈયાયિક, સાંખ્ય, બૌદ્ધ શૈવ કે વૈશેષિક આદિ કોઈ પણ દર્શનમા કેવળજ્ઞાનવાળો જીવ માનવામા આવ્યો નથી. કેવળજ્ઞાનવાળો જીવ જેણે માન્યો હોય તેણે જ્ઞાનને રોકનારા કર્મો માન્યાં હોય. દીવાને તેજસ્વરૂપ માને તે જ તેના આચ્છાદનને માને.

હવે ફક્ત-જૈનોએ જીવને કેવળજ્ઞાનસ્વરૂપ માન્યો છે, તેથી જ્ઞાનાવરણીય કર્મ માન્યું છે અને તેથી ઈતર દર્શનમા આવારક કર્મો છે જ નહિ અને તેથી જ કેવળજ્ઞાનસ્વરૂપ જીવને માનતા નથી એમ નક્કી થયું. હવે આવરણો માનતા નથી તેમ કેવળજ્ઞાનસ્વરૂપ જીવને માનતા નથી. માત્ર જીવ શબ્દ પકડી કે મર્યાદા કરનારો પદાર્થ કોઈક હોય તો તે ગતિની છે. હવે જીવ પદાર્થ રાખ્યો છે. તેથી સ્વરૂપે શ્રદ્ધા થઇ ન ગણાય. આથી સમ્યક્ત્વ પણ ન હોય. જેમ બચ્ચાએ કાચના કટકાને હીરો શબ્દ કહીને પેટીમાં રાખ્યો તેથી ઝવેરી ન ગણાય. તેમ અહીં પણ જ્ઞાન રહિત-કેવળજ્ઞાનસ્વરૂપ વિનાના જીવને માનવાવાળા તે સમ્યક્ત્વ વિનાના છે.

## ઈતરોને અજીવ પદાર્થો

હવે અજીવ પદાર્થને તો સૌ માને છે. અરે ! નાસ્તિક પણ પ્રત્યક્ષ દેખાતા ભૂતોમાં પૃથ્વી, પાણી આદિ પદાર્થોને માને છે. તેમ ઘટપટાદિ પદાર્થોને પણ દરેક દર્શનકારો માને છે, પણ ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાળ એ પાચ અજીવના ભેદો માનવાની રીતિ કોઈનામા નથી. હવે જો ઇતર દર્શનકારો ધર્માસ્તિકાયાદિને માને તો પછી વ્યવસ્થા લોક, અલોકની કરવી પડે.

**શંકા**—જીવ અરૂપી હોવા છતાં સુખ, દુઃખરૂપ અનુભવો થવાથી તે માની લઈએ. અજીવતત્ત્વમા ઘટપટાદિનું પ્રત્યક્ષ હોઇ માનીએ, પણ આ ધર્માસ્તિકાયને તો મનાય શી રીતે ? કારણ તે પ્રત્યક્ષ છે જ નહિ. એ તો ઘરની બાજી છે. કોઈની સાક્ષી મળી શકે તેમ નથી વૈષ્ણવ, શૈવ, સાંખ્ય આદિ કોઇ પણ દર્શનમા ધર્માસ્તિકાયાદિ અજીવ તત્ત્વો મનાયેલાં જ નથી. અરે ! કોઈ નામથી પણ જાણતું નથી, છતાં તે મનાવવા હોય તો તમો કહો તે જ માનીએ.

**સમાધાન**—વાત ખરી, પણ જરાક શાંતિથી વિચાર કરો કે ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાયની સ્થિતિ જેવી કોઈક ચીજ છે, કારણ કે અનંતા પુદ્ગલો એકઠાં થઈને એક ટેબલ બનેલ છે, તેમા અનંતા પરમાણુઓ એકઠા થયેલાં છે. એમા કોઈનાથી ના પડાય તેમ નથી, અને તેમા ધર્માસ્તિકાય આવી ગયો. જગતનો છેડો છે અને તેવી મર્યાદાવાળી જગ્યા હોવાથી તેમાં આપણે રખડવું પડે છે, જો મર્યાદા ન હોય તો પરમાણુને કે જીવને ભેળા થવાનો પ્રસંગ આવે જ નહિ, પણ આવું નિયમિત સર્કલ છે એટલે તેમા જ ભટકવાનું થાય છે અને ભેગા થવાનું બને છે. આથી સ્કંધરૂપે ભેગા થવાય છે.

બસો માઇલનો દરિયો હોય અને તેમાં પૂર્વ-પશ્ચિમ બે બાજુએ બે દેડકાં મૂકયાં હોય તો કયારેક ભેગા થાય, પણ આ અનંત લોકના જીવો ભેગા થાય કેવી રીતે ? જો લોકનો છેડો જ ન

હોત તો આગળ ને આગળ જીવ ચાલ્યા જાત અને ભેગા ન થાત, પણ કહો કે ભેગા થવાનું બને છે, સ્કંધરૂપે થવાય છે. એટલે માનો કે મર્યાદા કરનારો પદાર્થ કોઈ છે. શાની મર્યાદા? તો તે મર્યાદા ગતિની છે. જો ગતિની મર્યાદા કરે તો પછી સ્થિતિની મર્યાદા કરનાર પણ કોઈક બીજો પદાર્થ જોઇએ. ગતિની મર્યાદા કરનારનું નામ ધર્માસ્તિકાય છે અને સ્થિતિની મર્યાદા કરનારનું નામ અધર્માસ્તિકાય છે.

## અજીવતત્ત્વની શ્રદ્ધા એ સમ્યક્ત્વ

આ ધર્માસ્તિકાયાદિ ભેદોરૂપે અજીવને માને ત્યારે જ સમ્યક્ત્વ સાચું ગણાય, નહિ તો સામાન્ય અજીવને માનનાર તો દરેક દર્શનકાર છે, પણ આવી રીતે ધર્માસ્તિકાયાદિ પાંચ જડ પદાર્થોને પણ અજીવ-તત્ત્વ તરીકે માને ત્યારે જ સમ્યક્ત્વી ગણી શકાય.

જેમ કાચના ટૂકડાને હીરો કહેનાર છોકરો ઝવેરી ન ગણાય, તેમ ઘટપટાદિ પદાર્થોને અજીવ માનનારો સમ્યક્ત્વી ન ગણાય. તત્ત્વે કરીને પદાર્થનું શ્રદ્ધાન વાસ્તવિકપણાએ–સ્વરૂપે કરીને પદાર્થનું શ્રદ્ધાન તેનુ નામ જ સમ્યક્ત્વ છે. નામ માત્રે કરી સમ્યક્ત્વ ન હોય. અર્થાત્ ધર્માસ્તિકાયાદિ ભેદોએ કરી અજીવ પદાર્થોનું શ્રદ્ધાન થાય તો જ સમ્યક્ત્વ! જીવ અને અજીવ એ બે પદાર્થોનુ સ્વરૂપ જુદુ અને નામ પણ જુદુ છે, જેમ હીરાનું સ્વરપ જુદું અને નામ પણ જુદું છે, અને કાચના ટૂકડાનું નામ પણ હીરારૂપે જુદું.

## વિરમે નહિ તે ડૂબે

દરેક આસ્તિક દર્શનવાળા સુખના સાધનને પુણ્ય માને અને દુઃખના સાધનને પાપ માને એમાં બે મત નથી, તેમજ ફરક પણ નથી. જેવો જીવના સ્વરૂપને અંગે ફરક હતો તેવો સ્પષ્ટ દૃષ્ટિએ પુણ્ય–પાપમાં ફરક નહિ લાગે પણ જરાક વિચાર કરો. જેમ દુનિયા કહે છે કે–'કરશે તે ભોગવશે, કરશે તે પામશે,' પણ જૈન દર્શનને પ્રથમ પગથિયે ચઢેલો મનુષ્ય તેમ ન બોલે કે કરશે તે

ભોગવશે કે ભરશે. હવે આશ્ચર્ય થશે કે ત્યારે જૈનો શું બોલે ? તો વાંધો ત્યાં જ છે. '**જેઓ નહિ વિરમે તે ડૂબશે. એટલે પચ્ચક્ખાણ નહિ કરે—વિરતિ નહિ કરે તેડૂબશે જ.** 'કરે તે ડૂબે' એ તો અન્યમતમાં છે;

## એનારકીસ્ટની ટોળી

દૃષ્ટાન્ત તરીકે-એનારકીસ્ટની ટોળીમાં જેનું નામ હોય અને તેનો મેમ્બર જે થઇ ગયો હોય, પછી તે ઘરે બેસીને કંઈપણ ન કરે છતા પણ તે ગુનેગાર છે, પણ તે તેમાંથી બચે ક્યારે ? તો રાજીનામું આપીને નામ પેશ ( બાતલ ) કરેલ હોય ત્યારે તે બચે. જે ટોળીને ગેરકાયદેસર ગણી છે તે ટોળીમાંથી રાજીનામું આપી ખસ્યો ન હોય તો તેની પણ ધરપકડ થાય જ અર્થાત્ સપડાય.

તેમ અંહીં આપણે કોણ છીએ ?

અઢારે પાપસ્થાનકની ટોળીના મેમ્બર છીએ.

ક્યાં ભવમા તે ટોળીમાંથી નીકળ્યા હતા, તે તો કહો? હિંસક-પણાની કે જૂઠની ટોળીમાથી કે ઉઠાઉગીરની ટોળીમાંથી ક્યારે નીકળ્યા હતા ? કહો કે અઢારે પાપસ્થાનકોની ટોળીમા રહ્યા હતા. હવે તે મનુષ્ય ઘરે બેસી રહ્યો હોય છતા તેને ગુનો આવ્યેથી પકડે જ છૂટકારો થાય. અર્થાત્ ટોળીમાં રહેવાવાળાને હાથકડી થાય જ. રાજીનામું ન આપે ત્યા સુધી તે ગુનેગાર જ ગણાય, તેમ અહીં અઢારે પાપસ્થાનકની ટોળીમાથી રાજીનામું ન આપે તો તે ધર્મ રાજાનો ગુનેગાર છે.

## તીર્થંકરોને પણ રાજીનામાં

આ વાત જયારે ધ્યાનમા લેશો ત્યારે શાસ્ત્રકારો જણાવે છે કે-તીર્થંકરના જીવોને પણ રાજીનામા પેશ કરવાની જરૂર પડી છે. મહાનુભાવો ! દરેક પર્યુષણમાં કલ્પસૂત્ર તમે સાભળો છો. તેમા કહે છેકે "अगाराओ अणगारिअं पव्वइए" એટલે ઘેરથી નીકળીને સાધુપણું

શી કરવી? છતા આપણી હયાતિ છે એટલે પિતાદિની ખાતરી માનવી પડે છે. વગર દેખ્યા ખ્યાલમાં ન આવે તેવી ચીજ કાર્યદ્વારા માનવી પડે. અહીં પણ જન્મ અને કર્મ એ એની પરંપરા છે.

બીજ અને અંકુરાની જેમ પરંપરા છે, એટલે બીજ વિના અંકુરા ન હોય તેમ અને અંકુરા વિના બીજ પણ ન હોય, તેથી અનાદિની તેની ઉત્પાદક શકિત માનવી પડે. જો બેમાથી એકની શરૂઆત કરીએ તો બને નહિ. બન્નેની પરંપરા અનાદિની છે. કોઇની પણ 'આદિ કહી શકીએ તેમ નથી અને તેથી બન્ને અનાદિના છે. પરસ્પર કાર્યકારણવાળા તે બન્ને છે, એટલે પ્રથમના બીનો અંકુરો તે કાર્ય અને બીજા અંકુરાનું બી તે કારણ છે. તેમ અહીં શરીરદ્વારાએ જન્મ માનો છો કે નહિ? અને જો માનો તો કર્મ–જન્મની પરંપરા માનવી પડે.

પ્રથમ કર્મ માને તો કર્મ વિના જન્મ થયો કેમ? કર્મ વગર જન્મ થાય તેમ નથી, કારણ જીવ તો પ્રત્યક્ષ સિદ્ધ છે. ગમે તેવો મૂર્ખ એમ નહિ કહે કે હું નથી. પણ સર્વ કોઇ હું છું એમ જ કહેશે. સુખી દુઃખી પણ સર્વ કોઇ કહે છે તેથી જ જન્મ છે એ માનવું પડે અને જન્મ તે કર્મ વિના હોય નહિ અને કર્મ તે પ્રથમના જન્મ વિના હોય નહિ, આવી રીતે **જન્મકર્મના પરંપરા અનાદિની** છે અને તેથી જીવ કર્મ દ્વારાએ અનાદિની રખડંપટ્ટી કરે છે. જેમ બીજ અને અંકુરાની પરંપરા અનાદિની માનવી પડે છે તેમ કર્મ અને જીવની સમજવી, છતાં કેટલાંક બી ચવાઇ જાય–ભુંજાઇ જાય તો અંકુરો ન થાય. એટલે અંકુરાને ઉત્પન્ન કરવાની શક્તિ બીજમાં નષ્ટ થાય છે. તેમ અહીં આ આત્મામા જન્મ કરવાની શક્તિ કર્મદ્વારા છે તેમ કર્મનો ઘાત કરવાનો રહેશે. બીજના નાશે અંકુરાનો નાશ અને અંકુરાના નાશે બીજનો નાશ થાય છે, તેમ જન્મના નાશે કર્મનો નાશ થાય એમાં ના નહિ, પણ કર્મનો નાશ થવો જોઇએ એટલે પ્રથમ કર્મનો નાશ થવો જોઈએ.

નૈયાયિકોએ પણ જન્મ વીતરાગતા સિવાયનો માન્યો છે, એટલે જન્મ સમયે વીતરાગ હોય જ નહિ. એટલે કર્મ સિવાય જન્મ થવાનો નથી. અને તેથી જન્મ અને કર્મ બન્નેનો નાશ થાય પણ તેમાં પ્રથમ કર્મનો નાશ જોઈએ. જન્મ તે કર્મ વિના થતો નથી. કર્મ છતાં જન્મનો નાશ થાય જ નહિ. પણ જન્મ છતાં કર્મનો નાશ શકય છે.

**જન્મ છતાં કર્મ ન બાંધવું તે આપણા હાથની વાત નથી.** આ વાત જયારે ધ્યાનમાં આવશે ત્યારે શાસ્ત્રકાર કહે છે કે–આવતા ભવનું આયુષ્ય જેણે બાંધ્યું તે ક્ષપકશ્રેણિ માટે નકામો. ક્ષપકશ્રેણિવાળાથી પરભવનું આયુષ્ય બંધાય નહિ. ક્ષપકશ્રેણિએ ચઢનાર તે જ હોય કે જે આવતા ભવનું આયુષ્ય ન બાંધે, તેથી કર્મ હોય તો જન્મ રોકવો શકય નથી, પરંતુ જન્મ થવા છતાં નવું કર્મ ન બાંધવું તે શકય છે. કર્મ તે ઇચ્છા માત્રથી રોકાતું નથી. જો ઈચ્છા માત્રથી રોકાય તેમ હોત તો જગતની સ્થિતિથી કોઈ દુઃખી થાત નહિ. તેમ કોઈને પાપ બાંધવાની ઇચ્છા નથી. અને તેથી ઇચ્છા પ્રમાણે કર્મબંધ થતો હોત તો કોઇ કર્મ બાંધત નહિ. ઇચ્છા હોય કે ન હોય પણ સાધનો હોય એટલે કર્મબંધ થાય.

જેમ નાના બચ્ચાને ચકરી ખાવાની ઇચ્છા ન હોય તેથી ચકરી ખાવાથી મગજ પણ વેગમા રહે છે અને પૃથ્વી ઝાડાદિને વેગમાં ફરતાં જુએ છે, તેમ અહીં કર્મના વેગમાં રહ્યા છતાં કર્મ બાંધવા નથી એ ન બની શકે. મરચાં ખૂબ ખાય અને કહે કે મારે બળતરા ન જોઈએ એ ન બને. તેમ પાપકર્મ બાધે, અશુભ પ્રવૃત્તિ કરે અને કહે કે હું પાપ ન બાંધું, દુઃખી ન થાઉં એ કેમ બને? જેને પાપ ન બાંધવું હોય તેણે તેના રસ્તા બંધ કરવાં જોઈએ. આનું નામ જ ધર્મ છે. બીજી કોઈ ચીજનું નામ નથી. તેમજ તેને રૂપરસ-ગન્ધાદિ નથી.

હું પાપ બાંધનારો ન થાઉં એમ ધારીને પાપનાં કારણોને દૂર

કરવાં તેનું નામ જ ધર્મ. પાપનાં કારણોને દૂર ન કરે તેનું નામ અધર્મ. અધર્મને કંઈ શીંગ પૂંછ નથી. જાનવરને તો શીંગ-પૂંછ પણ હોય છે. પાપની પ્રવૃત્તિ કરવી તેનું નામ જ અધર્મ. બીજું ચિહ્ન નથી. રૂપ, રસ, ગન્ધાદિ પણ તેમાં નથી. આવી રીતે અનાદિ કાળથી આ જીવની થતી રખડપટ્ટીને ટાળનાર જો કોઈ ચીજ હોય તો પાપની પ્રવૃત્તિ બંધ થવી જોઈએ અને ધર્મનો આદર થવો જોઈ એ.

### પણ ધર્મ મળે ક્યાં ?

કાછીયાની વખારમાં જાય અને મોતી માગે તે ક્યાંથી મળે ? તેમ જેઓ ગુરુતત્ત્વને ઓળખી શકે નહિ તે ધર્મને પામી ન શકે. ગુરુઓને ધર્મના આપનાર કેમ કહો છો ? ધર્મના ઉત્પાદક, દેનાર, ચક્રવર્તી તો દેવ છે. શુદ્ધ દેવ મળે તો જ શુદ્ધ ગુરુ અને ધર્મ મળશે. માટે કહો કે ત્રણેની જડ જ દેવતત્ત્વ છે. વાત ખરી, પણ ઉત્પત્તિની અપેક્ષાએ ત્રણે તત્ત્વની જડ દેવતત્ત્વ છે, પરંતુ બોધની અપેક્ષાએ કે જ્ઞાનની અપેક્ષાએ વિચારીએ તો ત્રણે તત્ત્વોમાં મુખ્ય તત્ત્વ ગુરુતત્ત્વ છે, કારણ કોના પરિચયમા કોની સેવામા રહેવાના? કહો કે ગુરુના.

આખું શાસન ગુરુમહારાજને આધીન છે અને તેમના જ પરિચયથી ધર્મને સમજવાના. ઉત્પત્તિની અપેક્ષાએ દેવતત્ત્વ છે, પણ પ્રતિબોધની અપેક્ષાએ કે શાસનની અપેક્ષાએ જો શરૂઆત થાય તો ક્યાથી થાય ? ગુરુતત્ત્વથી.

હવે વિચારીએ કે જન્મથી જૈનધર્મમાં છીએ અને જૈન સાધુના પરિચયમાં આવેલા છીએ તેથી વીતરાગને જ દેવ માનીએ છીએ અને પંચમહાવ્રતધારીને જ સાધુ માનીએ છીએ, પણ કદાચ ઢીંગલા-પંથીમાં કે બીજા કોઈ દર્શનમાં જન્મ પામ્યા હોત તો તે જ માનત. પણ આપણને જૈન ગુરુ મળ્યા એટલે જ શુદ્ધ દેવાદિને માનવા લાગ્યા.

અહીં સર્વના કારણ ગુરુ છે. તેથી **મુનિસુન્દરસૂરિજી** જણાવે છે કે-સર્વ તત્ત્વોમાં ગુરુતત્ત્વ જ મુખ્ય છે,

આમ કહીને દેવ ગુરુતત્ત્વને હલકું કહો છો અગર અપમાન કરો છો ને ?

તો હલકું પાડવા ગુરુતત્ત્વને મુખ્ય નથી કહેતા પણ હિતના અર્થી થવું, હિતનાં જે કાર્યો તે ગુરુમહારાજના વચનથી જ સધાય. તેમનાં વચન સિવાય હિતકાર્ય કરી શકીએ જ નહિ, સાંભળીને જ જાણી શકીએ છીએ. અવિરતિ, દેશવિરતિ, સર્વવિર્રતિપણું વગેરે સર્વ વાનાં ગુરુમહારાજના મુખથી સાંભળીને જ જાણી શકીએ. સાંભળ્યા સિવાય જાણવાનો હક્ક તીર્થંકર સિવાય બીજાને છે નહીં. તીર્થંકરમાં સ્વયં જાણવાનું ન લઈએ તો સ્વયંસંબુદ્ધ કહેવાય નહિ. તીર્થંકરો તો સ્વયંબુદ્ધ હોવાથી તેમને ગુરુ ન હોય.

શાસ્ત્રકાર કહે છે કે-ગુરુઓ વગર જાણી શકાય નહિ પણ ગુરુ એટલે કુળગુરુ, વિદ્યાગુરુ વગેરે નહિ પણ જે મોક્ષમાર્ગે પ્રવર્તાવે, આત્મકલ્યાણમાં મગ્ન, પાપથી દૂર રહેલા તેવા ગુણના ભંડાર તે જ ગુરુઓ હોય. જગતમાં અંધકાર હોય તો વસ્તુને જોવા આંખ કારણ છે. પણ દીવા સિવાય તે દેખી શકાતું નથી. તેમ ધર્મનો પ્રતિબોધ કે દેવતત્ત્વનો પ્રતિબોધ પણ ગુરુદ્વારા જ મળે છે. તેમના વિના જણાય જ નહિ.

આ કારણથી ભગવાન્ **હરિભદ્રસૂરિજી** બાળક, મધ્યમબુદ્ધિ અને બુધ માટે દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણ તત્ત્વને સમજાવતા હતા પણ છેવટે ધર્મ કે દેવની પરીક્ષાનું સાધન ન જણાવ્યું પણ ગુરુની પરીક્ષાનું સાધન જણાવ્યું. તેના ત્રણ ભાગો છે: કોઈક બાલ, કોઈ મધ્યમ અને બુધ, તે કેવી રીતે ? તે માટે કહે છે કે-બાળક હોય તે ફળ દેખીને પ્રવૃત્તિ ન કરે પણ પ્રયત્ન કર્યા કરે. નાના બાળક ધૂળનાં મકાન, કૂવા કે વાવડીઓ કરે પણ તેમા ફળ ન હોય, એ દૃષ્ટિ પણ ન હોય. મોટાઓને મહેલ વાવડી કરતાં જુએ તેથી તેઓ રેતીનાં પણ મહેલ વગેરે બનાવે છે પણ તેના ફળને ન જ વિચારે કારણ કે બાળકને પોતાની પ્રવૃત્તિનું શું ફળ થશે તે વિચારવાનું હોતું નથી.

असदारंभः એટલે ફળનો નિશ્ચય કરી પ્રવૃત્તિ કરે તે સદારભ. પણ તેવી પ્રવૃત્તિ જેની ન હોય તે બાળકો સમજવા. તેવા બાળકો હોવાથી તે ગુરુની પરીક્ષા કરવામા ત્યાગને દેખે, એટલે સાંયોગિક સ્થિતિ જુએ. તેના બે પ્રકાર, એટલે વેશ અને બાહ્ય વર્તન દેખે. વેશ જોઇ જે ગુરુ કે ધર્મને માનનારા હતા તેને અંગે કહી ગયા કે–આ બહારનું લિંગ તે અસાર છે.

લિંગ બાહ્ય ચીજ છે તે અસાર છે, તે કેવી રીતે ?

આ વાત બે પ્રકારે છે. એટલે ધર્મ હોય ત્યાં બાહ્ય લિંગ હોય કે બાહ્ય લિંગ હોય ત્યા ધર્મ હોય ? તો કહે છે કે–ધર્મ હોય ત્યાં બાહ્ય લિંગ હોય, પણ બાહ્ય લિંગ હોય ત્યાં ધર્મ હોય એ નિયમ નહિ. ધૂમાડો હોય ત્યા અગ્નિ હોય એ નિયમ ખરો પણ અગ્નિ હોય ત્યાં ધૂમાડો હોય એવો નિયમ નહિ, જેમ અયોગોલક. તેમ અહીં બાહ્ય લિંગ કે ત્યાગની સાથે (સાયોગિક સ્થિતિની સાથે) ધર્મનો પ્રતિબંધ નથી. જો કે ધર્મની કે દેવ, ગુરુની સાથે બાહ્યનો પ્રતિબંધ છે, નહિ તો વગર ત્યાગીને પણ ગુરુ માનવા પડે, બાહ્ય હથિયારવાળાને પણ દેવ માનવા પડે અને આરભ પરિગ્રહવાળાને પણ ગુરૂ માનવા પડે, પણ અહીં બાહ્ય વર્તન તો જોઇએ. સ્ત્રી કે હથિયાર છે તેને દેવ માનવાનું કહેતા નથી અને તે ન હોય તેથી દેવપણુ આવી જાય એમ નથી, પણ જ્યા દેવપણું હોય ત્યા સ્ત્રી, હથિયાર કે માળા હોય જ નહિ.

આરંભ પરિગ્રહ ન હોય તેથી ગુરુ માની લેવા એમ નહિ. પણ જ્યાં જ્યા ગુરુપણું હોય ત્યાં આરંભ–પરિગ્રહ ન જ હોય તેવી જ રીતે ધર્મને અંગે આરંભપરિગ્રહનો અભાવ હોય ત્યાં જ ધર્મ હોય એમ નહિ, પણ, ધર્મ ત્યાં આરંભપરિગ્રહ ન જ હોય. કહો કે આવશ્યક ક્રિયા, તપ, કાયોત્સર્ગ આદિને અંગે ગુરૂપણાનો પ્રતિબંધ નથી પણ જ્યાં ગુરુપણું છે ત્યાં આવશ્યક ક્રિયા તપ કાયોત્સર્ગાદિ હોય જ. એટલે બાહ્ય સાંયોગિક સ્થિતિની સાથે ધર્મ વ્યાપેલો નથી પણ ધર્મ હોય ત્યાં તે વ્યાપેલાં છે. જ્યાં જ્યાં કષ હોય ત્યાં ત્યાં સોનાપણું અને સોનાપણું

હોય ત્યાં ત્યાં કષપણું હોય. બાહ્ય વર્તન હોય ત્યાં ધર્મ હોય એ નિયમ રાખીએ ક્યારે? કે બીજા કોઈ વર્તન ન કરતા હોય તો. જેમ નાટકીયા નાટક ભજવવા રૂપો બનાવે, જેમ બહુરૂપી બહુરૂપ કરી આજીવિકા ચલાવે છે. એક વખતે સાધુમહારાજ તે ગામે પધાર્યા છે. તે વખતે તે બહુરૂપી વિચારે છે કે મારૂં નામ બહુરૂપી, તેથી આ સાધુપણું એ પણ એક રૂપ છે, તેથી તે કરવા માટે તેમની પાછળ ફર્યો સાધુની દરેક પ્રવૃત્તિ પોતે જોઈ અને તે પ્રમાણે કરી. છેવટે વેશ લેવા તૈયાર થયો. એ ભજવવા માટે નિષ્ણાત બન્યો. તે બીજા ગામમાં જઈ રાજા આગળ સાધુનો વેશ ભજવવા લાગ્યો. અહીં દાન દેવા રાજા ખુશ થયો છે પણ તેથી બીજાં રૂપો જાણવા નહિ મળે. મોહ રાજાએ સર્વરૂપો જાણવા નવાણું કરાવ્યાં. છેવટે સાધુનું રૂપ આવ્યું. અહીં ચરપુરૂષોએ રાજાને જણાવ્યું છે કે આ છેલ્લું રૂપ છે. તે પછી હવે નથી, તેથી સાધુ 'ધર્મલાભ' દઈ પધાર્યા પછી રાજા ભંડારીને દસ હજાર આપવા કહે છે, તે લેવા સાધુ ના પાડે છે. અને કહે છે કે અમારે ખપ નથી, 'ધર્મલાભ' દઈ બહુરૂપી પાછો ગયો. પોતાના સ્થાને જઈને ત્યાં વેશ ઉતારીને પાછો રાજા પાસે આવ્યો ને રૂપીઆ માગ્યા. રાજાએ કહ્યું: "તે વખતે કેમ ન લીધા?" બહુરુપીએ કહ્યું રૂપ લજવવા નથી આવ્યો, પછી રૂપની કિંમત ન રહે." પછી રાજાએ રૂપિયા આપ્યા.

બાહ્ય સંજોગને આધીન જો ગુરુને માનીએ તો બહુરૂપી જેવા ગુરૂને પણ માની લેવા. આજકાલ નાટકમા કૃષ્ણના રૂપો આવે તેથી તેને દેવ તરીકે માનવા લાગી જાય છે પણ તે દેવરુપે નથી. જેમ સ્ત્રી–હથિયાર કે માળાના ત્યાગ સાથે દેવપણું બંધાયેલુ નથી પણ દેવપણાની સાથે તેનો ત્યાગ તો બંધાયેલો જ છે. એટલે જ્યા દેવપણું હોય ત્યાં સ્ત્રી, હથિયારો કે માળાનો અભાવ બંધાયેલો છે, તેમજ ગુરુને અંગે વિહાર, પિંડવિશુદ્ધિ બંધાયેલા છે એમ નહિ. માત્ર સુગુરુને અંગે તે બંધાયેલા છે. તેવીજ રીતે ધર્મને અંગે જયણા બંધાયેલી છે પણ જયણાને અંગે ધર્મ બંધાયેલો નથી. દેવગુરુ કે ધર્મને અંગે સાંયોગિક સ્થિતિ બંધાયેલી નથી.

પદપંડિત, શ્લોકપંડિત, ગાથાપંડિત કે પોથાપંડિતથી જ્ઞાની કહેવાઈએ છીએ તો પછી જે જન્મથી ત્રણ જ્ઞાન લઈને આવનારા છે, તેમને સંસાર છોડવાની જરૂર શી ? કહો તેમણે સંસાર કેમ છોડયો? સંસાર છોડે તેટલા માત્રથી સાધુ હોય એ નિયમ નહિ. પણ જે સાધુ હોય તે સંસારના ત્યાગી જ હોય એ નિયમ છે.

જેમ પ્રભુ વીર ૨૮ વર્ષ પછી રાજકુંવર છતાં સ્નાનાદિ ન કરવા, પ્રાસુક ખાનપાનાદિ લેવા, બ્રહ્મચર્ય પાળવું, આ ગૃહવાસમાં સર્વ ત્યાગ કરે છે છતા તેમને ગૃહસ્થ ગણીએ છીએ. અને તેથી તેમનો ગૃહસ્થપર્યાય ત્રીશ વર્ષનો ગણાય છે. જો કે પોથાપંડિતો તો અઠ્ઠાવીસ જ માનતા હશે. બે વર્ષ સુધી ત્યાગધર્મ સારી રીતે પાળ્યો છે છતાં શાસ્ત્રકારે કે કુદરતે અઠ્ઠાવીસ વર્ષ સુધીનું ગૃહસ્થપણું ન માન્યું; કારણ તીર્થંકરોને મનઃપર્યવ જ્ઞાન સાધુપણાની સાથે જ હોય.

મનઃપર્યવ કુદરતથી ૨૮ મા વર્ષે કે ત્રીશમા વર્ષે થયું ?

કહો કે ત્રીશમા વર્ષે જ મનઃપર્યવ થયું. બે વર્ષ ત્યાગના હતા, છતાં કુદરતે તે ત્યાગ ન જ સ્વીકાર્યો.

આ ઉપરથી કહેવું જોઈએ કે સાધુપણાની સાથે બાહ્ય ત્યાગ હોવો જ જોઈએ, તેવી જ રીતે જયણા હોય ત્યાં ધર્મ હોય જ એ નિયમ નહિ, પણ ધર્મ હોય તો જયણા હોય જ. કાર્યને અંગે-દેવગુરુ અને ધર્મને છોડીને બીજા કોઈ કાર્યને અંગે જેમાં બહુરૂપી આદિ કાર્ય હોય. સ્વપ્રપંચ પૂર્ણ કરવા માટે પણ વેશોને ઉદાયીનૃપ મારક જેવા વિડંબકો ધારણ કરે છે. જેઓ જાવજ્જીવને માટે ત્યાગ કરનારા છે, એટલે હિંસા, જૂઠ, ચોરી આદિના ત્યાગ સાથે તેનું પાલન તે જિંદગી સુધી બન્ને કરે ત્યાં શું સમજવું ? કહો કે તેને તો સાધુ માનવો ને?

બાહ્ય સાંયોગિક સ્થિતિની સાથે પણ સાધુપણું બંધાયેલું છે ને?

મહાનુભાવ, એક વખત માની પણ લે કે-આવતા ભવને માટે બાહ્ય સ્થિતિ સુધારેલી હોય, પછી તે ભવ્ય કે અભવ્ય હોય, સમ્યગ્દષ્ટિ હોય, કે મિથ્યાદષ્ટિ હોય, અને તે જિંદગી સુધી સાધુપણું પાળનારા હોય,

છતાં અમો તેને સાધુ તરીકે માનતા નથી. તો કેમ ? આજકાલ કાયદો છે કે સાધુપણું લે તે હક્કની અપેક્ષાએ મરેલો ગણાય. દુનિયાદારીનો હક્ક ગયો. પાછો સંસારમા તે આવે તો પણ તે હક્ક ન જ મળે, તેણે યાવજ્જીવ સુધી ધનાદિની માલિકી છોડેલી છે તેવાને ગુરુ માનવા કે નહિ ? વાત ખરી, પણ બાહ્ય સાંયોગિક સ્થિતિનો ત્યાગ જો આભ્યંતર સ્થિતિના ત્યાગ વિનાનો હોય તો તે નકામો જ છે.

પુલાક, બકુશ, કુશીલાદિ પાંચને નિર્ગ્રંથ કહીને ગ્રંથના ત્યાગમાં જ સાધુપણું કહે છે, તેમાં અમારી ના નથી; પણ ગ્રંથના ત્યાગને જ સાધુપણું નહિ કહે, કારણ બાહ્ય ગ્રંથ જે ધન, કુટુંબાદિનો ત્યાગ. તે તો પરમ ત્યાગી પુરુષો માત્ર કરે છે. જેમ રંગે સોનુ કહેવાથી કષે સોનું નથી એમ તો નહિ. પણ તેથી વસ્તુનો રંગ માત્ર જ સુવર્ણનો લેવાનો છે. તેથી રંગ સિવાય બીજું કંઇ પણ સુવર્ણનુ ન મળે.

વેશે સાધુ કહેવાથી વર્તનાદિ ન હોય. તેમ અહીં ગ્રંથ માત્રનો ત્યાગ નહિ કહેતા બાહ્ય ગ્રંથત્યાગની વાત કરી. એટલે અભ્યંતર ગ્રંથના ત્યાગની વાત જ ન કરી. પણ બાહ્ય ત્યાગ જે વિહાર, આવશ્યકાદિ તે કાયોત્સર્ગ આદિ કરવાથી મનોહરપણું આવતું નથી, કારણ કે આ જગતમાં આપણે જોઈએ છીએ કે બાહ્ય ત્યાગ તો જે સાચાગુરુઓ નથી તેમને પણ હોય છે. જેમ "कच्चुकमात्र त्यागात् नहि निर्विषो भवति" સર્પે કાચળી ઉતારી તેના ત્યાગથી દાઢ વિનાનો થયો અને તેથી નહિ કરડે એમ મનાય નહિ, ઝેર વગરનો ગણાશે નહિ, તેમ બાહ્ય વર્તન માત્ર રાખવાથી, પરિણતિ થયા વગર સાધુ. ધર્મ કે દેવ થઈ શકતા નથી. સ્ત્રી, હથિયાર કે માળા ન હોય પણ કેવળજ્ઞાનાદિ તો દેવના લક્ષણ હોવાં જ જોઈએ. હવે જ્યા ત્યાં દેવપણુ હોય ત્યા સ્ત્રી, હથિયાર વગેરે ન હોય. ગુરૂ હોય ત્યા લોચાદિક હોય જ. ધર્મબુદ્ધિ હોય ત્યાં જયણા પણ હોય. આવી રીતે સર્પની કાંચળી જેવા બાહ્ય સંજોગો માત્રથી દેવ, ગુરૂ કે ધર્મ ન મનાય. તેવી રીતે આરંભ સમારંભાદિની પ્રવૃત્તિ ન હોય તેથી ગુરૂપણું આવતું નથી.

અને તેથી જ કહ્યું કે કાંચળી માત્ર છોડવાથી સર્પ નિર્વિષ થતો નથી તેવી જ રીતે બાહ્ય સાયોગિક સ્થિતિ સુધરવાથી દેવ, ગુરુ કે ધર્મ પણ આવતું નથી, તો હવે તે આવે ક્યારે ?

જેમ સર્પમાં દાઢ તૂટે તો જ નિર્વિષપણું આવે, તેમ દેવમાં મોહાદિ તૂટે તો જ આવે, ગુરૂમા અપ્રત્યાખ્યાની કે પ્રત્યાખ્યાનાવરણીય તૂટે તો આવે, તેમ ધર્મમાં પાપબુદ્ધિ મટે તો જ આવે.

બાહ્ય સાયોગિક સ્થિતિ જોયા વગર દેવ, ગુરૂ કે ધર્મને માનવા તે શી રીતે બને ? તે કરવા માત્રથી સાધુપણું નથી. પણ સાધુપણા વગેરેથી તે તો છે જ. એનાથી સાધુપણું ઉત્પન્ન નથી થતું પણ સાધુપણું હોય ત્યાં તે તો હોય જ. એકલાં ચિહ્નો બાહ્ય હોય ત્યાં દેવાદિને જ માનવા.

જગતના પદાર્થોમા માયાવીપણું ન જ હોય. જેમ સોના, ચાંદીમા મૂળમા કે છેવટમા જે પીળાશ કે સફેદાઈ હોય તે આખા ભાગમાં જ હોય. એટલે જેવું અંદર તેવું બાહ્ય અને જેવું બહાર તેવું અંદર. આ જડ પદાર્થમાં હોય છે. પણ આ ચેતન પદાર્થોમાં ચક્કાવો છે, કારણ કે અંદર કંઈ તો બહાર જૂદું અને બહાર જૂદું તો અંદર કંઈ ત્રીજું જ હોય. જડ પદાર્થોથી ઠગાવાનો સંભવ જ નથી. માત્ર ચેતનથી ઠગાવાનો સંભવ હોય છે, કારણ કે તેની બહાર અને અંદરની સ્થિતિ ભિન્ન હોય છે. બીજાઓમા બહાર અને અંદર એક જ હોય છે. તમારામા બહારનું ચારિત્ર દેખાવા છતાં અભવ્ય કે દુર્ભવ્ય માનીએ. વાત ખરી, પણ બીજાની તને ખબર સરખી પણ નથી. ખબર હોય અને બોલે તેની કિંમત, પણ વગર ખબરે જે બોલે તે દોઢડાહ્યો કહેવાય, કારણ કે ઈતરોમાં પણ બાહ્ય કે અંદરના બે વિભાગ રાખેલા છે. તે કયા અને કેવી રીતે વગેરે અધિકાર અગ્રે જણાવાશે.

વ્યાખ્યાન ૩૩

# તપશ્ચર્યાની શ્રેષ્ઠતા

**ભણવાના બહાને તપને રોકનાર દીક્ષાના ય બહાને રોકશે.**

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન્ **હરિભદ્રસૂરિજી** મ૦ ભવ્ય જીવોના ઉપકારાર્થે, **ષોડશક** પ્રકરણની રચના કરતા આગળ જણાવી ગયા કે–આ સંસારસમુદ્રમાં મનુષ્યનો ભવ પ્રાપ્ત થવો એ જ મુશ્કેલ છે, કારણ આપણે આગળ સામાન્ય સમજાવી ગયા કે **દેવભવ પામવો સહેલો છે પણ મનુષ્યભવ પામવો દોહીલો છે,** કારણ કે દેવપણું પામવાનાં સ્થાનો અસંખ્ય છે, પણ મનુષ્યપણું પામવાના સ્થાનો તો ગણત્રીનાં એટલે ૨૯ વેઢા કહો કે છન્નુ સુધી ગણત્રી કરો તેટલાં જ છે. આ ઉપરથી દેવપણું સહેલું છે. વળી દેવપણાના ઉમેદવારો થોડા છે એટલે મનુષ્ય અને તિર્યંચ પંચેન્દ્રિય જ તે મેળવે. પૃથ્વી વગેરે કે નારક, દેવો પણ દેવપણે ન ઉપજે.

મનુષ્યને અંગે ઉમેદવારો ઘણા છે, એટલે એકેન્દ્રિયના સર્વ જીવો એટલે અનંત–કાયપણ મનુષ્યપણે ઉપજી શકે, એટલે તેના ઉમેદવારો અનંતાનંત છે. જેના ઉમેદવારો અનંતાનંત છે અને સ્થાનો વેઢે ગણાય તેટલાં છે. જેનાં સ્થાનો અસંખ્ય છે અને ઉમેદવારો થોડા છે તેવું દેવપણું તે પામવું સહેલું છે કે મનુષ્યપણું ?

કહો કે દેવપણું સહેલું છે. એક બળદ તૃષાથી વ્યાપ્ત છે ત્યાં પાણી ભરીને બાઈઓ જાય છે છતાં કોઈ તેને પાતી નથી. સર્વની આશાએ તે રહે છે, તેવી જ રીતે ઘાસને અંગે આશા રાખે છે. આ સ્થિતિમાં ભૂખ ને તરસને જે વેઠી, તેનાથી જે કર્મની નિર્જરા થઈ, તેનું ફળ મળે જ છે.

આ ઉપરથી તપસ્યાના જે કટ્ટાશત્રુઓ છે તે બોલે છે કે તપસ્યા પેટને બાળવાનું સાધન છે ! હવે **બહારના ચોરથી બચવું સહેલું પણ ઘરના દુશ્મનથી બચવું કઠિન છે,** કારણ કે બહારના તો તમને લાઘણ કહીને રહે, પણ ઘરવાળા તો કહે કે–"કર્મનું બાંધવું તે પરિણામ ઉપર આધાર છે. પછી તમે ઉપવાસ કરીને ખાવા–પીવાની ઈચ્છા કરી તેના કરતા ઉપવાસ ન કરવો સારો. એક માણસે ખાવા –પીવાની ઈચ્છા ન કરી અને ઉપવાસ કર્યો તેને પુણ્ય થયું." આવા વિચારોથી તપસ્યાનું નિકંદન કાઢે છે. વળી મને કોઈએ ખાતાં રોકયો નહોતો પણ મારા મનથી જ ખાધા વિના રહ્યો છું તેથી ઉપવાસ છે અને તેથી ભૂખનો વિચાર હતો તેને માર્યો કોણે એ કહે ને ? પાણિયારૂં કે દાભડો તૈયાર હતો. તેની આગળ કોઈની ચોકી પણ નહોતી. એટલે ઈચ્છા થતાં ખાઈ શકતો હતો, છતાં ન ખાધું તેનું કારણ શું ? કહે કે મનથી બંધ કરી મનથી પાળવું છે ને ? તો એક બાજુ ભૂખ લાગે છે છતાં બીજી બાજુ "મારે ઉપવાસ છે" એવું કહેવું તે કેટલું બધું સારું છે ?

અહીં જે ભૂખને તોડવાની વાત કરે છે તે તપસ્યાને તોડવાના ઈરાદાવાળા છે. અહીં તપસ્યાના વિચારે ભૂખને ટાળી દીધી. તપ કરવા પહેલા ભૂખને જાણતો હતો, તેથી આવી પડેલી ભૂખને દબાવી છે. તે અણસમજથી તેમ નથી કરતો, અને તેથી તેના તપ દ્વારા કર્મની નિર્જરા થશે. તપની બુદ્ધિથી તપ કરે તે સકામ નિર્જરા હોવાથી 'સ્વ' કહેતાં પોતાના કર્મનો ક્ષય કરે છે.

બળદ (ઘાસ–પાણી)ની આશામાં છે છતા તે કંઈ મેળવી શકતો નથી, અને ભૂખ–તરસની પીડા વેઠી તે માત્રથી તે દેવ થયો. વગર ઈચ્છાએ કે વિરુદ્ધ ઈચ્છાએ ભૂખ અને તરસનુ દુઃખ વેઠયું. તેનાથી પણ આવી કર્મની નિર્જરા થાય અને દેવલોકપણાનું ફળ પામે તો પછી ઈચ્છાએ કરેલી તપસ્યા અને તેથી જે સકામ નિર્જરા, તેનું ફળ આત્મકલ્યાણરૂપ સર્વ કર્મનો ક્ષય કેમ ન થાય ?

આત્મગ્લાનિ કરવારૂપ તપ કરનારને શાસ્ત્રકારે ખોડચા છે. તેથી તપસ્યાના કટ્ટા દુશ્મનો જ આવું બોલે છે. કેટલાકો તપસ્યાને અંગે ના ન કહે, પણ સ્વાધ્યાય બગડે છે એમ કહે. સ્વાધ્યાય તે કારણનું કારણ છે. **તપસ્યા તે નિર્જરાનું અનન્તર કારણ છે.** મોક્ષનો માર્ગ જાણો અને આદરો પછી તે નિર્જરાનું કારણ, પણ તપસ્યા તો સીધી નિર્જરાનું કારણ. **શાસ્ત્રકારે અમુક તપ ન થાય તો પ્રાયશ્ચિત્ત જણાવ્યું છે.** જેમ પક્ખીનો ઉપવાસ, ચોમાસીનો છઠ્ઠ, પર્યુષણનો અઠ્ઠમ આદિ નિયમિતપણે કરવા કહેલું છે. ચારે કાળે સ્વાધ્યાય ન કરી હોય તો આલોચન છે. એટલે ભણવું જરૂરી છે એ વાત માની છે, પણ આચારાંગાદિ સૂત્રોને જો ન ભણે તો પ્રાયશ્ચિત્ત, એમ છે નહિ. પણ તપને ન કરવાથી તો પ્રાયશ્ચિત્ત જણાવેલું છે.

આજે ભણવાના નામે તપને રોકશો તો કાલે વળી કોઈક ભણવાને નામે દીક્ષાને પણ રોકશે. અને તેમા એમ પણ કહેશો કે દીક્ષા નહિ લે તો હજારોને બોધ આપશે, પણ દીક્ષા લેશે તો તે સમુદાયને અગર થોડા ઘણા બીજાઓને બોધ આપશે, માટે દીક્ષા રોકો એમ પણ બોલશો.

શાસ્ત્રકારે તપ કરવાનું કહ્યું છે તે કયું ?

જેનાથી આર્ત્તધ્યાન કે ગ્લાનિ ન થાય. ઈંદ્રિયો નિર્બળ ન થાય અને યોગો પણ નકામા ન થાય એવી તપસ્યા કરવી કહી, પણ તપના નિષેધ માટે કહે છે ? શાસ્ત્રકાર તપના નિષેધ માટે તો કંઈ કહેતા જ નથી. અકામ નિર્જરા એટલે ઇચ્છા વિના. અને ઇચ્છા સહિત એટલે મારા કર્મની નિર્જરા થશે એમ માની દુઃખને સહન કરે તે સકામ-નિર્જરા. વિરુદ્ધ ઇચ્છાએ બળદ ભૂખ અને તરસનું દુઃખ સહન કરે છે તેથી આવું દેવલોકપણું પામે છે, તો પછી સકામ નિર્જરાએ તપસ્યા કરી આત્મકલ્યાણ કેમ ન સાધે ? જ્ઞાનદર્શનને માટે જેમ ઉપસંપદાઓ લીધી છે, તેમ તપસ્યા અને વૈયાવચ્ચ નામની બે ઉપ-સંપદાઓ ચારિત્રને માટે લીધી છે.

જે તપસ્યાના માટે ગચ્છમાં આશ્રય કરીને રહેવાનું છે તે તપસ્યા આપણને કડવી લાગે તો સમજવું કે માર્ગ ભૂલ્યા છીએ. જ્યારે તપસ્યા ઉપર અનાદર કે અરુચિ થાય તો સમજવું કે માર્ગ જ ભૂલ્યા છીએ. ખાવા પીવાની ઈચ્છા થતાં તેને રોકી હોય તો પણ નિર્જરા જ છે. એટલે અકામ નિર્જરામા આવે અને તેથી દેવપણું મળે. વગર ઈચ્છાના કે વિરુદ્ધ ઈચ્છાના દુઃખોથી દેવપણું મેળવાય પણ મનુષ્યપણું વગર ઈચ્છાના દુઃખોથી મેળવાય નહિ

મનુષ્યપણા માટે આ ત્રણ વસ્તુ હોય તો જ તે મેળવી શકાય. ત્રણ વસ્તુ કઈ? મનુષ્યને સામાન્ય જે વ્યસન હોય તે વસ્તુ મળે તો જ આનંદ, જેમ રાજાને જીતની ઈચ્છા હોય અને તે વખતે પ્રજા, રાજ્ય પાયમાલ થઈને પણ જીત મેળવે તો તે આનંદ પામે, તેમ જે મનુષ્ય ક્રોધ, માન, માયા અને લોભ ઉપર કાબૂ મેળવનારો હોતો નથી તેને મનુષ્યપણું મળતું નથી. આ મનુષ્યપણાની જાતિ એવી છે કે ક્રોધાદિને દબાવી શકે. એટલે ક્રોધને સફળ કરવા પહેલા તેના પરિણામના વિચારો કરવા પડે. એટલે રસ્તામા જતાં કોઈ અધિકારીની કોણી વાગી હોય ત્યારે આપણે જ માફી માગીએ. અહીં વગર જોઈને એ ચાલ્યો છતાં તેનાં અધિકારના હિસાબે આપણે જ માફી માગીએ કારણ કે રખેને ભવિષ્યમાં તે આપણને હેરાન કરે!

ગામમાં લ્હાય લાગેલી હોય અને બંબો જતાં રસ્તામાં કોઈને એકસીડેન્ટ થાય તો પણ તે બંબાવાળો ગુનેગાર ગણાતો નથી, કારણ કે દરજ્જો તેનો મોટો છે. ગાય ભેંસાદિ રસ્તામા કંઈ વગાડે તો સમજવું કે તેનો ક્રોધાદિ કાબૂમાં રહી શકે તેમ નથી. માત્ર મનુષ્ય જાતિમાં જ ક્રોધાદિ કાબૂમા રહી શકે. એટલે ક્રોધ આવે તો મગજ ઉપર કાબૂ રાખવો જ પડે જેણે ક્રોધ ઉપર દાબની ટેવ પાડી હશે, તે જ પ્રાણી આ મનુષ્યગતિમાં આવશે. નારકી અને તિર્યંચની ગતિમાં જ ક્રોધ ઉપર કાબૂ નથી, પલ્યોપમના પલ્યોપમ સુધી યાવત્ સાગરોપમના સાગરોપમ સુધી તેઓ લડયા કરે. કોણ? નારકી વગેરે.

તમારે તો લડતાં લડતાં બાર વાગ્યા તો ખાવાના જ મતમાં જાય અને ક્રોધાદિને છોડે. ક્રોધમાં કાબૂ ન લેવો પડે કે ન રાખવો પડે તો તિર્યંચ અને નરકની ગતિ છે, બાકી મનુષ્ય અને દેવમાં તો ક્રોધ ઉપર કાબૂ રાખવો જ પડે.

દેવતાઓમાં સર્વને ઈંદ્રને આધીન રહેવું પડે, તેની મર્યાદા પાળવી પડે. મનુષ્યને રાજા કે કુટુંબ અગર જ્ઞાતિ આદિના કબજામાં રહેવું પડે. ફક્ત જાનવરાદિને કાબૂ ન હોય. જેને મનુષ્યગતિમાં જવું હોય તે ક્રોધાદિ ચાર ઉપર કાબૂ મેળવે, તો જ લાયક બને.

કર્મની થિએરી પણ એ જ કહે છે કે–જેની ક્રોધાદિની સ્વાભાવિકપણે મંદતા હોય તે જ મનુષ્યપણું મેળવી શકે. જેના ક્રોધાદિની તીવ્રતા હોય તે મનુષ્યપણાને ન મેળવી શકે, અકામ નિર્જરાએ મનુષ્યપણું ન મળે. મગજ ઉપર કાબૂ રાખવાથી મળે છે.

**મનુષ્યનું જીવન પદાર્થની અપેક્ષાએ ગુલામીભર્યું છે.**

દુનિયામાં પૃથ્વી–પાણી–અગ્નિ યાવત્ બેઈન્દ્રિયાદિ જીવોને મનુષ્યની ગરજ નથી પણ **મનુષ્યને તો સર્વની ગરજ છે.** પૃથ્વી–પાણી–અગ્નિ–વનસ્પતિ કે જાનવર વગેરે વિના ન ચાલે. આથી જાનવર આદિના જીવન સ્વતંત્ર એટલે દરકાર વિનાના છે, જ્યારે મનુષ્યનું જીવન દરકારવાળું છે. જીવન મનુષ્યનું મળ્યું, પણ સાધન ન મળે તો શું કરવુ ? જેમ તાનસેન ગવૈયાને અકબરે એક હાથી ભેટ તો આપ્યો પણ તે હાથીના ખોરાક માટે કોઈ ગામ પણ ન આપ્યું. તેથી તે હાથીને કરે શું ? હાથીને ત્રણેક દિન ભૂખ્યો રાખ્યો, પણ તે હાથીને ગળે તોબરો બાંધીને બજારમાં છોડયો. ત્યાં કંદોઈ આદિની દુકાનમાં પડયો. સફાચટ કરી નાખતો ગયો. લોકોએ રાજા પાસે જઈ કહ્યું: 'તાનસેનનો હાથી જુલમ કરી રહ્યો છે.' તાનસેનને બોલાવ્યો.

તારા હાથીએ શું કર્યું ? કયાં ગયો હાથી ?
સાહેબ, તે માગવા ગયો છે.
શું ?

'તે ખાવાની ચંદી માગવા ગયો છે. હું પણ માગીને જ ખાઉં છું. આ હાથી તો માગીને જ પેટ ભરશે. આપ જો ગામ આપો તો ખાઇ શકશે.'

મનુષ્ય જીવન મળવા છતાં તેનાં સાધનો ન મળે તો તે ટકાવવું શી રીતે? જેમ હાથી તાનસેનને મળવા છતાં ખોરાકી વિના હાથીને રખાય કેમ? આ મનુષ્યપણું બીજા પણ કારણથી મળે છે 'લેવું લેવું'' એ જ વિચાર જેના મગજમાં રહેલો હોય છે. જેમ કીડી મંકોડી લઈને દરમાં જ મૂકી રાખે.

દુનિયામાં સર્વ જીવ સ્વર્ગ નરક આદિ માને કે ન માને અગર મતભેદ રહે, પણ જે મેળવીએ છીએ તે મૂકીને જવાના છીએ એમા મતભેદ નથી, છતાં જે મેળવવાનું તે મૂકવાનું હોવા છતાં આપણે લોભ વગરના છીએ? સાડા ત્રણ હાથ જગ્યા, શેર અનાજ અને એક જોડ કપડા જોઇએ, છતાં લોભ આખી દુનિયાનો છે, કારણ કર્મના ઉદયને લીધે જીવને લેવાની જ ટેવ પડેલી છે, જેમ નાના બચ્ચાના હાથમાંથી તેની જાગ્રત અવસ્થામા આવેલી કોઈ પણ ચીજ ન લઇ શકો, પણ નિદ્રાવસ્થામાથી તે ચીજ અગર કપડાય ઉતારો તો પણ લેવા દે, ધમાલ ન કરે, તેમ આ જીવની આખ મીંચાય ત્યારે સર્વ છોડે, છતાં પોતે લોભને થોભાવી શકતો નથી. વળી લેવાની દૃષ્ટિ જ જ્યાં મુખ્ય હતી, તેના કરતા દેવામા કલ્યાણ, **દીધું તેટલું કલ્યાણ. આવી દૃષ્ટિ જ્યાં આવે ત્યારે મનુષ્યપણામાં આવવા લાયક.** પર્યુષણમાં મેઘકુમારના દૃષ્ટાન્તમાં સાંભળીએ છીએ કે મારા જીવનના ભોગે પણ હું એને જીવવા દઉ. **પોતાના જીવનના ભોગે પણ બીજાને જીવાડવાની ઇચ્છા થાય તો જ મનુષ્યપણું મળે** એટલે હાથીનો જીવ મનુષ્યપણે થયો. **દાનના સ્વભાવવાળો હોય તે મનુષ્ય થાય.** દાન દેવાવાળો કહોને? નહિ, ફરક છે. જેમ ગામમાં એક શેઠ છે. તે દાન દેવાનો છે. ૨૫૦ના કામ માટે પ્રથમ સોથી વાત કરે. છેવટે ૨૦૧ માં સોદો

થયો ત્યારે શેઠ કહે કે પચાસ બચ્યા. તો બસો ને એક જે આપ્યા તે એળે ગયાને ! દુનિયામાં કહે છે કે- શેકીને વાવે તેથી મનુષ્યપણું ન આવે. દાનરુચિ હોય એટલે યોગ્ય પાત્ર, યોગ્ય સાધન મળવા છતાં દાન ન દીધું. તેથી પરિગ્રહ ઉપરની મમતાનો ત્યાગ કરવાનો વિચાર દાનરુચિવાળો હોય તે જ કરે. તે કષાયની મંદતાને લીધે મનુષ્ય જીવન બાંધી શકયો. તેમજ દાનરુચિને અંગે મનુષ્ય જીવનનાં સાધનો મેળવી શકયો, પણ ઉપઘાત બંધ ન થાય તો, વસ્તુ મળેલી હોય પણ તેને ટકાવવાનું સાધન ન મળ્યું હોય તો નાશ જ થાય

હવે મનુષ્યજીવનના ઉપઘાત કરનારાં જે દુર્વ્યસનો આદિ છે તે ન હોવા જોઇએ, એટલે મધ્યમગુણવાળો હોય તે જીવનના ઉપઘાતોને દૂર કરી શકે.

આવી ત્રણ વસ્તુઓ જેને પૂર્વભવમા મળી હોય તે જ મનુષ્ય-પણું મેળવી શકે. આપણે પચેન્દ્રિય મનુષ્યપણું પામી ઉત્તમ કુળ, જાતિ અને દેવગુરુ ધર્મની સામગ્રી પામવા છતાં ક્રોધાદિ ઉપર કાબૂ રાખવો મુશ્કેલ છે તો પછી બીજા જીવોને મુશ્કેલી પડે તેમાં નવાઇ શી ?

આથી મનુષ્યપણું મેળવવું તે વગર ઇચ્છાએ, દુઃખને સહન કરવાથી નહિ મળવાનું, પણ **ક્રોધાદિ ઉપર કાબૂ, દાનરૂચિ, મધ્યસ્થ વગેરે** ગુણ હોય તો જ મળે. તે આ મનુષ્યપણાથી કચરા સાટે કોહીનૂર મેળવવા જેવું છે. જેમ એક જગામાં માટી બહુ ભરેલી છે, તેથી રાજાએ હુકમ કર્યો કે જે બહાર જાય તે મણ માટી લઈ જાય. આગળ જતાં બીજો દેશ એવો છે કે કેવળ દરિયાનો કીચડ. ત્યા એમ રાખેલ છે કે અહીંથી જે કોઈ જેટલી માટી વહે તેટલા સોનાની ચિઠ્ઠી તેને લખો દેવી.

તેવામાં બે મુસાફરો નીકળ્યા. તેને હુકમ કર્યો કે આ માટી જે લઈને નાખે તેને સોનું મળે છે. એકે વિચાર કર્યો કે આગળ

કદાચ સોના કરતાં વધુ કિંમતી ચીજ નહિ મળે ? એમ માની અર્ધી નાંખી, બીજાએ રાખી. તેને આગળ મળ્યો બીજો દેશ. તેનો હુકમ થયો કે અહીંથી માટી લઈ જવાની મનાઈ છે. અહીં સોનું આપ્યું, લેનારા બે જણ થયા. ત્રીજો માટી નાંખીને સોનું લીધા વિના રહ્યો, તેમ અહીં કર્મરાજાએ ચોકી બેસાડી છે કે દરેક જીવને શરીરની માટી બંધાવવી. કોઈ જીવ શરીર વિનાનો છે જ નહિ. આવી કર્મ રાજાની ચોકી છે.

ધર્મરાજાએ ચોકી રાખી છે કે જે પ્રમાણે શરીરને કસે તેને પુણ્યની ચિઠ્ઠી લખી આપું. એટલે મહાત્માઓએ સર્વ શરીર કસવાની ચિઠ્ઠી લખાવી. ત્યારે દેશવિરતિવાળાઓએ અર્ધી કાયા કસવાની વાત લખાવી એટલે ધનમાલ સંભાળવા રોકાણા. ત્રીજા નંબરના માણસો તો શરીરને જ પોષવામા સમજ્યા છે. જ્યાં જીવનનો છેડો આવ્યો ત્યાં તો યમરાજા આવ્યો. ત્રણે પ્રકારના જીવો શરીરને છોડવાના છે. સંપૂર્ણ પુણ્યવાળા, અધકચરા કે પાપીઓ એ ત્રણે પ્રકારના જીવો યમરાજાની પાસે જાય છે. નરકમા ગયેલા સમ્યગ્દૃષ્ટિઓ તો ઝૂરે જ. દેવલોકમા ગયેલા જીવો પણ ઝૂરે છે કે અમે સાધુપણું ન લીધું, ત્યાગ ન કર્યો, અર્ધી માટી કચરા પેટે ગયેલી હોય તેનો અફસોસ થાય. તેમ શ્રાવકોને દેવપણામાં જઈને પણ અફસોસ થાય. મનુષ્યપણામાં કચરા માટે કોહિનૂર લેવાનો છે. એટલે દેવ,ગુરુ અને ધર્મની પરીક્ષા કરી શકે તે જ સાચા કોહિનૂરને પામી શકે.

એ પરીક્ષા લિંગ, વર્તન અને તત્ત્વદ્વારા કરે. પરીક્ષા ગમે તે રીતિએ કરે, પણ સર્વને આવવાનું સ્થાન તો એક જ ને ? કોઈ વ્યાખ્યાન સાંભળવા પાચ ડગલાથી, કોઈ સો ડગલાથી આવ્યા તે સાંભળવાના આ વાત ખરી, પણ કેટલીક વખત ભરોસે ભૂ પીવડાવાય છે. એટલે આ બાહ્ય સાયોગિક સ્થિતિ કોઈક વખત ભૂલમાં પાડે છે. આ બહારની સ્થિતિ તત્ત્વવાળી નથી. એને અસાર કહો છો તો પછી પ્રભુએ આવી નકામી વસ્તુ કહી કેમ ?

વિહાર, લોચ, ગોચરી આદિ સર્વ વાનાં બહારનો ત્યાગ જણાવ્યો છે તે નકામો કહ્યો નથી, પણ તે કરનારા નકામા હોઈ શકે. માટે જણાવ્યું કે–બાહ્ય સાંયોગિક સ્થિતિ સુધારી લો ! એટલે અંદરના ત્યાગ વિના, આત્મપરિણતિ થયા વિના બહારનો ત્યાગ, બીજાને ફાયદો નહિ કરે, તેવા બહારના ત્યાગથી સદ્ગતિ, અકામ નિર્જરા ભલે થાય, પણ સાચું રૂપ જે મોક્ષનું તે ન જ મળી શકે.

કાચળી ઉતરવા માત્રથી સર્પ ઝેર વિનાનો થતો નથી, તેથી બાહ્ય સાંયોગિક સ્થિતિ સુધારવા માત્રથી ધર્મ નથી, જો કે ધર્મીઓએ તો એ પ્રમાણે વર્તવાનું જ છે. જે કોઈ છોડે છે તે વિચાર વિના તો ન જ છોડેને ? વિહાર, લોચ, ભૂમિશયન વગેરે કાર્ય વિચાર્યા વિના ન જ બને. વાત ખરી, પણ અભ્યંતર વિરુદ્ધ ઈચ્છા જ્યા પડી છે ત્યા શું થાય ? જેમ મિથ્યાદષ્ટિ કે અભવ્ય જીવ સાધુપણું લે, પણ શા માટે ? તો દેવલોક માટે. સો વર્ષનો દીક્ષા પર્યાય, પણ પરિણામ તો દેવલોકના છે, સો વર્ષના ત્યાગમા પલ્યોપમ કે સાગરો-પમનો લેપ (દેવભવની ઈચ્છા) છે, આવા ત્યાગો કામના નથી, અને બીજાઓએ પણ તે મિથ્યાચારનું જ ફળ બતાવ્યું છે. બાહ્ય ત્યાગ ધર્મ માટે જરૂરી છે. ધર્મ પણ કોને ? તો જેના શુભ ભાવો છે તેના માટે.

જેનો વધારે મેળવવા માટે બાહ્ય ત્યાગ છે; તે અશુભ માટે છે માટે નકામો, બગલાનો બાહ્ય ત્યાગ સ્થિરતામા કેવો છે ! પણ મનમા તો ક્યારે મત્સ્ય આવે તેનો ઘાટ જ જોઈ રહ્યો છે, તેમ બહારના ત્યાગવાળાઓ મનથી દેવલાકના સુખની વાંછા કર્યા જ કરે તે બગલા જેવો ત્યાગ છે, એટલે દેવતાઈ ઋદ્ધિ–ઠકુરાઈની યાચના કરે તે મિથ્યાચારનું ફળ છે.

આવી રીતે સૂત્ર સિદ્ધાતમાં કહેલું છે કે બહારનો ત્યાગ સંપૂર્ણ હોય તો પણ તે જૈન શાસનનો ઉકરડો ગણાય. અભવ્યને સંપૂર્ણ ત્યાગ હોય તોય તેનાથી દેવગુરુધર્મની પરીક્ષા ન થાય. અતિશયો કે પ્રાતિહાર્યથી દેવ ગણવાના નથી, માસકલ્પાદિથી ગુરુ ગણવાના નથી,

તો પછી "अठ्ठमहापाडिहेरजुत्ताण" વગેરે બોલ્યો કેમ ?

વિહાર કરે તો સાધુપણું ટકે. પ્રાતિહાર્યને અંગે દેવપણું જરૂરી નથી. પણ દેવપણાને અંગે પ્રાતિહાર્યાદિની જરૂર છે. અને તેથી "तत्प्रतिबद्ध" એટલે બાહ્ય ચિહ્નનો અંગે ધર્મ બંધાયેલો નથી. પણ ધર્મને અંગે હોય તે ચિહ્નો જ, તેવી રીતે દેવગુરુમા સમજવું. એકલા ચિહ્નને તપાસે પણ તત્ત્વમા ન ઉતરે તે માટે આટલી ભલામણ કરી છે. જેમ માર્ગમા જનાર મુસાફરને આગળ બે ફાંટા પડતા માર્ગને સમજવો જરૂરી છે, તેમ **ધર્માદિને અંગે શુભ ભાવનું ધ્યાન રાખવું જોઇએ, નહીં તો પરિણામ જુદું આવે.** આ બધું બાહ્ય સાંયોગિક સ્થિતિ જોનારા માટે કહ્યું, પણ વર્તન માટે તો વાધો નથીને ? કારણ કે વર્તન તો ચોવીસે કલાક સરખું હોય ને ? લિંગમા તો પ્રતિક્રમણ, લોચ કે ગોચરી કોઈ વખતે હોય, પણ આ મધ્યમ તો ચોવીસે કલાકની ચીજ દેખીને દેવગુરુધર્મને માને. હવે ચોવીસે કલાકની ચીજ કઈ કે દ્વારા પરીક્ષા કરાય ?

તો અષ્ટ પ્રવચનમાતા તે ચોવીસે કલાક રહેનારી છે. જેમ ચાલવા માંડયો કે ઇર્યાસમિતિ, તેમજ બોલવામાં ભાષાસમિતિ, ગોચરી માટે એષણાસમિતિ, આદિ જોઈએ, તેવી જ રીતે ધર્મને અંગે સંસારનો ભય ચોવીસે કલાક હોય, દેવને અંગે કેવળજ્ઞાન આદિ ગુણો સતત હોય, આવી રીતે મધ્યમ બુદ્ધિવાળો દેવાદિ ત્રણને જુએ, પણ બુધ તેના ખુદ સ્વરૂપને જુએ, એટલે દેવને માર્ગદર્શક હોય તો જ માને, ગુરુને ઉત્સર્ગ-અપવાદ સહિત આત્મરમણતામા હોય ત્યારે માને, ધર્મને જયણાપૂર્વક વ્રત-પચ્ચક્ખાણ-સામાયિક-પૌષધાદિની પરિણતિ હોય તો જ માને.

આવી રીતે ત્રણે જણા દેવ, ગુરૂ અને ધર્મની પરીક્ષા કરીને શુદ્ધ દેવાદિને મેળવે. છતા શાસ્ત્રકાર કહે છે કે-દેશના દેવાવાળાએ લાયક દેશના દેવી. અને શ્રોતાએ સાંભળવી, જેથી જીવો સમ્યક્ત્વને પામે ને કલ્યાણની માળાને ભજે.



વ્યાખ્યાન

# દેવતત્ત્વની મહત્તા

૩૪

**નવકારમંત્રનો હેતુ શો? કેવળીઓની આશાતના કેવા પ્રકારે થવા પામે છે? ક્ષાયિક અને ક્ષાયોપશમિક ભાવ૦ અરિહંત દેવોનો સત્કાર ક્યાં સુધી કરનાનો છે? જૈન ગુરુ સંસાર પુષ્ટિની વાતો કરી શકે ખરા કે? આપણા જીવનની ધન્ય પળ કઈ? સંસાર તજવાનો સમય એ આત્માને માટે સૌથી ભાગ્યશાળી પળ છે. ગોદડાને ભોગે તળાઈનું પડ ન સચવાય તે જ પ્રમાણે આત્માને ભોગે દેહની રક્ષા પણ ન જ થાય.**

## જૈનશાસનમાં સ્વતંત્ર અધિકાર ગુરુને અપાતો નથી

શાસ્ત્રકાર મહારાજ શ્રીમાન્ ભગવાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ ભવ્ય જીવોના કલ્યાણાર્થે **અષ્ટકજી** પ્રકરણ નામક ગ્રંથની રચના કરી ગયા છે. તેમાં તેઓ શ્રીમાન્ જણાવે છે કે-દરેક આસ્તિક આત્માએ આ સંસારમાં દેવાદિ ત્રણ તત્ત્વો માન્ય કરેલાં છે. જગતના આસ્તિકોએ માન્ય રાખેલા આ ત્રણ તત્ત્વોમાં જો કોઈ મુખ્ય તત્ત્વ હોય તો તે **દેવતત્ત્વ** જ છે. દેવતત્ત્વની સમાનતાએ આવી શકે એવું એક્કે તત્ત્વ આ સંસારમાં હસ્તી ધરાવતું નથી. દેવતત્ત્વ પછી **ગુરુતત્ત્વ** આવે છે, પરંતુ આ શાસનમાં ગુરુને કશો પણ સ્વતંત્ર અધિકાર આપવામાં આવ્યો નથી. આપવામા આવ્યો જ નથી એટલું જ નહિ પરંતુ તે સામાન્ય બુદ્ધિએ પણ હોઈ શકે નહિ.

શ્રીમાન્ દેવોએ જે આચારો કહ્યા છે તે આચારોને જેઓ અમલમાં મૂકે છે તેઓ જ ગુરુ છે. જે આત્માઓ દેવોના આચારાદિને અમલમાં મૂકતા નથી, તે આ જગતમાં જૈનગુરુની શ્રેણીમા સ્થાન પામી શકતા નથી.

જૈન શાસનના દેવોનુ સ્વરૂપ કેવું છે તે વિચારો! બીજા શાસનોમાં, બીજા ધર્મોમા દેવોને સ્વેચ્છાચારી જેવા બતાવેલા છે ત્યારે જૈન શાસન તેથી જુદું જ માને છે.

**એક જ સરખા ધ્યેયવાળા સાથે મિત્રાચારી હોઈ શકે**

જૈન શાસનના દેવો—તીર્થંકર ભગવાનો પરમ ત્યાગી, મહાન્ વૈરાગી, કર્મબંધન તોડનાર, કર્મબંધનોને રોકનારા, મોક્ષ સાધનાર અને મોક્ષના પ્રકાશકો છે. જૈન દેવો આ સ્વરૂપના છે એટલે એ વાત પણ તેટલી જ સ્પષ્ટ છે કે–જૈન ગુરુઓ પણ તેવા જ હોવા જોઇએ. ગુરુ અને દેવો એક એકથી જુદા જુદા જ વિચારના, જુદા જુદા જ આચારના અને જુદે જ માર્ગે ચાલનારા હોય એ તો કદી બનવા જેવુ જ નથી. શેઠ અને નોકર એ વ્યવહારના યુગ્મો છે, પરંતુ તેમનો રાહ એક જ છે, તેમનું ધ્યેય એક જ છે અને તેમના વિચારો પણ ધંધાની બાબતમા તો એક જ હોય છે.

**જેમનાં ધ્યેય જ જુદાં હોય તેઓ આ સંસારમાં કદી પણ સાથે ન રહે.** વેશ્યા અને સતી બંનેને મિત્રાચારી હોઈ શકે જ નહિ. કદાચિત્ ધ્યેય એક હોય અને માર્ગો જુદા હોય તો તેઓ પણ એક સાથે ન જ રહી શકે, કારણ કે એકી વખતે બંને વસ્તુ સાચી હોઈ શકે એ બનવાજોગ નથી. એક **જૈનનું ધ્યેય પણ મોક્ષ છે.** અને એક તાંત્રિકનું ધ્યેય પણ મોક્ષ છે. પરંતુ એક આત્માને બચાવવામાં મોક્ષમાર્ગ માને છે. બીજો હોળી સળગાવી, બકરો હોમવામાં મોક્ષ માને છે. આ બંનેમા સામ્ય ન જ સંભવી શકે.

**નવકારમંત્રનો હેતુ શો ?**

આ ઉપરથી તમારી ખાતરી થશે કે ધ્યેય અને માર્ગ એક જ હોવા જરૂરી છે. તેમજ વિચારોની પણ એકતા જોઈએ. સંસારના સાધારણ કાર્યોમાં પણ આ એકતા જરૂરી છે, તો પછી ધાર્મિક કાર્યોને

માટે આવી એકતા જરૂરી હોય તેમા શું આશ્ચર્ય ? તમે હંમેશાં નવકાર-મંત્ર જપો છો. એ નવકારમંત્રના હેતુમા ઊતરશો તો તમોને માલૂમ પડી આવશે કે દેવોને માનવામા જે હેતુ રહેલો છે તે જ હેતુથી અને તે જ કારણથી શ્રીમાન્ ગુરુદેવોને પણ માનવાના અને આરાધવાના છે.

દેવો અને ગુરુઓને માનવાનું કારણ શું છે ? તે હવે જોઇએ. ભગવાનને ભગવાન તરીકે માનવાનું અને તેમને આરાધવાનું એક જ કારણ છે કે તેમણે ઈન્દ્રિયોના વિષયોની ભયંકરતા સમજાવીને મોક્ષનો માર્ગ દર્શાવ્યો છે,

થંડી પડે છે ત્યારે એ થંડી લાગવાથી નાના બાળકોને રડવું આવે છે, તો વિચાર કરો કે નાના બાળકોને આ પ્રમાણે રડતાં કોણ શીખવે છે ? તમે નાના બાળકોને એ વાત કહી રાખી તો નથી જ ને કે ભાઈ ! ટાઢ લાગે તો રડવા બેસજે હો ? આ પ્રમાણે કહી ન રાખવા છતાં સ્વાભાવિકતાએ થંડી લાગે છે એટલે તે રડવા માડે છે.

**બાલરૂપી આત્માને સારાં-નરસાં માટે શીખવવું પડે કે ?**

થંડી લાગે એટલે બાળક રડે, તમે તેને મીઠી ચીજ આપો એટલે તે ચીજને તે ગળી જાય છે અને તેને કડવી ચીજ આપો એટલે તે ચીજને તે ઝપાટાબંધ થૂકી કાઢે છે. તમે નાના બાળકોને કડવા અફીણના ભેળવાળી બાળાગોળી આપો છો, પરંતુ તે સાથે જ તેમાં ગળ્યો પદાર્થ પણ નાખો છો જેથી એ પદાર્થને લીધે તે મિશ્રણવાળી બાળાગોળી ગળી જાય છે. બાળકને એકલી જો કડવી દવા પાવી હોય તો તમો તેને તેના ગળામાં મૂકી દો છો, એટલે તે તે ગળી જાય છે. બાળકને કડવા ઉપર તિરસ્કાર અને મીઠા ઉપર પ્રેમ—એ સઘળું કોણ શીખવે છે ? એવી શું કોઈ વ્યક્તિ છે કે તે સઘળા બાળકોને જન્મતાંવાર કડવી, મીઠી ચીજ ચખાડે—તેનો સ્વાદ જન્મતાને ચખાડે છે ?

**આ સંસારમાં ઇન્દ્રિયોની પ્રવૃત્તિ કોઇને પણ શીખવવી પડતી જ નથી,** મીઠી ચીજ ખાઇ જવી, ખરાબ ચીજ ફેંકી દેવી,

સુગંધ લઈ ખુશ થવું, દુર્ગંધ લઈ નાખુશ થવું, સારા શબ્દ સાંભળી આનંદ પામવો અને ખરાબ શબ્દો સાંભળી નારાજ થવું. આ સઘળી પ્રવૃત્તિ નાના છોકરામાં પણ સ્વાભાવિકપણે બન્યા જ કરે છે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે બાળકોને પણ એ પ્રવૃત્તિ શીખવવી પડતી નથી, પરંતુ સ્વાભાવિકપણે તે પ્રવૃત્તિ તેમનામાં રહેલી છે. એ જ પ્રમાણે પદાર્થ ઉપર મમતા, ગુસ્સો, અભિમાન એ સઘળું પણ કોઈને શીખવવું પડતું નથી. અલબત્ત, એની રીતિનીતિ શીખવવી પડે છે એ ખરૂં છે. પરંતુ મૂળ વસ્તુ શીખવવી પડતી નથી. અમુક પદાર્થમાથી બનતો સફેદ પદાર્થ ખાંડ કહેવાય છે. એ ખાંડ અમુક રીતે દૂધમા નાંખીએ તો એ દૂધ મીઠું બને છે એ શીખવી શકાય છે. પરંતુ ગળાશ પર જે પ્રેમ છે તે શીખવ્યો શીખવાતો નથી, કડવાશ પર જે તિરસ્કાર છે તે શીખવ્યો શીખવાતો નથી, પરંતુ તે કુદરતી જ છે.

આ સઘળી પ્રવૃત્તિ સ્વાભાવિકપણે થયા જ કરે છે. એનું કારણ એ છે કે નાનું બાળક જન્મે છે એટલે તરત જ તે રોવા માંડે છે અને દૂધ મળે અથવા ગળથૂથી મળે એટલે તે છાનું રહી જાય છે. વિચાર કરો કે એ બાળકને ગર્ભમાં કોણ શીખવવા જાય છે કે 'ભાઈ! તું દૂધ ન મળે એટલે રોવા માડજે અને દૂધ મળે એટલે છાનો રહેજે!'

નાના બાળકને આ વસ્તુ કોઈએ શીખવી નથી અથવા તે તેને કોઈ કહેતું નથી, પરંતુ તે છતા તે તેવી પ્રવૃત્તિ કર્યા જ કરે છે. એનું કારણ જ એ છે કે કર્મના બંધનથી વિષયવિકારો તરફ ઈન્દ્રિયોની પ્રીતિ દોરાઇ રહેવા જ પામી છે. અને એ જ કર્મના ઉદયથી વિષયોના સાધનો મેળવવા તરફ આ જીવ આપોઆપ દોડાદોડી કરી જ મૂકે છે.

ગાયને વાછરડું જન્મે છે ત્યારથી જ તે પોતાની મેળે ગાયના આચળને શોધી કાઢે છે અને તેને બાઝી જ પડે છે. ગાયના આચળમાંથી પોતાને ખાવાનુ મળશે એ વાત તેને કોઇએ હજી સુધી

શીખવી નથી. વાછરડાનો જન્મ થાય છે કે તે જ ક્ષણે તે લથડતું લથડતું આગળ ધસે છે અને ગાયના આંચળ શોધી કાઢી તે તેને વળગી પડે છે. તેમ ઇન્દ્રિયોના વિષયો મેળવવાની ઈચ્છા થાય છે એટલે આત્મા પોતાની મેળે જ તેનાં સાધનો શોધી લે છે.

આ સઘળાનું જો કોઈ પણ કારણ હોય તો તે કર્મ જ છે. આ કર્મ, સંસાર બતાવવાં, તેની ભયંકરતા દર્શાવવી, પોતે તેનાથી બચી જવું અને બીજાને તેનાથી બચાવી લેવા એ જ દેવ અને ગુરુ એ બંનેનું કાર્ય છે,

### દેવ તથા ગુરુ પાસેથી શું મળે ?

દેવ અને ગુરુ બંનેનો ધંધો જુઓ તો તે એક જ છે. ધર્મ અને મોક્ષ એ બેની જ વાત કરવાને દેવ અને ગુરુ બંને બંધાએલા છે. તમે ગુરૂદેવની આગળ જ્યારે જ્યારે હાજર થાઓ છો ત્યારે ત્યારે તેની આગળ તમે એક જ વાત સાભળો છો કે 'ધર્મલાભ:' તમે શ્રીમાન્ ગુરૂદેવને વંદના કરો તો જવાબ મળશે: ધર્મલાભ. તમે ગુરૂદેવને પાણી વહોરાવો તો પણ જવાબ મળશે કે: ધર્મલાભ. તમે તેમને અન્ય વહોરાવો તો પણ જવાબ મળશે કે ધર્મલાભ, કંઇ પણ પ્રવૃત્તિ કરો તો ધર્મલાભ. અર્થાત્ ગુરૂદેવના જીવનનો શ્વાસોશ્વાસ જો તમે જોશો તો એક જ છે કે ધર્મલાભઃ ધર્મલાભઃ અને ધર્મલાભ!

મહારાજની પાસે ધર્મલાભ વિનાની તો બીજી કોઈ વાત જ નથી. ઘણા આજકાલના બગડી ગયેલા સુધારકો લખે છે અને બોલે છે કે એમને તો ધર્મની ઘેલછા લાગેલી છે. જેને આવા બગાડકો ઘેલા માને છે તેને જ સુધારકો જીવનસર્વસ્વ માની રહ્યા છે!

### ધર્મરૂપી ઘોડાગાડીની જરુર ક્યાં સુધી ?

ગુરૂદેવોની સ્થિતિ સંપૂર્ણ તીર્થંકરપણાને પામેલી નથી જ. જો તેમની સ્થિતિ સંપૂર્ણ રીતે તીર્થંકરપણાને જ પામેલી હોત તો તો તેઓ પણ તીર્થંકર અથવા તો કેવળી જ કહેવાત. ગુરૂની સ્થિતિ

કષાયવાળી છે ગુરૂઓ ઘાતી કર્મથી રહિત નથી. તેમણે પોતાનામાં રહેલા દ્વેષનો સર્વથા નાશ કર્યો નથી. આટલુ છતાં પણ તમે જયારે ગુરુદેવો પાસે જાઓ છો ત્યારે તેમને મોઢે વાર્તાઓ અને પ્રવૃત્તિઓ તો ધર્મની જ હોય છે. તે સિવાય તેમની પાસે બીજી વાર્તા કે પ્રવૃત્તિ નથી. ગુરૂદેવોની આગળ રાજા હો કે રંક હો, ભાઈ હો કે બાઈ હો, બાળક હો કે વૃદ્ધ હો, મૂર્ખાઓ હો કે જ્ઞાનીઓ હો, પ્રામાણિક હો કે દંભી હો; ગમે તે પ્રકારની વ્યક્તિ હો, પરંતુ તે બધાને ગુરૂદેવો તો ધર્મલાભ સિવાય બીજી કોઇ વસ્તુ કહેતા જ નથી. તમે એને ધર્મની ઘેલછા કહો તો ભલે, પણ ગુરુદેવોની સ્થિતિ તો એ જ છે. **ધર્મ એ વાસ્તવિક રીતે જુઓ તો ઘોડાગાડી જેવી ચીજ** છે, અને ઘોડાગાડીના જેવા જ ઉપયોગમા પણ આવે છે.

તમારી પાસે ઘોડાગાડી હોય તો તેમા બેસીને નીકળો છો. તમારું ધ્યેય ઘેર પહોંચવાનું છે. અને ઘોડાગાડી એ તમારું સાધન છે. જ્યાં તમે ઘોડાગાડીમા બેસીને તમારે ઘેર પહોંચો છો કે પછી તમે તમારા બંગલામાં તમારી ઘોડાગાડી લઈ જતા નથી, પરંતુ તેને તો તબેલામા જ રાખી દેવી પડે છે. તે જ પ્રમાણે ક્ષયોપશમની ભાવનાવાળો કર્મની સાથેનો ધર્મ તે ઘોડા કે ગાડી તરીકે જ ઉપયોગમા લેવાનો છે તેને અન્ય રીતે ઉપયોગમા લેવાનો નથી. આપણે ગાડીમાં બેસીએ છીએ અને ઘર આવ્યું એટલે ઉતરી પડીએ છીએ. ઘર આવ્યા પછી તો ગાડીમા કોઈ બેસી રહેતું જ નથી. અથવા તો આપણે આપણા ઘરમા પણ ઘોડો લઈ જતા નથી.

એ જ પ્રમાણે આચારધર્મ. એનો ઉપયોગ પણ ઘોડા કે ગાડી પ્રમાણેનો જ છે. આચારધર્મ આપણને ક્ષાયિક ભાવમા પહોચાડી દે તે પછી એ ધર્મની સાથે આપણે સંબંધ રાખવાનો નથી. "नमो अरिहंताणं" એ ખરૂં, પરંતુ તે પણ ક્યાં સુધી ? જ્યાં સુધી તમે ઘાતી કર્મોથી રહિત ન થાઓ ત્યાં સુધી. ઘાતી કર્મથી રહિત થાઓ

પછી અરિહંત ભગવાનોને વંદન કરવાપણું રહેતું જ નથી. એટલું જ નહિ પરંતુ પછી તમે અરિહંત ભગવાનને જો નમવાનું કહો તો પુણ્ય તો દૂર રહ્યું પરંતુ ઊલટું પાપ લાગે છે.

તમે એવી શંકા કરશો કે અરિહંત ભગવાનને નમસ્કાર કરવાનું, વંદન કરવાનું, તેમજ સત્કારવાનું કહો તેમાં કહેનારને પાપ લાગે, એ કેવી વિચિત્રતા છે ?

એ તો સમજો ત્યારે.

તમે ઘોડાગાડીમાં બેસીને આવો અથવા ઘોડા ઉપર સ્વાર થઈને આવો, તેથી તમોને કોઈ ગાંડો કહેવાનું નથી અથવા તેથી તમે ગાડા ઠરતા નથી; પરંતુ જો તમે એ જ ઘોડો તમારા ઓરડામાં લઈ જવાની વાત કરો તો તમે ગાંડા ખરા કે નહિ ? એમ થાય તો તમારી ગણના જરુર ગાંડામાં જ થાય. જે માણસ રસ્તામાંથી ઘોડો લઈને જાય છે તે ગાંડો કહેવાતો નથી. તેમ ઘોડાની જરુરિયાતનો પણ કોઇ અસ્વીકાર કરતું નથી. એક ગામથી બીજે ગામ જવું હોય તો ઘોડો જરૂરી છે એ વાત બધા સ્વીકારે છે. તે જ પ્રમાણે આ **શાસ્ત્રમાં પણ ક્ષાયિક ભાવરુપી ઘરને ઘેર પહોંચાડવા માટે આચારરૂપ-ધર્મરૂપ ઘોડાની અવશ્ય જરુર** છે. તમે ક્ષાયિક ભાવરૂપ ઘેર પહોંચી જાઓ, પછી તમારે ઘોડારુપી ધર્મની જરૂર રહેવા પામતી જ ન હોવાથી ઘોડાનું અવલંબન લેવું એ અર્થ રહિત છે.

### અરિહંત દેવોનો સત્કાર કયાં સુધી કરવાનો ? તે કહેનારને આશાતના કેમ ?

તમે તમારા બારણા સુધી ગાડીમા બેસીને જાઓ છો, પછી ઘર આવે એટલે એ ગાડી તમારે માટે નકામી છે. તે જ પ્રમાણે ક્ષાયિક ભાવને પ્રાપ્ત થયા પછી અરિહંત-સત્કાર પણ તમારે માટે નકામો છે. તમે ક્ષાયિક ભાવનાને પ્રાપ્ત કરી લો પછી તમોને કોઇ એમ કહે કે તમે અરિહંતને વંદન કરો, અરિહંતનું સન્માન કરો

તો તમોને એવાં વચનો કહેનારો આશાતના કરનારો અને પાપ બાંધનારો જ થશે. આ વસ્તુ દૃષ્ટાંત અથવા શાસ્ત્રાધાર વિનાની નથી. પરંતુ એ સઘળાની યુક્તિ છે. કેટલીક વાતો વિધિ તરીકે છે. કાંઈ દરેક જ વાતમાં દૃષ્ટાંતો હોતાં નથી, જ્યારે કેટલીક વાતો દૃષ્ટાંતવાળી હોય છે.

આ ઘટના દૃષ્ટાંતવાળી છે. ગણધર ભગવાન્ **ગૌતમ**સ્વામીએ પંદરસો તાપસોને દીક્ષા દીધી હતી. આ પંદરસો તાપસોમાથી પાચસો તાપસોને પારણામાં જ કેવળજ્ઞાન થયું હતું. પાચસો તાપસોને રસ્તામાં કેવળજ્ઞાનની પ્રાપ્તિ થઈ હતી, જ્યારે પાંચસો તાપસો ભગવાનનું સમવસરણ જોતાં કેવળજ્ઞાનને પામ્યા હતા.

જ્યારે આ તાપસો કેવળજ્ઞાની થઈને ભગવાન શ્રી**મહાવીર**દેવની પાસે આવ્યા ત્યારે તેઓ સમવસરણમા કેવળીની પર્ષદામા જવા લાગ્યા. તે સમયે ગણધર ભગવંત **ગૌતમ**સ્વામીએ તે તાપસોને કહ્યું : "જિનેશ્વર ભગવાનને વંદન કરો,"

વિચાર કરો કે શ્રીમાન્ **ગૌતમ**સ્વામીને આ પ્રમાણે કહેવામાં શી અડચણ હતી? ભગવાન્ શ્રી જિનેશ્વર મહારાજ ગુરુ હતા અને **ગૌતમ**સ્વામી શિષ્ય હતા. હવે શિષ્ય પોતે કરેલા શિષ્યોને ગુરુદેવને વંદન કરવાનું કહે છે એ તો ગુરુવિવેક થયો. એમાં અનુચિત થયું શું ગણાય? છતાં આ પ્રસંગે ભગવાન્ **મહાવીર** શું કહે છે તે સાભળો. ભગવાન્ **મહાવીરસ્વામી** ગણધર ભગવાન **ગૌતમ**ને કહે છે: "હે **ગૌતમ**! કેવળીઓની આશાતના ન કર!" વિચાર કરો કે **ગૌતમ** ભગવાને ભગવાન **શ્રીમહાવીરદેવને** વંદન કરવાનું કહ્યું તેમા તે આશાતનાનો પ્રસંગ ક્યાં? એ કેવી રીતે ઊભો થયો? ક્ષાયિક ભાવ થયા પછી અરિહંતને વંદન કરાવનારાને આશાતના લાગે છે.

### ટટ્ટુ ને તેજી ઘોડો એટલે શું?

તમારો ઘોડો જો તેજી હોય તો તમે થોડા કાળમાં તમારી મુસાફરી પૂરી કરી શકવાના છો. પરંતુ તે ઘોડો પણ ઘરના બારણા

સુધીનો, માટે જ તે કામનો છે. તે પછીને માટે તે પણ કામનો નથી. જો તમે તમારો ઘોડો ઓરડામા પણ ઘુસાડી જાઓ તો તેથી તમે ડાહ્યા ગણાતા નથી. તે જ પ્રમાણે તમારો ક્ષાયોપશમિક આચાર જેમ તેજ હોય તેમ તમે ક્ષાયિક ભાવે પહેલા પહોંચી જશો. જેમ ક્ષાયોપશમિક ભાવ મંદ હોય તેમ ક્ષાયિક ભાવમાં પહોંચતા પણ વાર જ લાગે. ક્ષાયોપશમિક ભાવ મંદ હોય તેની દશા ટટ્ટુ પર બેઠેલાના જેવી છે! જે માણસ પોતે ટટ્ટુ પર બેઠો છે તે બીજે ગામ જલદી ન જ પહોંચી શકે. તેમા પણ જો રસ્તામાં રેતીનું રણુ આવી ગયું અથવા તો પર્વત આવી ગયો તો પછી એ ટટ્ટુ તમને એ ડુંગર કે રણુ કયારે ઓળંગાવવાનો હતો?

જેમ ટટ્ટુ રણુ કે પર્વત ઓળંગવાને માટે સમર્થ નીવડતું નથી તે જ પ્રમાણે ક્ષાયોપશમિક ધર્મને ઘોડા તરીકે તમારી પાસે રાખો તે પણ તેજી ઘોડા તરીકે રાખો તો જ એ ઘોડો તમોને રણુ જલદી આળંગાવે. જો તમે ટટ્ટુ તરીકે જ ક્ષાયોપશમિક ધર્મને તમારી પાસે રાખો તો તો તમોને ઘેર પહોચતાં રાત જ પડે કે બીજું કાંઈ? તેજી ઘોડો તમારા પ્રવાસના સાધન તરીકેનું જ કામ આપતો નથી, પરંતુ તે તમારા રક્ષકનું પણ કામ બજાવે છે. રસ્તામાં જો તમોને વાઘ સામો મળે તો એ જ ઘોડો પોતાની ગતિ વધારીને તમોને ઘેર પહોંચાડી દે.

હવે ધારો કે તમે ટટ્ટુ રાખીને મુસાફરી કરો તો તમારી શી સ્થિતિ થાય? તમે જંગલમાં જઈ પહોંચો અને તમારો ઘોડો વાઘના પંજામાં સપડાઈ ગયો તો તમારી એ દશા થાય કે ઘોડો પણ માર્યો જાય અને તમોને પણ સાથે સાથે મરાવી જ નાંખે. અથવા જો તમે એ ઘોડાની સાથે જ પર્વતમાં જઈ ચઢો તો તમોને બચાવવાનું તો બાજુએ રહે પરંતુ પહેલાં તો એ દશા થાય કે એ ઘોડાને જ તમારે બચાવવો પડે! આ ઉદાહરણ અહીં બરાબર લાગુ પાડો.

આ સંસારરૂપી અરણ્ય છે. આ મહાભયંકર અરણ્યમાંથી બચવા માટે, આ અરણ્ય પાર કરવાને માટે આપણે દાન, શીલ, તપ અને ભાવરૂપ ચાર પગવાળો ઘોડો લીધો છે. ઘોડો માંદા ટટ્ટુ જેવો ન લો કે જે તમોને જ ગરદન મારે, પણ એ ઘોડો એવો રાખો કે તમોને પાર ઉતારે. અર્થાત્ એ ઘોડો તેજ હોય તેમાં જ તમારૂં હિત સમાયેલું છે. જો તમારો ઘોડો તેજી ન હોય તો તે તમોને અચાનક રીતે આફતમાં આણી નાંખશે અને પરિણામે તમોને હાનિ જ થવાની!

**કર્મરૂપી વાઘ**

વાઘ એ આળસુ પ્રાણી છે. જંગલમા વાઘ પડયો હોય તે રસ્તે તમારો ઘોડો જઈ પહોંચ્યો. હવે પેલો વાઘ સૂતેલો છે, તે તમોને જુએ છે, પરંતુ તે એકદમ આક્રમણ નથી કરતો, કારણ કે તે જાતે આળસુ છે અને વળી ગર્વાંધ હોઈ તે પોતાનો બળ ઉપર મુસ્તાક રહે છે. વાઘ એવો વિચાર સેવે છે કે માણસ જાત જઈ જઈને કયાં જવાની છે? જવા દે, થોડેક જશે એટલે હમણાં જ પકડી લઈશ. એમ વિચારીને સુષુપ્તિમા–ગાઢ નિદ્રામાં પડી રહે છે. એટલામા પેલા માણસનો ઘોડો જો તેજી હોય તો તે ઝપાટાબંધ વાઘના ભયમાથી આગળ નીકળી જાય છે, પણ ઘોડો જ ટાયડો હોય તો સ્વાર ગમે તેટલા યત્નો કરે તોપણ પેલો ઘોડો પોતાની પ્રકૃતિ બદલતો નથી અને પરિણામે વાઘના મોઢામા તે મુસાફરને સપડાવી દે છે!

એ જ પ્રમાણે **આ કર્મ એ પણ વાઘ સમાન છે.** કર્મ એકવાર હાથમા પકડે છે પછી તે જોતો નથી કે મેં આ કોને પકડયો છે? વાઘના હાથમા સ્ત્રી પકડાય, પુરૂષ પકડાય, બાળક પકડાય, ઢોર પકડાય કે પક્ષી પકડાય, પરંતુ વાઘ પોતે તે કશાનો જ ભેદ ગણતો નથી. તેને તો એ નિયમ જ કરેલો છે કે જે આવે તે સ્વાહા. **વાઘને સ્વભક્ષને વિષે અન્યોની દૃષ્ટિએ સારા સારનો વિચાર હોતો નથી, તે જ પ્રમાણે કર્મને પણ તેવો વિચાર હોતો નથી.** કર્મ એમ જોતું નથી કે આ બિચારો દુઃખી

છે તેને વધારે દુઃખી કરીને શું કરું? અથવા આ બિચારો રોગી જ છે તેને વધારે રોગી કરીને શું કરું? જે એના પંજામાં સપડાય છે તેને પાપની માફક કર્મ પણ કચડી જ નાંખે છે. એકેન્દ્રિયથી માંડીને પંચેન્દ્રિય સુધીમાં જે જીવો પોતાના ખપ્પરમાંઆવે છે તે સઘળાને કર્મ એક ઝપાટે ચક્કર પર ચઢાવી દે છે!

કર્મ જેવી જડ ચીજને વિચારવાનું ન હોય એ સ્વાભાવિક છે. છાપરા પરથી નળિયું પડે છે. તે નળિયું એવો વિચાર કરે છે ખરું કે હું આ પડું છું ખરું, પણ મારી નીચે કોણ આવે છે? રખેને બિચારો કોઈ માણસ તો મારી નીચે ન આવી જાય. એવો વિચાર નળિયાને કદી સંભવતો નથી. આ નળિયાને વિચારશક્તિ જ નથી તેથી તેને એવો વિચાર આવવા પણ પામતો નથી કે મારા ઝપાટામાં રખેને કોઈ બિચારો ગરીબ ન આવી જાય! એ જ પ્રમાણે કર્મ પણ કશાનો વિચાર કરતું નથી!

## સંસારરુપી અરણ્યમાંથી બચાવનાર ધર્મરુપી ઘોડો

તમે ધર્મનો ઘોડો રાખો. પરંતુ એ ઘોડો જો તેજી ન હોય તો આ કર્મરૂપી વાઘ તમોને રસ્તામા જંપવા દે એવો નથી. ગરાસિયાઓ બાપની આબરૂ પર ડૂબી મરનારા હોય છે. બાપે ઘોડો રાખ્યો હોય તો પોતે પણ ઘોડો રાખી મૂકે છે, પણ તે ઘોડો કેવો હોય? મરવાની આળસે જ જીવે એવો! કોઈ ભાઈબંધ, દોસ્તદાર પૂછે કે દરબાર! રાખી રાખીને આ આવો ઘોડો તમે શું રાખ્યો! એકાદ તેજી તોખાર–ઘોડો લો! તો દરબાર કહે: "બાપુ તેજી હોય કે અતેજી હોય તેમાં શું થયું? આ ઘોડું રાખ્યું છે એટલે ગાડી-ઘોડાવાળા તો કહેવાઈએ છીએ ને!" તમે આ દરબાર જેવા ગાડી-ઘોડાવાળા ન થજો! ખાલી ધર્મી ગણાવાને માટે ધર્મરૂપ પાંગળો ઘોડો રાખી મૂકશો તો તે ઘોડો તમોને અરણ્યમાંથી કેવી રીતે સંરક્ષી શકવાનો હતો?

સંસારરૂપી ભયંકર અરણ્યમાંથી તમોને સંરક્ષી શકે, તમોને બચાવી શકે એવી તાકાત પાગળા ઘોડામાં સંભવી શકતી નથી. ધર્મને આપણે ગાડી તરીકે અથવા તો ઘોડા તરીકે રાખીએ છીએ તો આપણા એ ઘોડો અને ગાડી એટલાં તેજી તો હોવાં જ જોઈએ કે જે આપણુને ઝપાટાબંધ બીજે ગામ પહોંચાડી શકે! એ જ પ્રમાણે આપણો ધર્મ પણ એવો તીવ્ર હોવો જ જોઈએ કે જે આપણુને ક્ષાયિક ભાવે આગળ જલદી પહોંચાડી દે.

### કાછિયાની જેમ ધર્મરૂપી ઘોડાનું મૂલ્ય ન સમજો

જેમ કાછિયો ટટ્ટુ લેવા જાય તો પહેલાં પોતાની કોથળી સામે જ જુએ છે કે ભાઈ! કાંદા બટાટાની કિંમત ઉપજી હોય તે પ્રમાણમાં તે ટટ્ટુની કેટલી કિંમત આપવી અને કેટલા રૂપિયા સુધીની કિંમતનો ટટ્ટુ લેવો તેનો વિચાર કરે છે! પરંતુ જો રાજા મહારાજાઓને ઘોડો ખરીદવો હોય તો તેઓ એ રીતે કિંમત ન કરે. તેઓ તો ઘોડાની જાત કેવી છે તેની જ તપાસ કરે છે અને ઘોડાની જાત જોઇને તે પ્રમાણમાં તેની કિંમત ઠરાવે છે.

હવે આપણે કેવા ટટ્ટુ ખરીદનારા છીએ તે જુઓ: આપણે વ્રતો લેવાનો વિચાર કરીએ છીએ, પરંતુ તે સૌથી પહેલાં એ વાત તો પૂરેપૂરી ખબરદારી સાથે વિચારી લઈએ છીએ કે આમ સોગન લઉં અને આ પ્રકારે ધર્મ કરવાનું રાખું, તેમાં મારા શરીરને, મારા પરિવારને કે મારા વેપારધંધાને તો કાંઈ હાનિ આવતી નથી ને? આવી હાનિ આવે છે કે નહિ એનો વિચાર કરીને આપણે પ્રતિજ્ઞાઓ લઇએ. એનો અર્થ એ છે કે આપણે પણ પેલા કાછિયાની માફક જ ધર્મરૂપી ઘોડાનું મૂલ્ય જોઈને સમજનારા છીએ! પરંતુ આપણે રાજા મહારાજાઓની માફક ધર્મરૂપી ઘોડાના પરીક્ષક નથી!

### ટટ્ટુ લેનાર ન બનો

કાછિયો ઘોડો ખરીદે છે ખરો, પરંતુ ઘોડો ખરીદતી વખતે તે

ઘોડાની જાત નથી જોતો, પણ ઘોડાનું કામ જુએ છે. આપણે પણ ધર્મ કરીએ, શ્રાવક શહેરી ગણાઈએ, આગેવાન મનાઈએ એ દૃષ્ટિએ અથવા તો કુળાચારે, શહેરી તરીકે અથવા આગેવાન તરીકે જે ધર્મ કરીએ છીએ, તેનો અર્થ એ છે કે–આપણે પણ ઘોડાને બદલે ટટ્ટુ જ લેનારા છીએ. આ જીવ પ્રશંસા, માન અને સ્વાર્થને માટે ધર્મ ન કરે, પરંતુ આત્મકલ્યાણને માટે જ કરે. જ્યારે જીવ ધર્મ કરે છે ત્યારે આપણે વસ્તુનું મૂલ્ય જોઈને તેને લેનારા ઠરીએ છીએ.

હિસાબ કરીને, સાટું કરીને, અથવા તો માપ રાખી ધર્મને લેવાનો નથી. આ રીતે ધર્મ કરનારા તેજી ઘોડી ખરીદનારા જેવા નથી, ધર્મ લેતી વખતે આપણી એવી માન્યતા હોવી જ જોઈએ કે ધર્મ મારા આત્માને કર્મથી રહિત કરે છે, તેથી કર્મોનો ક્ષય થાય છે અને આત્માનું કલ્યાણ થાય છે તેથી હું ઊંચામાં ઊંચો ધર્મ લઉં છું. આવી જ સાચા ધર્મીની ખરી ભાવના હોવી જોઈએ. આ ધર્મ પછી ચાહે તો તે પંચપરમેષ્ઠીના આરાધન વગેરેથી યુક્ત હો; પરંતુ તે ધર્મ ક્ષાયિક ભાવનું મકાન આવવા સુધીને માટે જ છે, તે પછી એની જરૂર નથી.

## ક્ષાયિક ભાવની પ્રાપ્તિ માટે ક્ષાયોપશમિક ભાવ

ક્ષાયોપશમિક ધર્મ એ ક્ષાયિક ભાવ પ્રાપ્ત કરવા માટે જ છે. જે કોઈ ક્ષાયોપશમિક ભાવમાં જ સમગ્ર જીવન વેડફી મારે છે તે તો ખરી રીતે જુઓ તો ભૂલ જ કરે છે. વચનથી, કાયાથી ને મનથી જે કોઈ આ પ્રકારે જ ધર્મ કરે છે તે તો ભૂલ જ કરે છે. ક્ષાયિક ભાવની પ્રાપ્તિને માટે જ શાસ્ત્રકાર મહારાજાઓએ ક્ષાયોપશમિક ધર્મ કરવાનો કહેલો છે, અન્યથા નહિ. ક્ષાયોપશમિક ભાવથી થતો ધર્મ, ગુરુ વગેરેની આરાધના ઇત્યાદિ જે કહ્યું છે તે માત્ર ક્ષાયિક ભાવની પ્રાપ્તિ સુધીને માટે જ છે. ક્ષાયિક ભાવની પ્રાપ્તિ થઈ ગઈ એટલે ક્ષાયોપશમિક ધર્મનો ત્યાગ જ કરી દેવાનો છે.

શ્રીમાન્ ગુરુદેવો ક્ષાયોપશમિક ભાવમાં ચાલનારા છે અને તેઓ તમોને પણ ક્ષાયોપશમિક ભાવમાં ચલાવે છે. પરંતુ તમારે યાદ રાખવાનું છે કે ગુરુદેવોને પોતાને ક્ષાયિક ભાવમાં ચલાવે છે. પરંતુ તમારે યાદ રાખવાનું છે કે ગુરુદેવોને પોતાને ક્ષાયિક ભાવમાં જવાનું છે અને તેમને બીજાને પણ ક્ષાયિક ભાવમાં લઈ જવાના છે. વિષય, કષાયની જે પ્રવૃત્તિ સ્વતંત્રપણે થાય છે તેમા ઉપદેશ આપવાની જરૂર જ પડતી નથી. દેવો અને ગુરુઓની પાસે જો કોઈ વાત હોય તો તે માત્ર મોક્ષની જ વાત છે. મોક્ષ સિવાય તેમની પાસે બીજી વાત હોઈ શકતી નથી.

## તીર્થંકરોને નમસ્કાર કરવાનું કારણ શું ?

મોક્ષ એ મહેલાત તરીકે છે અને ધર્મ એ તો એ મહેલાતમા જવા માટેના વાહન તરીકે જ છે. એટલા જ માટે તમારે સમજવાનું છે કે શ્રીમાન્ તીર્થંકર દેવોને મોઢે, ગુરુદેવોને મોઢે, શાસ્ત્રોદ્વારા ધર્મની જે વાતો થાય છે તે બીજા કશા માટે નહિ, પરંતુ એક મહા મહેલાતમા પહોંચવા માટે જ છે. જ્યાં તમે મહેલાતમા પહોચી ગયા કે તે પછી તમોને એની જરૂર રહેવા પામતી નથી.

તીર્થંકરે ભગવાનોને આપણે નમસ્કાર કરીએ તેનું કારણ પણ એ જ છે કે તેઓશ્રી આપણને 'મોક્ષમાર્ગ' બતાવે છે. જો તેઓ મોક્ષમાર્ગના શોધક, પ્રરૂપક અને પ્રચારક ન હોત તો આપણે તેમને નમત ખરા ? તેઓ તીર્થંકરના પૂર્વ સમયમા રાજકુમારો હતા અથવા સમૃદ્ધિશીલ હતા તે માટે કદી નમસ્કાર ન કરત. તેમને નમસ્કાર કરવાનું કારણ એ છે કે તેમણે આપણને ધર્મ અને મોક્ષ બતાવ્યો છે. જેમ તીર્થંકર ભગવાનો આપણને ધર્મ અને મોક્ષ બતાવે છે તે જ પ્રમાણે ગુરુઓ પણ એ જ વસ્તુ બતાવવાવાળા છે. **ગુરુઓ જનતાને મોક્ષમાર્ગે પ્રવેશ કરવામાં મદદ કરવાવાળા હોય છે. તેથી જ આપણે શ્રીમાન્ જૈન ગુરુદેવોને પણ આરાધવાના છે.**

## જૈન ગુરુ સંસારપુષ્ટિની વાતો કરી શકે ખરા કે ?
## સાધુઃ મોક્ષમાર્ગના સહાયક

આ ઉપરથી ખૂલ્લું થાય છે કે જે ગુરુદેવો મોક્ષમાર્ગમાં સહાય-ભૂત થવાના બદલે મોક્ષમાર્ગ તો દૂર રહ્યો, પરંતુ સંસારપુષ્ટિની જ વાતો કરે છે તેઓ પોતાનો ધર્મ ભૂલે છે અને તેવા સાધુઓને જૈન સંઘ સાથે અથવા તો શ્રીમાન્ તીર્થંકર દેવોના જૈનશાસન સાથે કશો જ સંબંધ રહેવા પામતો નથી. ગુરુદેવો આપણુને મોક્ષમાર્ગમાં મદદ આપનારા છે. સાધુની વ્યાખ્યા આપતાં શ્રીમાન્ શાસ્ત્રકાર મહા-રાજાઓ કહે છે કે **પોતાના ઉદ્યમથી મોક્ષ પમાડનાર, ક્રિયા સિદ્ધ કરે, પોતે મોક્ષ તરફ પ્રગતિ કરે અને બીજાને પ્રગતિ કરાવે, પ્રગતિ કરવામાં સહાય કરે અથવા મોક્ષ તરફ પ્રગતિ કરવામાં અન્યોને રુચિ ઉત્પન્ન કરે તે સાધુ.**

'અમોને મોક્ષમાર્ગમાં કોઈ સહાયકારી નથી ! અમે એ બાબતમાં અસહાય છીએ. અમારા પંથમાં આખું જગત કાંટા વેરનારું જ હતું.' એક તરફ મોક્ષમાર્ગમા સહાયકો મેળવવાની આ દશા છે ત્યારે બીજી તરફ આપણે જોઈએ તો સંસારમાર્ગમાં સહાય કરનારા તો રસ્તે ચાલતાં પણ મળી આવે છે ! તમે એક તળાઈ કરાવો તો તમારી એ તળાઈ તમારા પાડોશીના કોઈ કામમાં આવતી નથી. તમારો પાડોશી એ તળાઈનો ઉપયોગ કરવાનો નથી, પરંતુ તે છતાં તે તમોને મદદ કરવા મંડી પડશે !

તમારી તળાઇ તેના કશા જ ઉપયોગમા નથી આવવાની, છતા તે તમોને અનુમોદના આપવા મંડી પડે છે કેઃ "વાહ ? આ ઠીક થયું ! સારું કર્યું તળાઈનું કાપડબાપડ સારૂ છે ! ટકાઉ છે ! દેખાવમાં પણ સારી લાગે છે ! કરાવી મૂકોને બીજી પણ એકાદ બે !" જુઓ ! વાત તો જુઓ ! પોતાને કાઇ ઉપયોગ નથી, જે તળાઇ ઉપર પોતે કદી સૂવાનો નથી છતાં કહેવા નીકળે છેઃ "સારી છે હોં, કરાવોને

બે ચાર ! " પણ ભાઈઓ ! વિચાર કરો કે એ બે ચાર તળાઈઓ કરાવવાનો ઉપદેશ આપનારાએ કેટલાને દીક્ષા લેવાનો ઉપદેશ આપ્યો છે ? કેટલાને સામાયિક કરવાનુ કહ્યું છે ? કેટલાને પ્રભાવના કરવાની જણાવી છે ? અથવા તો કેટલાને પૂજા કરવા જરૂર જણાવી છે ?

આ સઘળાનો અર્થ એ છે કે-દુનિયાદારીના કાર્યમાં તમોને મદદ કરનારા સેંકડો નહિ, પણ હજારો મળી આવશે, જોઈએ એટલી મદદો મળશે, જોઈએ તેવા અનુકૂળ સંયોગો પણ તમોને ઉત્પન્ન કરી આપવામાં આવશે, પરંતુ તમોને તેટલી શું પણ તેના ચોથા ભાગની મદદ પણ મોક્ષમાર્ગે પ્રવર્તાવવાને માટે મળવા પામવાની નથી.

## વાંદરાને દારુ પાવા જેવી મનની સ્થિતિ

જગતના વિષયો અને તે વિષયોની પ્રાપ્તિ માટેનાં સાધનો તે મેળવવાને માટે તથા તેમાં મદદ કરવાને માટે સેંકડો લોકો તૈયાર થઈ જાય છે. ઈન્દ્રિયોના વિષયો મેળવવા માટે અને તે મેળનારાને સહાય આપવા માટે તો આખી દુનિયા તૈયાર છે, પરંતુ મોક્ષમાર્ગમાં તમારી પીઠ થાબડે, તમોને આગળ વધારે, તમારી મુશ્કેલીઓ દૂર કરે એવા ગણ્યાગાંઠ્યા માનવો જ છે ! અને તેમાં પણ ઘણાં તો મૌખિક સહાનુભૂતિ બતાવવાવાળા જ હશે ! તમારા કાર્યની તાત્ત્વિક કિંમત જાણી તમારા તરફ સક્રિય સહાનુભૂતિ દર્શાવનારા ઘણા જ થોડા હશે ! એક તો આ આત્મા સ્વાભાવિકપણે જ કર્મરાયને ચક્કરે ચઢેલો છે, કર્મના ઉદયથી તે પ્રવૃત્તિમાં પડેલો છે. તેમાં પણ જ્યારે તેને ટેકો આપનારા મળી આવે ત્યારે તેની દશા વાંદરાને દારુ પાવા જેવી જ થાય કે બીજું કાંઈ ? વાંદરો એક તો સ્વભાવે જ ચંચલ છે, તેને નવરા બેસી રહેવાનું ગમતું જ નથી. તેમા પણ જ્યારે તમે પવાલું ભરીને દારુ પાઈ દોઃ તો પછી વાંદરા ભાઈની લીલામાં પૂછવું જ શું ?

તે જ પ્રમાણે આ મન પણ વાંદરાના જેવું છે. તે પણ કોઈ એક જ સ્થળે ઠરીને બેસે એવું નથી. ઘડીમાં આમ દોડે, તો ઘડીમાં આમ

દોડે! ઘડીમાં પૈસા મેળવવાના વિચારો કરે, તો ઘડીમાં સ્ત્રી મેળવવાના વિચારો કરે. ઘડીમાં પોતાના મિત્રનું ભલું કરવાના વિચારો કરે તો ઘડીમાં શત્રુને ગરદન મારવાના વિચારો કરે: આ મનરૂપી માંકડું આ પ્રમાણે કૂદાકૂદી તો કર્યા જ કરે છે. માંકડું સ્થિર રહે તો પોતાની પ્રવૃત્તિને ક્ષણભર ધીરી પાડે તે સંભવિત છે, પરંતુ મનરૂપી માંકડું તો ક્ષણ જેટલું પણ સ્થિર રહેતું નથી. આવા માંકડાને તમે મદિરા પાવો છો! **માંકડાને દારૂ જેમ સહાયક તરીકે ટેકો આપે છે તેમ પૌદ્ગલિક વિષયો મેળવવામાં અનુમોદના આપનારાઓ મનરૂપી માંકડાને સહાયરૂપી દારૂ પાય છે!**

હવે આ મનરૂપી તોફાની માંકડું સ્વાભાવિકપણે જ ધીંગામસ્તી અને ધમાધમ કરવાના સ્વભાવવાળું અને ખટપટિયું છે. તે માંકડાને પાંચ પંદર જણા સહાનુભૂતિરૂપી દારુ પાનારા મળી આવે તો તે પછી એ માંકડું કેવી રીતે તાબે રહી શકે એનો તમે જ વિચાર કરો! વાંદરો કેરીનાં ઝાડ પર કૂદકો મારે અને કૂદકો ખાલી જાય તો તો ઠીક છે, પણ જ્યાં એક જ કૂદકે તેના હાથમાં કેરીનો ઝૂમખો આવી ગયો, તો તો જોઈ લેજો એ વાંદરાજીની કૂદાકૂદ! તે જ પ્રમાણે આ મનરૂપી માંકડાને પણ જો પુણ્યપ્રકૃતિનો ઉદય હોય અને એકાદ વાત ધારેલી થઈ જાય તો પછી જોઈ લેજો કે તેની કૂદાકૂદ પણ કેવી થાય છે?

વાંદરાભાઇ સ્વાભાવિકપણે જ કૂદાકૂદી કરવાની ટેવવાળો છે, તેમાં તેને તમે દારુ પાઓ એટલે તો તેની કૂદાકૂદ વ્યાજ સાથે વધે અને તેમાં પણ જો તેને વીંછી કરડે તો તેની કૂદાકૂદ ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે જ આગળ દોડે! પછી સાદું વ્યાજ, વારોવારિયું વ્યાજ કે કાપી વ્યાજ ન ચાલે. પછી તો તેની કૂદાકૂદ ચક્રવૃદ્ધિ વ્યાજને હિસાબે જ આગળ વધે છે! વાંદરા જેવું જ આ ચંચળ મન છે. તેમાં તમે તેને સહાનુભૂતિરૂપ દારૂ પાઓ એટલે આ મનજી મહારાજા પણ પોતાની પ્રવૃત્તિ વ્યાજ સાથે વધારતા જ જાય છે અને તેમાં પણ

જો પુણ્યોદયે એકાદ કાર્ય સફળ થઈ ગયું તો તો પછી એના કૂદકા આકાશને અડવાના જ બાકી રહે છે!

આવી રીતે મસ્તાન બનેલા વાંદરાને તમે ઠરીઠામ બેસવાની સૂચના આપો તો તે સૂચના તેને કદાપિ પણ ગમે ખરી કે? નહિ જ ગમે! તે જ પ્રમાણે મસ્તીખોર બનેલા મનરૂપી માંકડાને પણ તમે તે મસ્તીમા આવ્યો હોય ત્યારે દેવ, ગુરૂ કે ધર્મની વાત કરવા જાઓ ત્યારે તે પણ તમારી વાત સાંભળીને હડકાયા કુતરાની માફક તમોને કરડવા જ દોડશે!

આ મનરૂપી માકડું વિષય, કષાયરૂપ રંગભૂમિ ઉપર કૂદકા મારવાને માટે ખડું થઇ ગએલું છે, હવે તેમાં તેને નીરોગી શરીર મળે, બળવાન લોહી મળે, પૈસો મળે, ધારેલા સંયોગો મળે, સ્ત્રી મળે અને તેના દુનિયાના મિત્રોની સહાનુભૂતિ મળે તો પછી એના નાચ-ગાનની લીલાનું તો પૂછવાનું જ શું રહે? વિષય-કષાયની રંગભૂમિ ઉપર ઊભો રહેલો આ વાદરો જ્યારે બીજા મિત્રોની અનુમોદનારૂપ દારૂ ઢીંચે અને પછી આરોગ્ય અને બળની પ્રાપ્તિરૂપ તેના હાથે એકાદ કામ સિદ્ધ થાય તો તો પછી એની કૂદાકૂદીમાં કાંઈ બાકી જ રહેતું નથી.

મનરૂપી માંકડાની આ દશા તે કોઈ એક જ ભવમા થાય છે એમ તમે માનશો નહિ. પરંતુ ભવે ભવે વાંદરાજીની આ જ સ્થિતિ હોય! આ વાદરાને એટકે ભવ એવો મળ્યો નથી કે જ્યારે તેણે કૂદાકૂદ ન કરી હોય અથવા જ્યાં તેને સહાનુભૂતિરૂપી મદિરા પાનારા ન મળ્યા હોય! તમે તમોને રહેવાને માટે બંગલો બંધાવો તો પણ તમારા આડોશીપાડોશી અભિમાનપૂર્વક તમોને કહેવા મળશે કે વાહ! શેઠ ભાગ્યશાળી તો ખરા હો! તમારા બાપા બિચારા બંગલો બાંધું બાંધું કરતા મરી ગયા, પણ ડોસાથી બંગલો બંધાવાયો નહિ પરંતુ તમે બાપદાદાની મરજી પાર પાડી ખરી!" કેમ જાણે બંગલો બાધવો એમાં જિંદગીનુ સાર્થક ન થઈ જતું હોય!

એ જ પ્રમાણે તમે જે જે કાંઇ કામો કરશો તે બધા માટે તમારા વખાણ કરનારા તમોને મળી આવશે! બંગલાની એકાદ બાજુ-એથી પવનના ઝપાટા આવતા હશે અને તે બાજુની બારીઓ તોડાવીને તમે ભીંત ચણાવી દેશો તો પણ તમોને સહાનુભૂતિ આપનારા મળી આવશે અને તમારાં વખાણ કરવા મંડી જશે કે: વાહ, વાહ શેઠ! આ ઠીક કર્યું! સાળા ચોવીસે કલાક પવનના ઝપાટા આવ્યા જ કરે! વખત છે ને કોઈને શરીદી થાય તો! હવે તમારા ઘરમાં વાંધો જનહિ!”

છ મહિના પછી એ જ દિવાલ તોડાવી નાંખીને ત્યાં તમે પાછી બારી મૂકાવો તોપણ તમારી તેને માટેય પ્રશંસા કરવાવાળા તરત જ આવી રહેશે અને તમોને કહી દેશે કે “હવે રંગ રાખ્યો શેઠ! આ દિવાલથી પવન ઘેરાઇ રહેતો હતો અને અજવાળું પણ આવતુ ન હોતું! હવે તો તમારે ચોવીસે કલાક ફરફરાટ કરતો પવન આવ્યા જ કરવાનો હો! જાણે માથેરાનની ટેકરી જ તો!” અને તમે પણ તમારી આવી પ્રશંસા સાંભળીને મનમાં તો જરુર રાચવા જ મંડી પડો છો!

## હડકાયા કૂતરા કરતાં વધારે ભયંકર કોણ?

હવે વિચારો કે આત્માને આ રીતનું રાચવાપણું અને તેને હા જી હા કરીને અનુમોદન આપનારાઓ કયા ભવમાં નથી મળ્યા? એકે એક ભવમા તમે વિષયથી રાચ્યા છો અને તમોને એ રાચવા માટે અભિનંદન આપવાવાળા પણ મળી જ આવ્યા છે! તમોને કયા ભવમાં અથવા તો કયે સમયે વિષયોને લીધે મનમાં વિષમતા નથી થઇ! અને કયા ભવમાં તમોને અનુમોદનરૂપ દારુ પાનાર પણ નથી મળ્યા? આ રીતે તમે દારુ પીને મસ્ત માકડાનું રુપ પ્રાપ્ત કરો છો ત્યાં તમોને ભવે ભવે ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિરુપ વીંછી પણ કરડયો જ છે! આ વીંછી પણ તમોને કોઈ સ્થળે કરડયો જ ન હોય એમ બન્યું નથી! વાદરાને તમે દારુ પાઓ અને પછી તેને વીંછી કરડાવો, અથવા તો તેને એકાદ ટાંકણી ભોંકીને કોઈ છાપરા

ઉપર છોડી મૂકો તો વાંદરાભાઇ છાપરાનું સત્યાનાશ જ વાળી મૂકે ! આ પ્રકારે તમે કોઈ છાપરાનો નાશ કરાવો તો એ છાપરાના દુશ્મન ઠરો છો એ જ પ્રમાણે જેઓ ધર્મની સામે પણ આ મનરૂપી માંકડાને લડાવવા તૈયાર થાય છે તેઓ પણ ધર્મના દુશ્મનો જ છે.

તમે શાંતિથી વિચાર કરશો તો તરત જ જાણી શકશો કે આ મનરૂપી માકડો ધર્મ તત્ત્વનો સ્વભાવથી જ વિરોધી છે અને ખેલી ખાવાનો શોખીન છે. તેને ધર્મ કડવા ઝેર જેવો લાગે છે અને ખેલી ખાવાનું, સંસાર ભોગવવાનું, મઝા કરવાનું એ સઘળું સાકરના પાણી જેવું મીઠું લાગે છે ! તમે સામાયિક કરવા બેસો છો, સામાયિકની બે ઘડીથી પરવારો છો એટલે ઝપાટાબંધ ખુશી થતા થતા સંસાર તરફ દોડી જાઓ છો. 'સંસાર તરફ દોડી જાઓ છો' એનો અર્થ એ છે કે-તમે સંસારનાં કાર્યો-કર્મ આશ્રવ તરફ દોડી જાઓ છો !

તમે ખ્યાલ કરો કે તમે કદાપિ તમારા બારણામાં ઊભા રહેલા હડકાયા કૂતરાની સામે દોડી ગયા છો ખરા ? હડકાયા કૂતરાની સામે તો તમે નજર સરખી પણ નાખતા નથી, હડકાયા કૂતરાથી ગભરાતા અને બીતા ફરો છો, પરંતુ તે જ તમે આશ્રવ તરફ, વિષયકષાયો તરફ દોડી જાઓ છો એનો શું મર્મ નીકળી શકે ?

એનો મર્મ એટલો જ છે કે તમે આશ્રવ, કષાયો વગેરેને હડકાયા કૂતરા જેટલા ભયંકર માનતા નથી ! હવે ખરી રીતે કોણ વધારે ભયંકર છે તેનો વિચાર કરજો ! હડકાયું કૂતરું તમોને કરડે છે તો તે તમારો એક ભવ-એક જન્મ બગાડે છે, પરંતુ જો તમો આશ્રવકષાયોનો ડંશ સ્વીકારો છો તો તે ડંશ તો તમોને ભવે-ભવે પીડા આપે છે ! ભવે ભવે પીડા આપે છે એટલું જ નહિ, પરંતુ ભવે ભવે પીડાના મહાચક્રમાં જ તમોને હડસેલી મૂકે છે ! ખરી રીતે હડકાયા કૂતરા કરતાં આશ્રવ કષાયો વધારે ભયંકર હોવા છતાં તમે તેને વધારે ભયંકર માનતા નથી ! જો તમે એને વધારે ભયંકર

માન્યા હોત તો તમારો પગ સામાયિકમાંથી ઊઠયા પછી અન્યત્ર જવા તરફ ઉપડત જ નહિ ! પરંતુ તમે તો જેવા સામાયિકમાંથી પરવારો છો તેવા જ વિષય-કષાય–આરંભ–સમારંભ તરફ દોટ મૂકો છો ! અને બે ઘડી તમે સામાયિકમાં ગુમાવી હોય તેનો પણ બદલો વાળી શકાય એટલા આશ્રવ તરફ દોડી જાઓ છો ! હવે તમે જ જવાબ આપો કે તમે હડકાયા કૂતરાને વધારે ભયંકર માનો છો કે આશ્રવ અને કષાયોને ?

## આત્માને પાયમાલ કરનાર કોણ ?

હડકાયા કૂતરા તરફ જતાં તમારા પગ ધ્રૂજે છે. એ જ રીતે સંસારના આરંભ–સમારંભનાં કાર્યો તરફ જતાં કદી તમારા પગો ધ્રૂજ્યા છે ? આ સંસાર તમોને કદી આશ્રવરૂપ લાગ્યો છે ? કર્મના બંધનરૂપ લાગ્યો છે ? આ સંસાર અને તેના વિવિધ કાર્યો આત્માના જીવનને ખલાસ કરનારા છે એવું કદી તમોને લાગ્યું છે ? અરે ? અંતરમાં લાગવાની વાત તો આઘી રહી, પરંતુ તમે કદી મોઢે પણ એવા શબ્દો બોલ્યા છો કે આ દુનિયા આત્માને પાયમાલ કરે છે. આત્માના પવિત્ર જીવનનો તે નાશ કરે છે અને તેને અધોગતિ તરફ ઘસડી જાય છે ! નહિ ! !

તમે જાણો છો કે વાણીમાં આ જગત કદી દેવાળિયું હોતું નથી. ગળા સુધી લુચ્ચાઈ હોય ! એક બીજાને રહેંસી નાંખવાની જ દાનત હોય ત્યાં સુધી પણ તમારી દુનિયા મોઢે મીઠું બોલી શકે છે ! તે વચનમાં કદી કંજુસ બનતો નથી ! ન્યાયાધીશના ન્યાય-મંદિરોમાં પોલીસો આરોપીઓને રજૂ કરે છે. તેમનો કેસ ચાલે છે. સાક્ષીઓની જુબાનીઓ લેવાય છે અને વકીલોનાં ભાષણો થાય છે. બચાવપક્ષનો વકીલ પોતાના અસીલની પણ ખૂબ તરફદારી કરે છે અને જેની ફી તેનું તે બોલે છે

આ સઘળુ થયા પછી ન્યાયાધીશ તહોમતનામું ફરમાવે છે અને આરોપીનો જવાબ કોર્ટ માંગે છે. ન્યાયાધીશ આરોપીને ગુનેગાર જાહેર કરે છે. છતા આરોપી પોતે પોતાનો બચાવ કરે છે અને તે પોતાના સ્ટેટમેંટમાં તો એમ જ કહે કે–મેં ગુનો કર્યો જ નથી! ચાહે તો ખૂનનો ગુનો હો, વ્યભિચારનો હો, બળાત્કારનો હો અથવા બે ગજ કાપડની ચોરીનો ગુનો હો; પણ આરોપી સાધારણ રીતે તો પોતાના ગુનાનો એકરાર ન કરતા વાણીમા તો એમ જ કહે છે કે: હુ ગુનાનો ઈન્કાર કરું છું. ખૂની તલવાર લઈને નિર્દોષના માથાં ઉડાવી દેતા પણ ડરતો નથી, છતાં તે ત્યા વચનમાં તો શાહુકારીને જ હાજર કરે છે! પણ અહીં વચનમાં પણ તમે એવા નથી! વર્તન તો દૂર રહ્યુ, પરંતુ વચનમાથી પણ તમે એમ બોલતા નથી કે: હા! આ સંસાર તજવાનો સમય પુણ્યોદયે આવે તે જ ઘડી મારા જીવનની ધન્ય પળ છે!! હવે વસ્તુસ્થિતિ કેવી છે તે તપાસો. આ આત્માને દુનિયા તરફ ઝૂકાવવા માટે કાંઈ પણ પ્રયત્નો કરવાની જરૂર જ પડતી નથી. આ આત્મા સાંસારિક પદાર્થો તરફ તો પોતાની મેળે જ ઝૂકી રહ્યો છે અને તેમાં તે અપૂર્વ મજા પણ માની રહ્યો છે!

ઉંદર આપણને કરડે છે ત્યારે સાપની માફક તે આપણને કરડતો નથી, પરંતુ ફૂંકી ફૂંકીને કરડે છે. વિષયકષાયો આત્માને પોતાની તરફ ખેંચે છે, પરંતુ એ એકલા જ ખેંચીને દુઃખમા જ નાંખતા હોય તો તો આ આત્મા એવો છે કે તે જરૂર વણ માગ્યો–વણ કહે પણ દીક્ષા જ લે! પછી ગાયકવાડ એવો કાયદો કરે કે દીક્ષા લે તે ફાંસી જાય! તો પણ દીક્ષા લે!! વણ કહે પણ તે એ જ માર્ગે વળી જાય! પણ આશ્રવ, કષાયો આત્માને પોતાની તરફ ઉંદરની માફક ખેંચે છે. વચ્ચે વચ્ચે પુણ્ય–પ્રકૃતિનો ઉદય થાય છે અને તેથી ધાર્યું મળે છે એટલે જ આત્મા કષાયોના કાંટા તરફ વધારે અને વધારે પ્રમાણમાં દોરાતો જ જાય છે!

તમો જે ઘરમાં માતાપિતાને ત્યા રહેતા હો, તેને માટે ક્ષણભર

એક કલ્પના કરો: ધારો કે તમારા આંગણામાં એક હડકાયો કૂતરો આવીને ઊભો છે અને તમારા વાલી યા માબાપ તમોને ધક્કો મારીને ઘરથી બહાર ધકેલીને પેલા હડકાયા તરફ ફેંકી દે છે! તો એ વખતે તમારી શી સ્થિતિ થાય છે? કૂતરા તરફ તમોને હડસેલી મૂકવામાં આવે છે, ત્યારે તમારા હૈયામા શું ધ્રાસકો પડે છે? એ પ્રમાણે સામાયિકમાંથી ઊઠીને સંસાર તરફ જતાં તમોને કદી ધ્રાસકો પડયો છે? એવું તમોને યાદ છે? નહિ!!

આ સંસારને તમે હડકાયા કૂતરા તરીકે ગણ્યો નથી એનો અર્થ એ છે કે તમે આ સંસારનું સ્વરૂપ હજી સમજવા જ પામ્યા નથી. અને બીજી તરફ વિષયકષાયોમા મનરૂપી માંકડું કૂદકા મારી રહ્યુ છે! વિષય, કષાયોમાં તમારું મનરૂપી માંકડું કૂદી રહ્યું છે એટલું જ નહિ પણ તેના એ કૂદકા આગળ અને આગળ જ વધતા જાય છે, કારણ કે તેમાં તેને સહાયકો પણ મળી ગયા છે!

આત્માની આવી સ્થિતિ થવાથી ધર્મની સ્થિતિ મગજમા આવતી નથી! જેઓ દુનિયાદારીના સાગરીતો છે તેઓ કર્મના સાધનોમા સામેલ રહે, તો તે વાત એક રીતે ક્ષંતવ્ય ગણી શકાય! પરંતુ જેઓ મનરૂપી માકડાને દારુ પાનારા છે તેમનું વર્તન તો કોઇ પણ રીતે ચલાવી લઈ શકાય એવું જ નથી! તેઓ તો ધર્મના ખુલ્લા બાધકો જ છે! ત્રણ જગતમા આત્મા જ્યાં જ્યાં ગયો છે ત્યા ત્યા તેને સંસારમા, વિષયકષાયોમાં ફસાવનારા જ મળ્યા છે, પરંતુ તેને કોઇ પણ ભવે પુદ્ગલજાળમાથી છોડાવનારા જ કોઇ પણ સ્થળે મળ્યા જ નથી! જ્યાં જુઓ ત્યાં પડવાની વાત થઇ છે. ચઢવાની વાત કોઇ પણ સ્થળે થવા જ પામી નથી.

આ આત્મા જ્યા જ્યાં ફર્યો છે, ત્યાં ત્યા તેને દારુ પાનારા અને વીંછી કરડાવનારા મળ્યા છે! પરંતુ એ વિષયકષાયોથી આત્માને મર્યાદામાં રાખનારા કોઈ પણ સ્થળે કોઇપણ મળ્યા જ નથી! જો

સાધુ પણ તમોને વિષય-કષાયનો, પૈસાનો, સંસારનો કે એવો જ ઉપદેશ આપે તો તે પણ માકડાને દારુ પાનારા જ છે! અને એવા આત્માને સાધુતાવાળો કહેવા કરતાં દારુવાળો કહેવો એમાં જ વાસ્તવિકતા રહેલી છે! સાધુઓ ભગવાન્ તીર્થંકર દેવોની સપાટીએ નથી, પરંતુ તે છતાં સાધુની સ્થિતિ તો ભગવાન્ તીર્થંકર મહારાજા જેવી છે.

**જેમ તીર્થંકર ભગવાનો મોક્ષમાર્ગના દર્શક છે તે જ પ્રમાણે સાધુ મહારાજાઓ પણ મોક્ષમાર્ગના જ દર્શક છે, તેમને મોક્ષ સિવાય બીજી વાતો કરવાનો કશો અધિકાર જ નથી!** આપણે ભગવાન શ્રી તીર્થંકર દેવોને નમસ્કાર કરીએ છીએ તેમાં શો હેતુ રહેલો છે તેની હવે તમોને બરાબર સમજણ પડશે. તમે જાણો છો કે તીર્થંકર ભગવાનો પાસે કોઇ દીવાની કે ફોજદારીની સત્તા નથી અથવા તેમની પાસે આપણને મારી નાખવાના કોઇ હથિયારો નથી. બીજી બાજુએ આપણે તેમના તાબેદાર, ગુલામ કે સેવકો નથી. આટલું છતા તમે તેને શા કારણથી માથું નમાવો છો?

આત્મા અનેક જન્મોમા ફર્યો છે, રખડયો છે, રઝળ્યો છે, પરંતુ ત્રણે લોકમાં અને ચૌદ રાજલોકમાં પણ સ્થળે સ્થળે તેને વીંછી કરડાવનારા અને દારુ પાનારા જ મળ્યા છે. આ આત્માની સ્થિતિ ન ધણિયાતા માલ જેવી હતી. જે કોઈ આવતું તે તેને પાડવાની જ વાતો કરતું હતું અને આત્મા પણ પોતાના સ્વરૂપને સમજેલો ન હોવાથી જ્યાં દારુનો ગ્લાસ મળતો કે તે પીને વધારે અને વધારે પ્રમાણમાં કૂદાકૂદ કરવા મંડી જતો! અને તેમાં જ તે આનંદ પામતો!! પણ ભલો વિચારતો નહિ કે હું આ સઘળી ઘાલમેલ તો કરું છું, પણ તે બધામાં મારું શું? પોતે કોણ છે? પોતે કયા આવ્યો છે? પોતે કયાં જવાનો છે એ વાત તો આત્મારામભાઈએ કદી વિચારી જ નથી. સાગરીતોનો ટેકો અને વિષયોના ડંસથી તેણે દેમાર વેપાર રાખ્યો છે. તેણે કૂદાકૂદ કરી છે, પણ આ બધામાં મને પોતાને લાભ છે કે

હાનિ છે તેનો તો તેણે કદી વિચાર જ કર્યો નથી! અરે! તેની કૂદાકૂદ જ એટલી ભયંકર હતી કે એટલું વિચારવાનો તેને વખત જ મળ્યો નથી.

## સાધુની ભક્તિ મોક્ષમાર્ગને માટે

આ જગતમાં આત્માને જો કોઈએ પણ શુદ્ધમાર્ગ દર્શાવ્યો હોય, આ કારમી કૂદાકૂદી એ તો પ્રાણઘાતક છે એવું જો કોઈએ શીખવ્યું હોય તો તે માત્ર તીર્થંકર ભગવાને જ શીખવ્યું છે અને તેથી જ તેઓ શ્રીમાન્ આપણા નમસ્કારને લાયક ઠર્યા છે. તીર્થંકર ભગવાનોની માફક જ સાધુ મહારાજાઓના પણ કોઈ ગુલામ નથી. સાધુઓ કાંઈ આપણા લેણદાર નથી, કે તેઓ આપણા કાંઈ અધિકારી નથી. છતાં સાધુ મહારાજાઓની પણ આરાધના કરવાની છે તે માત્ર એટલાજ કારણથી કરવાની છે કે તેઓ પણ ભગવાને દર્શાવેલ મોક્ષમાર્ગના જ નિદર્શક છે!

**આપણે ત્યાં વ્યક્તિ પૂજા છે જ નહિ. અહીં ગુણ-પૂજા છે,** સાધુ મહારાજાઓ પણ જો પોતાનું કાર્ય છોડી દઈ ને તમોને સંસારમાં ઉતારવાની જ વાતો કરે તો એ સાધુઓ જોડે પણ આપણને કાંઈ લેવાદેવા નથી! સાધુ મહારાજાઓ મોક્ષમાર્ગમાં મદદ કરનારા છે એટલા જ માટે તેમની ભક્તિ અને તેમની આરાધના કરવાની છે. આપણે ન સમજીએ, અટવાઈ પડીએ, ખોટે રસ્તે ચઢી જઈએ તો ત્યાંથી પાછા વાળવાને માટે આપણને સાધુ મહારાજાઓ રસ્તો દર્શાવનારા છે.

## લૂંટનારાઓથી બચાવનાર: મોક્ષમાર્ગે ચઢાવનાર–સાધુ

લૂંટારાઓ આપને લૂંટવા આવે તે સમયે આપણા રક્ષકની ફરજ એ છે કે તે આપણને એ લૂંટમાંથી બચાવી લે! જો એ રક્ષક આપણને લૂંટમાંથી ન બચાવી શકે તો સમજી લો કે એ રક્ષક પોતે જ ખાયલો છે અથવા તો વિશ્વાસઘાતી છે, ફૂટેલો છે. સાધુ મહારાજાઓનું કાર્ય આશ્રવમાંથી આપણને બચાવી લેવાનું છે. આશ્રવરૂપી લૂંટારાઓ

આપણી પાછળ પડે ! એ સમયે સાધુની ફરજ છે કે તેણે આપણો બચાવ કરવા બહાર પડવું જ જોઈએ ! **જો સાધુ પોતે** અશક્ત હોય તો ભલે તેવો એકરાર કરીને આઘે ખસી જાય. તેની આપણે ચિંતા રાખતા નથી. પરંતુ 'સાધુ **પોતાને મોઢે જ આશ્રવ, કષાયોમાં પડવાનો ઉપદેશ આપે ત્યારે તો જરૂર એ સાધુને સાધુ નહિ, પરંતુ વિશ્વાસઘાતી કહી શકીએ,'**

કોઈ એવી શંકા કરશે કે સાધુનો ધર્મ આ રીતે શાંતિ પાથરવાનો છે તો પછી સુવિહિત સાધુ મહારાજાઓ ઉપદેશ આપે છે તેને અંગે પણ કેટલેક સ્થળે કલહ થાય છે એ કેમ બને છે? ઠીક એ પ્રશ્ન વિચારીએ.

ધારો કે એક માણસ પાસે તમે હુંડી લખાવી લાવ્યા છો. તમે લખાવી લાવેલી હુંડી ખોટી નથી, તે બરાબર છે, પરંતુ તે છતા તેનાં નાણાં લેતી વખતે સાવચેતી રાખીએ છીએ; પરંતુ આ સંયોગોમાં સાવચેતી રાખીએ એ જ કર્તવ્ય છે. સાવચેતી રાખવાને હુંડીના બદલે નાણા લીધા વગર આપણે રહી શકતા નથી. એ જ પ્રમાણે અહીં હજી સુધી થયેલા સઘળા જ સાધુઓ ક્ષીણકષાયી ન હોતા ભગવાન્ શ્રી એ જ પ્રમાણે ભગવાન શ્રી **મહાવીર** દેવ જ્યારે વિદ્યમાન હતા ત્યારે ગોશાળો, જમાલિ વગેરે પાખંડીઓ જૈન સાધુ વેશમા હતા. અર્થાત્ સાધુના વેશને જ આપણે માનવાનું નથી. આ બધા વેશવાળા આત્માને આશ્રવરૂપી લૂંટારાથી બચાવી શકે એમ નથી જ. આ આત્માને આશ્રવરૂપી લૂંટારાના પંજામાંથી તો તે જ બચાવી શકે છે કે જે સાચું નાણું છે. અર્થાત્ ભગવાનના જે સાચા સાધુઓ છે તે જ આ આત્માને આશ્રવ આદિ લૂંટારાઓથી બચાવી શકે એમ છે.

આ મનરૂપી માંકડું દારુ પીધા પછી તો કદી પણ કૂદ્યા વિના રહેવા પામતું નથી. વાંદરો દારુ પીએ, તેમાં જો તેના પુણ્યોદયે તેનાં એક બે કાર્યો સફળ થાય તો તો પછી હૂપાહૂપઃ કૂદાકૂદ !!

આ મનરુપી માંકડાને દારુ પાનારા અને તેને વીંછી કરડાવનારા આ આત્માને અનેક ભવોમાં સ્થળે સ્થળે મળ્યા છે, પરંતુ તેને કાબૂમાં લાવનારો કોઈ પણ હજી સુધી મળ્યો નથી. આત્માના ભાવિ ભવોમા પણ તેને દારુ પાનાર તો જરૂર મળશે, પરંતુ તેને અંકુશમાં લાવનારા તો જવલ્લે જ મળી આવશે ! **જો ગુરુદેવો કે દેવો પણ જો આ આત્માને વિષયકષાયનો જ ઉપદેશ આપે તો અહીંથી ખૂલ્લું કહી દેવામાં જરા પણ સંકોચ કે શરમ નથી કે તેઓ પણ સાધુઓ અને દેવો નહિ, પરંતુ દારૂ પાનારા જ કહી શકાય,** આ પણ ત્રણે જગતમા જો મોક્ષમાર્ગ કોઈએ શોધ્યો હોય, શોધીને તેને અનુભવ્યો હોય અને અનુભવીને તેનો પ્રકાશ કર્યો હોય તો તે તીર્થંકર ભગવાને પોતે જ અને તેથી જ તેઓ આરાધનાને યોગ્ય છે.

ભગવાન્ શ્રી તીર્થંકર દેવોની માફક જ સાધુ મહારાજાઓની આરાધના પણ યુક્તિયુક્ત છે. ભગવાને મોક્ષમાર્ગ શોધી કાઢયો છે તો આ ત્રણ લોકમાં ગુરુ મહારાજાઓ મોક્ષમાર્ગના પ્રવાસમાં આપણને મદદ કરનારા છે, તેથી જ એ ગુરુદેવોને નમસ્કાર કરવાના છે અને તેમને આરાધવાના છે. આ આખા જગતમાં અરે ! ત્રણે લોકમા આ આત્માને મોક્ષમાર્ગે ચઢાવનાર, તેને મોક્ષમાર્ગનો ઉપદેશ આપનાર અને મોક્ષમાર્ગમાં મદદ કરનાર એકમાત્ર સાધુમહારાજાઓ જ હોવાથી આ જૈન શાસનમાં સાધુ મહારાજાઓનું સ્થાન અપૂર્વ છે. અને તેથી જ તેમની આરાધના ઈત્યાદિ પણ સઘળું અત્યાવશ્યક જ બન્યું છે.

મનરૂપી માંકડું આ સંસારની રંગભૂમિ ઉપર નાચવાને માટે સજ્જ બનીને ઊભું રહેલું છે અને આરંભપરિગ્રહ એ તેને માટે નિર્માણ થયેલા દારુ જેવા છે. આત્માને આ બે–દારુ પાવો અને તેને ગાંડાતુર બનાવવો એ કાંઈ આત્માના હિતૈષીનું કામ નથી.

એ કામ તો આત્માના કટ્ટરમાં કટ્ટર વૈરી હોય તેનું જ કહી શકાય ! મનની પ્રકૃતિ ચંચળ છે. પવનને તમે એક કાચની બરણીમાં ભરી રાખીને તેને વશ રાખી શકો–અંકુશમાં લઈ શકો–એ બનવા જેવું છે, પરંતુ મનને તમે અંકુશમાં લો (ધાર્મિક કરણી સિવાય) મનને તમે કાબૂમાં લો એ શક્ય નથી.

## પુણ્યથી પ્રાપ્ત થયેલું સુખ એટલે વીંછી

આવા વિકટમાં વિકટ મનને કાબૂમા લેવડાવવાનું કામ જો કોઈ પણ કરતુ હોય તો તે શ્રીમાન્ ગુરુદેવો જ કરે છે. ગુરુદેવો ધાર્મિક ઉપદેશો દ્વારા અને તેમના વર્તનદ્વારા આ અતિદુષ્કર એવા મનને પણ કાબૂમાં લેવડાવે છે એથી જ શ્રીમાન્ ગુરુદેવોને આરાધવા એ આપણી ફરજરૂપ છે. પુણ્યપ્રકૃતિથી જે વિષયો મળેલા છે તે વિષયો ભોગવી લેવા એમાં ખરો આનંદ અને ખરું કર્ત્તવ્ય નથી જ ! પુણ્યપ્રકૃતિથી મળેલા વિષયોના પચ્ચક્ખાણ કરીને તે વિષયોને છોડી દેવા એ જ આપણું ખરું કર્તવ્ય છે.

તમે કહેશો કે પાપ કરીને સુખ મેળવ્યાં હોય અને તે સુખો ગુરુદેવો છોડાવી દેતા હોય તો તો ઠીક, પરંતુ પુણ્યપ્રકૃતિએ આપણે જે સુખો મેળવ્યાં છે, તે આ ગુરુદેવો મુકાવી દે છે, એનો અર્થ શો ? એનો અર્થ એ છે કેઃએ પુણ્યપ્રકૃતિએ મળેલા વિષયો એ જ તેને માટે વીછી જેવા છે. જેમ વીછી ડંખે છે અને તેનું ઝેર આખા શરીરમાં પ્રસરીને બધા જ લોહીને ઝેરી બનાવી દે છે. તે જ પ્રમાણે આપણા આત્માને માટે પણ પુણ્યપ્રકૃતિએ મળતા સુખો વીંછી સમાન છે. એ સુખો એક વાર મળ્યાં એટલે આત્માને તેનું ઘેન ચઢે છે અને પછી એ ઘેન એવું કાતિલ નીવડે છે કે તે આત્માને પૂરેપૂરો ફસાવી દે છે. પછી તે તેનો કેડો જ છોડતું નથી !

## મળેલાં સાધનોનો ઉપયોગ–તરવામાં

સામગ્રી-વિષયો, વિષયોના સાધનો ભલે તમે પુણ્યપ્રકૃતિએ મેળવ્યા

હોય, પરંતુ તે વસ્તુઓ તમારા આત્માને માટે તારણ લાવનારી તો નથી જ! તમે કહેશો કે–ત્યારે પુણ્યપ્રકૃતિનો લાભ શો? તમારે અહીં સમજવું જોઈએ કે મળેલી અથવા મેળવેલી વસ્તુઓનો પણ સદુપયોગ એ જ લાભ છે. તેના દુરુપયોગથી લાભ થતો નથી. તમે જરાપણ અપ્રામાણિક થયા વિના પૂરેપૂરા ન્યાયનિષ્ઠ રહીને વેપારથી લક્ષ્મી મેળવો અને એ પૈસો ખરચીને તમે તમારી સંપત્તિની ચોરોથી રક્ષા કરવાને માટે એક તલવાર લો. તમે મેળવેલો પૈસો પ્રામાણિકતાથી આવેલો છે.

તમારો કોઈ અપ્રામાણિક કે અન્યાયી હેતુ નથી, પરંતુ છતા એ ન્યાયને માર્ગે કમાએલા પૈસાથી આણેલી તલવાર પણ જો તમે તમારા રક્ષણના કાર્યમા ન વાપરો અને તે તમારા જ ગળામા મારો તો તેથી લાભ નહિ જ થાય! તમે તમારા પૈસાથી જ અન્ન ઘી, ખાંડ વગેરે ખરીદો અને સાધર્મિક–વાત્સલ્ય કરો તો એથી તમોને પુણ્યની જ પ્રાપ્તિ થાય છે, પરંતુ એ જ અન્ન જો બધું તમે જ ખાઇ જાઓ તો અજીર્ણથી માંદા જ પડો કે બીજું કાંઇ?

આથી સમજવાનું એ છે કે–પુણ્યપ્રકૃતિએ મેળવેલાં સાધનોનો પણ સદુપયોગ કરીએ તો જ સાધનો મેળવ્યાં પ્રમાણ અને તો જ એ સાધનો તારક નીવડે, નહિ તો એ જ સાધનો જીવ લેવાની પણ શક્તિ ધરાવે છે. પુણ્યપ્રકૃતિએ મેળવેલાં સાધનો વાપરી છૂટવાં અને નવા કર્મો ઊભા કરવાં એ પુણ્ય–પ્રકૃતિએ મેળવેલા સાધનોનો સદુ-પયોગ નથી, પરંતુ તે દુરુપયોગ જ છે. **પુણ્ય–પ્રકૃતિએ મેળવેલાં સાધનોનો પચ્ચક્ખાણપૂર્વક ત્યાગ કરવો એ જ તેનો સદુ-પયોગ છે અને એ રીતે પુણ્ય–પ્રકૃતિએ મેળવેલા પદાર્થોનો ત્યાગ કરવો એ જ તે પદાર્થો મેળવ્યાની સફળતા છે.** આ સાધનો તે વીંછીરૂપ છે અને તે વીંછીરૂપ હોવાથી જ શાસ્ત્રકાર મહારાજાઓ અને તેમને પગલે પગલે આગળ ચાલવા તૈયાર થએલા સાધુ મહા-રાજાઓ પણ એ વીંછીનો ત્યાગ કરી દેવાનું જ કહે છે! તમે જગતને

'દારૂ ન પીવો અર્થાત્ વિષય-કષાયના સાધનો છોડી દો' એવું ક્યારે કહી શકો ? જ્યારે તમે એ વસ્તુ છોડી દીધી હોય ત્યારે ! તમે એ વસ્તુ ન છોડી હોય અને તમે બીજાને ઉપદેશ આપવા જાઓ તો તમારા ઉપદેશનું સોએ સો ટકા પાલન ન જ થાય એ જ પ્રમાણે આ વિષયકષાયરૂપ દારૂ પીનારાઓની સભારૂપે આ દુનિયા છે, એમાથી તમે રાજીનામું આપો-તમે વિષય-કષાયોરૂપ દારુ પીવો બધ કરો ત્યારે જ તમે એ બાબતમા બીજાને ટકોર સરખી પણ કરી શકો !

સંસારને રસ્તે તમોને દોરનારા આ જગતમા લાખો અને કરોડો છે. જો કોઈ પુરુષને પત્ની ન મળી હોય તો તેને આખી દુનિયા આબરૂ વિનાની ગણે છે. સ્ત્રી ન મળી તો કહેશે કે કેમ ન મળી ? એની શી આબરૂ છે ? અરે ! એવાને તે કોણ 'ામ દે !" આવાં આવા વચનો બોલીને લોકો તેની નિંદા કરે છે, અરે ! તેથી પણ ન ધરાતા તેને એમ પણ મહેણુ મારી આવે છે કે : "મળી મળી તને વૈરી ! ઘરમાં કોળણ લાવી બેસાડ કોળણને !" આવા આવા શબ્દોથી જગત તેને ઉશ્કેરે છે અને પરિણામે તેને પરણવાનું દિશાસૂચન કરીને તેને પોતાના રાહમાં મેળવી લે છે !

દુનિયાદારીની મેંબરશીપ આ રીતે વણમાગી ઘેર આવે છે. એ મેંબરશીપના પ્રચારકો પણ સેંકડો અને હજારો હોય છે અને તેઓ વણપૈસે આ મેંબરશીપનો પ્રચાર કરે છે, પરંતુ ખૂબ યાદ રાખજો કે આ મેમ્બરશીપ તમારું તારણ કરે એવી નથી જ્યાં સુધી તમે દુનિયાદારીની મહાસભામાં જોડાએલા રહેશો ત્યાં સુધીને માટે તમારી દશા ભૂડી છે. 'દુનિયાદારીની આ મેંબરશીપ વિનાશકારી છે' એવો આ જગતમાં કોઈપણ પ્રચાર કરતું નથી. આવો પ્રચાર કરનારા આ સમગ્ર જગતમાં જો કોઈ પણ હોય તો તે બીજા કોઈ નહિ પણ શ્રીમાન્ સાધુ મહારાજાઓ અને તીર્થંકર ભગવાનો જ છે.

તમારી હુંડી, નોટ કે ચલણમાં ગોટાળો થાય તો તમે તેમાં

સાવચેતી રાખો છો. હક્ક–હકુમતની બાબતમાં વાંધો પડ્યો હોય તો તેનું સમાધાન થાય છે. પરંતુ સ્ત્રીની તકરારમાં કશું છોડવાપણું હોતું નથી ! અથવા તેમાં સમાધાનને તક હોતી નથી ! અર્થાત્ લેવડદેવડની ચીજ હોય, અર્થ આપી વેચી શકાતી, લઈ શકાતી હોય તો તેમાં સમાધાન સંભવિત છે, પરંતુ જ્યા માન્યતાની જ વાત છે, **જ્યાં સિદ્ધાંતની જ વાત છે, ત્યાં આગળ સમાધાન શક્ય બનતું નથી.** આ જૈન શાસન એ ભગવાન શ્રી મહાવીરનું શાસન છે. એમાં એકકે એક અક્ષરની મારામારી છે.

હવે જે સ્થળે એકકે એક શબ્દની જ મારામારી હોય, એક શબ્દ પણ આગળ પાછળ ન કરી શકાય અને એક નવો અક્ષર પણ જ્યાં ન ઉમેરી શકાય એવું હોય ત્યાં આખા વાક્યોના વાક્યોનો બદલો કરવાનો કોઇ વિચાર કરે તો એ વાત કેવી રીતે બની શકે ? જ્યાં આવી સ્થિતિ છે ત્યાં તો તમારે ગમે તે એક પક્ષમાં આવે જ છૂટકો છે. તમે દૂધ ને દહીં બંનેમાં પગ રાખો–'આ એ ખરું અને તે પણ ખરું' એવો ડોળ કરો, તેવું આ શાસનમાં ચાલ્યું જાય એમ નથી !

લવાદી ચુકાદો આણવાનો હોય ત્યાં વાદી પ્રતિવાદી બંનેનું રાખીને ચુકાદો લાવી શકાય., બંનેનું નમતું આપીને અને બંનેની હિત જાળવીને મધ્યમ માર્ગ લઈ શકાય, પરંતુ ન્યાયાધીશની સામે વાદી પ્રતિવાદી બંનેનું થોડું થોડું રાખવાની વાત બની શકતી નથી. ન્યાયાધીશ તો મુકદ્દમો બરાબર તપાસે છે અને તેને વાસ્તવિક લાગે તો તે પાંચ હજાર રૂપિયાનો દાવો હોય તો પાંચેપાંચ હજારનું હુકમનામું કરી આપે છે. અથવા તો સમૂળગો દાવો કાઢી નાખીને ખર્ચ પણ તમારે માથે નાંખે છે ! કોર્ટમાં તો જેઓ જૂઠે માર્ગે ગએલા છે, તેને સાચે માર્ગે લાવવા જ પ્રયત્નો કરે છે. તે બંનેનું મન મનાવવાનો કોર્ટ કદી પ્રયત્ન જ કરતી નથી. જે કોર્ટ એવો પ્રયત્ન કરે છે–વાદી કે પ્રતિવાદીની સંપૂર્ણ સત્ય અથવા ન્યાયી માંગણીને પણ ફટકો મારે છે તે કોર્ટ કોર્ટ નથી, પરંતુ નાટક ભજવનારાઓની ટોળકી જ છે ! સાચા જૂઠા રૂપિયા ઉપર છાપમાં કોઇ જાતનો

ફેર પડતો નથી. જેવી છાપ ખરા રૂપિયા ઉપર હોય છે તેવી જ છાપ ખોટા રૂપિયા ઉપર પણ હોય છે. સરકાર ખરાખોટાને જુદા પાડવાની ગમે એટલી દેખરેખ રાખે છે, છતાં એ રૂપિયા લેનારાએ જ તે ખરા છે કે ખોટા છે તે પારખવાનું છે, સ્વરૂપ તપાસવાનું કામ એ વસ્તુ લેનારાનું જ છે; બીજાનું નથી!

## છેલ્લામાં છેલ્લી સત્તા સંઘની

સરકાર જૂઠા સિક્કા પાડનારાને દંડે છે. તેને માટે તેમણે આકરામાં આકરી સજા ઠરાવી છે. ખોટા સિક્કા પાડનારાને પહોંચી વળવા માટે સરકારે પૂરેપૂરા કાયદા કર્યા છે છતાં, સરકાર જીવતી-જાગતી બેઠેલી હોવા છતાં પણ ખરા અને ખોટા સિક્કાને સર્વથા જુદા પાડી શકી નથી, અથવા તો વ્યવહારમાં ફરતા ખોટા સિક્કાને તે સર્વથા ટાળી પણ શકી નથી! ત્યા આગળ બનાવટીપણા માટે આવી પ્રત્યક્ષ સજા છે, આકરો બંદોબસ્ત છે, કડક પ્રબંધ છે, ત્યાં પણ આ સ્થિતિ છે તો પછી જે સ્થળે પ્રત્યક્ષ સજા નથી તેવા ક્ષેત્રમાં તો સ્વરૂપ ઓળખવાની મુશ્કેલી હોય તેમાં શી નવાઇ!

૨૫૦૦ વરસ ઉપર ભગવાન શ્રી મહાવીર દેવે શ્રીમાન્ જૈન શાસનના કાયદા ઘડયા અને તે સંઘને સોપ્યા છે. હવે કોઇ તે કાયદાઓની સામે થાય, તેનો વિરોધ કરે તો એનો નિર્ણય કેવી રીતે કરી શકાય? એ નિર્ણય કરવાનું કામ માત્ર દેવ, ગુરૂ અને ધર્મના હાથમાં જ છે, બીજાના હાથમાં નથી. દેવ, ગુરૂ અને ધર્મની આજ્ઞામા રહીને જે સંઘ વર્તે છે, એ મર્યાદાને જે સંઘ વફાદાર છે તે જ સંઘ એ સંબંધમાં છેલ્લી સત્તા ધરાવે છે.

## નવા કાયદા સંઘના હાથમાં નહિ

આ છેલ્લી સત્તા કેવા પ્રકારની છે તે તપાસો. આ છેલ્લી સત્તા એવી નથી કે શાણીને બદલે કાણી પરણાવી આપે અને તે પર પોતાનું

સીલ મારી આપે ! શાસ્ત્રાજ્ઞાઓરૂપી કાયદાઓ મોજૂદ છે. એ કાયદાઓને આધારે અમુક સત્ય છે અને અમુક અસત્ય છે એવું જાહેર કરવાનું જ આ સત્તાના હાથમાં છે, નવા કાયદા બનાવવાનું તે આ સત્તાના હાથમાં નથી જ ! **આ સમગ્ર ત્રણ લોકમાં કોઇ પણ કલ્યાણનો રસ્તો બતાવનારા હોય તો તે માત્ર દેવ, ગુરુ અને ધર્મ છે.** એ સિવાય બીજા કોઈ કલ્યાણનો રસ્તો બતાવી શકે તેમ નથી જ ! હવે તમે કોઈ એમ કહેશો કે દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણે જો કલ્યાણનો રસ્તો બતાવે છે તો પછી એ બધાયને માનીને શું કામ છે ? એકલા દેવને જ માન્યા કરીએ તો તેમાં ખોટું શું ? તમારે જાણવાની જરૂર છે કે એકલા દેવ એ તો એક પથ્થરનો કટકો છે. કદાચ ભગવાન્ શ્રીમહાવીર દેવ જીવતા હોય તો તેઓ પણ દ્રવ્ય દૃષ્ટિએ એક માંસના લોચા જ છે.

### દેવત્વ-બુદ્ધિએ દેવની પૂજા

**મહાવીર** ભગવાન ભગવાન છે, તીર્થંકર છે, દેવાધિદેવ છે, સર્વજ્ઞ છે, સર્વદર્શી છે, સર્વજ્ઞાનાધિકારી છે, એ સર્વ કાંઈ છે છતાં દ્રવ્યની દૃષ્ટિએ તો તેઓ પણ માંસના લોચા સમાન જ છે, તેથી વધારે દ્રવ્ય દૃષ્ટિએ તેમની પણ કાંઈ કિંમત નથી ! **ભગવાનની પણ જો તમે કેવળ દ્રવ્ય દૃષ્ટિએ જ સેવા કરો તો તેથી તમોને દેવસેવાનું ફળ મળતું નથી પરંતુ તેમાં જે દેવત્વ રહેલું છે, તેને અંતઃકરણમાં લાવીને, તેવી ભાવના ધારણ કરીને, તેમની સેવા કરો તો જ તમે દેવપૂજાનું ફળ મેળવી શકો છો !** ભગવાનનું શરીર એ પણ માંસનો લોચો જ છે. તમે ભગવાનની પગચંપી કરો અને હું માંસનો લોચો ચાંપું છું, એવી જ અંતઃકરણમાં ભાવના રાખો તો પછી તમે દેવપૂજાનું ફળ મેળવી શકતા નથી, પરંતુ એ શરીરમાં રહેલા દેવત્વને હૃદયમાં લાવીને પછી તમે શરીરની પગચંપી કરો તો તમોને દેવપૂજાનું ફળ અવશ્ય મળે છે. દેખાવ તરીકે તો ખુદ

ભગવાન પોતે હોય તો પણ તે સુદ્ધાં એક માંસનો લોચો જ છે, તે જ પ્રમાણે ભગવાનની પ્રતિમા એ પણ એક પથ્થરનો કાળો અથવા ધોળો જ ટૂકડો જ છે.

એ કાળા અથવા ધોળા ટૂકડાને તમે 'હું પથ્થર પૂજું છું, હું પથ્થર પૂજું છું,' એવા વિચારે જ પૂજા કરો તો તેથી તમોને દેવોની પૂજા કર્યાનું કશું જ ફળ મળવાનું નથી, પરંતુ તમે એનું દેવત્વ અંતઃકરણમા સ્થિર કરીને પછી જો એની પૂજા કરો તો તેથી તમે દેવત્વનુ ફળ મેળવી શકો છો. તમે દેવત્વપણાને જાણો છો, દેવોના ગુણો કેવા હોય તે જાણો છો અને તેવા ગુણવાળા હોવાથી માસના લોચામા રહેલા આત્માને તમે પૂજો છો તો એમા તમે દેવોની પૂજાનું ફળ મેળવી શકો છો.

આપણે અનાદિકાળથી આ સંસારમા રખડીએ છીએ છતા એક ઢોગ તરીકે પણ દેવની પ્રશાંત મુદ્રા જેવી આપણે આપણી મુદ્રા શકતા નથી ! દેવના વેષ તરીકે ઢોગ કરીને શાંતિ રાખવા જઈએ તો તે પણ આપણાથી બની શકતું નથી, ભગવાને પોતે આત્માને દમીને, પોતે એ આકારમાં પોતાનું જીવન પૂર્ણ કર્યું, માટે તે આકાર ધારણ કરનારા એ જીવને ધન્ય હો એમ આપણે માનવું જ પડે છે. ભગવાને પોતે એ રીતનું જીવન પૂરું કર્યું છે. તે જ સાથે તેમણે જગતને પણ આ રસ્તો દર્શાવ્યો છે.

## સાચી દેવસેવા ક્યારે ?

પરોપકારી એવા મહાન **મહાવીર** દેવ જગતને આ રસ્તો–મોક્ષનો, કલ્યાણનો રસ્તો બતાવ્યો છે, માટે એ રસ્તાના દર્શક ભગવાનને આપણે વંદના કરીએ છીએ. ત્યાગને આપણે તરવાનું સાધન માનીએ છીએ. કષાયોની શાંતિ, આરંભ–સમારંભનો ત્યાગ, તપની આવશ્યકતા એ સઘળામાં જ મહત્તા છે, એ જ એક તારણનો માર્ગ છે અને એથી જે કાંઇ અન્યથા છે તેમાં પાપ જ છે, એમ માનીએ તો જ

આપણે હિસાબે, શ્રીમાન્ જિનેશ્વર દેવો એ સુદેવ છે અને તો જ તેમની ઉપાસનાનું આપણને ફળ પણ મળી શકે છે. જો આપણી આવી માન્યતા જ ન હોય તો તો પછી શ્રીમાન જિનેશ્વર દેવો અને બીજા કુદેવો એ બધા સરખા જ છે. દેવતત્ત્વ કયે રૂપે રહેલું છે એ ન જાણીએ ત્યાં સુધી દેવની પૂજા એ પથ્થર પૂજા છે, પરંતુ દેવત્વ કયે સ્વરૂપે રહેલું છે તે જાણીને પછી એ પરમોપકારી દેવને પૂજીએ તો તે સેવા એ સાચી દેવસેવા છે અને તે દેવસેવા કરવાનું સાચું ફળ પણ અવશ્ય મળે જ છે. અર્થાત્ આ સઘળા કથનનો આશય એ છે કે- **ગુરુતત્ત્વનો નિશ્ચય કર્યા વગર દેવની સેવા કરીએ તો તે સર્વથા અર્થહીન જ છે** તેથી કોઈ પ્રકારનો અર્થ સરતો જ નથી.

## આંધળાને હીરો

તમે ત્યાગને તત્ત્વરૂપ માનો અને તેને તત્ત્વ માનીને તે તત્ત્વના પ્રવર્તક તરીકે દેવપણું માનો તો જ તમારી માન્યતા સાર્થક છે; નહિ તો તમારી માન્યતા અર્થ વિનાની છે. આંધળો માણસ લાકડી ઠોકતો ઠોકતો આમથી તેમ અને તેમથી આમ ફરતો ફરતો જતો હોય ત્યા તેના પગ નીચે જો હીરો આવી ગયો હોય તો તેને પણ લાત મારીને બાજુએ હડસેલી મૂકશે અને પોતે આગળ ચાલશે. આધળો તો હીરાને પણ એમજ માનશે કે તે પથ્થરો છે. આપણે ધર્માધર્મને તેના સત્ય સ્વરૂપમાં ન સમજીએ, કર્મનું સ્વરૂપ અને તેની વિશાળતાને ન જાણીએ અને દ્રવ્ય-ભાવથી જ ભગવાન તીર્થંકર દેવોનો ઉપદેશ માનીએ અર્થાત્ તીર્થંકરનો ધર્મ પાળીએ તો એ આધળાને હીરો મળ્યા બરાબર છે. સુધર્મરૂપી હીરો આપણને મળ્યો છે, પરંતુ આપણી દશા તો આંધળા જેવી જ છે. હીરો ફાયદો કરે છે, હીરો જિંદગીને ફેરવી નાંખે છે, પરંતુ તે ક્યારે થાય કે જ્યારે આપણી આંખ ખુલ્લી હોય અને આપણને હીરો મળે! આધળાને હીરો મળ્યાની તો કશી કિંમત જ નથી. તે જ પ્રમાણે જૈનધર્મરૂપી હીરો આપણે

સમજણરૂપ–જ્ઞાનરૂપ ખુલ્લી આંખથી ગ્રહણ કરીએ તો જ એ હીરો આપણી જિંદગીને સુધારી દે છે, નહિ તો નહિ! ભગવાન શ્રીજિનેશ્વર દેવોનો ધર્મ મળ્યો હોય અને જોઈતી સમજણ મળી હોય તો તો સમજો કે બેડો પાર! ભવ સુધરી જ જાય! અને જન્મ સફળ થાય!!!

## આચાર અને ફળ બતાવનાર જિનેશ્વર

આ જીવ એકમાંથી બીજા ભવમાં, બીજા ભવમાંથી ત્રીજા ભવમાં એ રીતે અનાદિ કાળથી રખડયો છે. તેણે ભવપરંપરાઓ કરી છે, પરંતુ તેને જિનશાસનરૂપ હીરો અને વિવેકરૂપ આંખો કોઈ પણ ભવમાં મળી જ નથી. જો તેને જિનશાસનરૂપ હીરો અને વિવેકરૂપ આંખો કોઈ પણ ભવમાં મળી હોત તો તેનો ભવ સુધરી જ જાત અને તેના આત્માનું કલ્યાણ જ થઈ જાત. ભગવાન તીર્થંકર મહારાજાઓ પોતે સ્વયંબુદ્ધ હતા. સ્વયંબુદ્ધો પરીસહ, ઉપસર્ગો સહન કરે, કર્મરૂપી કચરો દૂર કરે અને સ્વયંબુદ્ધપણું પ્રાપ્ત કરે એ રીતે સ્વયંબુદ્ધપણાની પ્રાપ્તિ કરનારાઓ કેવળજ્ઞાદિકને પ્રકટ કરે છે તત્પશ્ચાત્ પોતે કાર્યકારણભાવ વિચારે છે અને અંતે જગતને સિદ્ધ દશા બતાવે છે. સ્વયંબુદ્ધો જગતને જણાવે છે કે: "અમે પોતે આમ કર્યું છે. આ રસ્તે નિર્મળ થવાય છે. આ રસ્તે પવિત્ર બનાય છે, માટે તમે પણ આ રસ્તે આવો તો પવિત્ર થઈ શકશો અને અમે જે સ્થળે આવ્યા છીએ તે સ્થળે આવી શકશો!', તીર્થંકર ભગવાનો પોતાનો એકલો આચાર જ બતાવતા નથી, પરંતુ સાથે સાથે ફળ પણ બતાવે છે.

## દેવો કોઇને આધારે ચાલનારા નથી

મોક્ષને લાયકના આચારો આ સંસારમા ભગવાન તીર્થંકર દેવો સિવાય બીજા કોઈની દર્શાવવાની શકિત જ નથી. અમુક વસ્તુના સંબંધમાં વિશ્વાસપાત્ર અને સાચી માહિતી તે જ આપી શકે છે કે જેણે એ વસ્તુને સ્વયં અનુભવી હોય! તીર્થંકર ભગવાનોએ સ્વયં એ વસ્તુ અનુભવી છે તેમણે કેવળજ્ઞાન મેળવ્યું છે. એ જ્ઞાનથી

તેમણે આનંદસ્વરૂપ એવા અનંત સિદ્ધોને જોયા છે. એ સ્થાન પ્રાપ્ત કરવાનો માર્ગ તેમણે આત્માનુભવથી તથાપ્રત્યક્ષ જોયો છે તેથી જ તેઓ જ આત્માને એ ગૌરવવંતું સ્થાન પામવાને માટેના આચારો કહી શકે છે.

આ આચારો પોતે આચરે, તે બીજાને બતાવે, ભવસાગરરૂપ મહાભયંકર સ્થાનમાંથી જે આપણને બચાવે એવા જો કોઈ પણ હોય તો તે શ્રીમાન્ તીર્થંકર દેવો જ છે, બીજા નહિ. માટે જ દેવો તે સ્વયંસંબુદ્ધ છે અને ગુરૂદેવો તેમની પાછળ છે. આથી જ સુદેવ, સુગુરુ અને સુધર્મ એ ત્રણમાં ગુરુઓ દેવનું અનુકરણ કરનારા છે. દેવ, ગુરુઓનું અનુકરણ કરનારા નથી. આ જ કારણથી સુદેવ, સુગુરુ અને સુધર્મ એ ત્રણમાં દેવતત્ત્વ મુખ્ય છે અને તેને જ આધારે અન્ય તત્ત્વોને ચાલવાનું છે.

સુદેવ, સુગુરુ અને સુધર્મમાં આ પ્રકારે દેવતત્ત્વ મુખ્ય હોવાથી દેવની આજ્ઞા પ્રમાણે ગુરુઓએ ઉપદેશ અને વર્તન કરવાનું હોવાથી અને ધર્મના પણ દ્રષ્ટા, પ્રકાશક અને સ્વાનુભવ કરનારા દેવો જ હોવાથી દેવતત્ત્વ સૌથી મોટું છે અને તેથી જ આચાર્યદેવ શ્રીમાન હરિભદ્રસૂરિજીએ **અષ્ટક** નામના ગ્રંથની રચના કરતા તેમા **મહાદેવ** (પ્ર૦ શ્લો૦ ૧) નામનું અષ્ટક શરુ કર્યું છે. 



વ્યાખ્યાન

# કષાયોનો સદુપયોગ



## જીવ માત્રનું ધ્યેય એક જ છે

પરમ ઉપકારી શાસ્ત્રકાર મહારાજા ભવ્યાત્મવૃન્દના ઉપકારાર્થે ધર્મોપદેશ દેતા થકા, પ્રથમ તો સ્થિતિનું ભાન કરાવતાં ફરમાવે છે કે-આ જીવ અનાદિ કાળથી રખડે છે. રખડે છે અર્થાત્ રખડયા કરે છે, રખડી રહ્યો છે. તે પ્રયત્ન વિનાનો છે એમ નથી, આળસથી રખડે છે એમ નથી, ત્યારે છે શું ? જે વિચારણીય છે તે એ જ છે-એક પણ ભવમાં આ જીવ ઉદ્યમ કર્યા વિના રહ્યો નથી. અનાદિ કાળથી ઉદ્યમ ચાલુ, પ્રવૃત્તિ ચાલુ છતા રખટપટ્ટી પણ ચાલુ ! કહો ત્યારે કે એ પ્રવૃત્તિ એવી જ હોવી જોઈએ. અલબત્ત, ધ્યેય તેવું ન હોય પણ પ્રવૃત્તિ તેવી જ હોય, અન્યથા રખડપટ્ટી ચાલુ રહી શકે શી રીતે ?

જગતના તમામ જીવોને અંગે, જીવમાત્રને અંગે વિચારીએ તો તેઓ એક જ સાધ્યથી પ્રવૃત્તિ કરી રહેલ છે. પ્રવૃત્તિ ભિન્ન ભિન્ન છે, પણ સાધ્ય એક જ છે. કોઈ ધન, માલમિલ્કત માટે પ્રવૃત્તિ કરે છે, કોઈ કુટુંબાદિ પરિવારને અંગે ધમાલ કરે છે, કોઇ મોજશોખ, વિલાસ માટે પ્રયત્ન કરે છે, કોઇ કલા, હુન્નર, ઉદ્યોગ આદિમાં રચ્યોપચ્યો રહે છે. તાત્પર્ય કે પ્રવૃત્તિ જુદી જુદી છે. પણ પ્રવૃત્તિકારોનું ધ્યેય એક જ છે કે સુખ મેળવવું. દુઃખ દૂર કરવું તથા સુખ પ્રાપ્ત કરવું. કેવળ આ જ ધ્યેય છે.

કોઈ ભલે કૃષિ આદિમાં આગળ વધે, બંગલા વગેરે વધારે, કોઈ સ્ત્રી, પુત્રાદિના પરિવાર પાછળ સતત પરિશ્રમ ઉઠાવે, કોઈ ધંધા પાછળ પાગલ બને. પણ એ તમામમાં ધ્યેય એક જ કે સુખ મેળવવું.

આ વિના બીજું એક પણ ધ્યેય રહેલું નથી. **ભેદ પ્રવૃત્તિમાં છે, સાધનમાં છે પણ સાધ્યમાં ભેદ નથી.**

ભવ્ય હો કે અભવ્ય હો, સમ્યગ્દૃષ્ટિ હો કે મિથ્યાત્વી હો, ભોગી હો કે યોગી હો, રાગી હો કે ત્યાગી–વિરાગી હો, ગમે તે હો, તમામનું ધ્યેય કેવળ સુખનું જ છે, આખું જગત, જગતના પ્રાણી માત્ર સુખને જ ઈચ્છે છે. આ વસ્તુ વ્યક્ત કરવા માટે તો કલિકાલ સર્વજ્ઞ ભગવાન શ્રીમદ્ **હેમચંદ્રાચાર્ય** મહારાજાને આખો શ્લોક ફેરવવો પડ્યો.

બીજાઓમાં શ્લોક એવો છે કે–आत्मवत् सर्वभूतेषु० ॥ પોતાના આત્માની માફક સર્વ જીવો જોવા, સૂત્ર આ છે, પણ પ્રવૃત્તિ એ નથી પેલા વણઝારાનું દૃષ્ટાંત યાદ કરો.

## આ તે ચોકસી કે ચીનનો શાહુકાર કે દિલ્હીનો ઠગ ?

ફરતો ફરતો વણઝારો એક શહેરમા આવ્યો. વણઝારો એટલે વિધવિધ પ્રકારનો માલ પોઠોમાં લઈને ગામે ગામ ફરે અને ક્રયવિક્રય કરે. તે વણઝારાને થોડાક રૂપિયાની કાંઇક આવશ્યકતા દેખાઈ. માલ તો રુખે અગર પરવડે તો વેચાય. એક દશ તોલાનો દાગીનો લઇને તે શહેરમાં એક ચોકસીને ત્યાં આવ્યો, દાગીનો આપ્યો. ચોકસીએ દશ તોલાના દશ પૈસા હાથમાં પરખાવ્યા. પ્રામાણિકપણે વેપાર કરતા વણઝારાને ચોકસી માટે શંકા શાની હોય ? તેને ત્યાં 'લેવા દેવાના કાટલાં જુદાં' એ કહેવત મુજબ લેવા દેવાના ભાવ જુદાની શંકા ન જ હોય. લેવા દેવાના ભાવમાં સામાન્ય નફા પૂરતો ફરક હોય. એ તો સમજાય, પરન્તુ વાસીદે સાબેલા જેટલો ફરક હોય ? વણઝારાએ તો ધાર્યું કે આ શહેરમા સોનું આટલું સસ્તું હશે. પૈસા લઈ ને તેણે ચાલતી પકડી. મુકામે આવીને વણઝારાએ તો સોનું જ લેવાનો વિચાર કર્યો. એ વેપાર શો ખોટો ? પૈસે તોલાનું સોનું (માનો કે ખરીદનાર માટે સહજ મોઘું) સંઘરવું ખોટું શું ? વણઝારાએ તો કેટલાંક કરિયાણાં ઓછેવત્તે ભાવે વેચી રોકડ રકમ છૂટી કરી

પછી બજારમા પેલા ચોકસીને ત્યાં જઈને સોનાનો ભાવ પૂછ્યો. ચોકસીએ શો ભાવ કહ્યો ?

પૈસે તોલો સોનું લેનારે બે, ચાર પૈસા, બે ચાર આના (તોલાના) કહ્યા ?

ના ! ના !

ત્યારે ?

પચ્ચીશ રૂપિયે તોલો !

વણઝારો તો આભો જ બની ગયો ! કહે છે, પણ ભાઈ સાહેબ! હજી તો ગઈકાલની વાત છે, તમે મને દશ તોલા દાગીનાના દશ જ પૈસા આપ્યા છે ને ? ચોકસી તોછડાઈ બતાવતો બોલ્યો: ઊઠ, ઊઠ, અહીંથી, લીધું તેં સોનું. પૈસે તોલો તો તારા સોનાનો ભાવ, મારા સોનાનો ભાવ તો પચ્ચીશ રૂપિયે તોલો છે, સમજ્યો ! વણઝારો તો ચાલ્યો ગયો. આ ચોકસી કેવો ગણાય ? ચોકસી કે ઉઠાઉગીર ?

### સ્વરૂપે તમામ જીવો સમાન છે

એ જ રીતે પોતાના આત્માની દશા વિચારી લ્યો. આસ્તિકય કોના માટે ? આપણા માટે: પારકા માટે 'આસ્તિકય નથી' એમ કહીએ તો ચાલે ? એક કાંટો વાગે તો કાઢવા પ્રયત્ન કરીએ, તેમાં પણ જીવ બુદ્ધિ ક્યાં ? શાસ્ત્ર શ્રવણથી છ કાયે (છએ કાયમાં) તમે જીવ માનશો, પણ તમારા આત્મામાં એ સંસ્કાર ક્યાં ? સંસ્કાર કયા છે ? માત્ર ત્રસ જીવોને જીવ માનવાના સંસ્કાર પડયા છે, પણ સ્થાવર કાયના જીવોને જીવ તરીકે માનવાના સંસ્કાર પડયા નથી. જો આત્મગત તપાસશો તો જણાશે કે એ સંસ્કાર ઊંડે (મૂલમાં) ગયા નથી. ત્રસના જીવને જીવ માન્યા: સ્થાવરના જીવોને જીવ તરીકે અંતઃકરણથી માન્યા નથી !

જૈન કોણ કહેવાય ? અન્ય મતાનુયાયીઓમાં અને જૈનમાં

ફરક કયો ? એ વિચારો એટલે તત્ત્વ હાથ આવી જાય. જૈનો છએ કાયમાં જીવ માને.

છએ કાયનો ભેદ શાના અંગે ?

પુણ્ય શક્તિને અંગે, આત્માની શક્તિ ખુલ્લી થઇ તેને અંગેને ! એકેન્દ્રિય જીવ કરતાં બેઇન્દ્રિય, જીવમાં પુણ્યાઇ વધારે. એમ ક્રમશઃ પંચેન્દ્રિયમાં પુણ્યાઈ વધારે. જ્ઞાન, પુણ્ય સામર્થ્યની ખીલવટને અંગે ભેદ છે. સ્વરૂપથી તો એકેન્દ્રિયનો તથાસિદ્ધનો જીવ સમાન છે. જીવ સ્વરૂપે બેય સમાન, પણ ખીલવટમાં ફરક છે. સુવર્ણ તમામમાં સરખું, પણ પાવડી પગે પહેરાય, કંકણુ હાથે પહેરાય, હાર કંઠે ધારણુ કરાય અને મુગટ કયાં શોભે ? મસ્તકે ! આકારમાં જરૂર ભેદ પડયો પણ સોનાના સ્વરૂપમા કશો ફરક નથી, તે જ રીતે સૂક્ષ્મ નિગોદનો જીવ લ્યો, કેવળી મહારાજનો જીવ લ્યો કે સિદ્ધનો જીવ લ્યો; સ્વરૂપે એ તમામ જીવો સરખા છે. જીવ સ્વરૂપે જો તમામ જીવોને સમાન નહિ માનો તો કર્મ–સિદ્ધાંત ટકી શકશે જ નહિ: અલબત્ત ! મિથ્યાત્વીએ માનેલો કર્મ–સિદ્ધાંત ખુશીથી ટકી શકશે !

## કર્મ જેને આવરે તે વસ્તુનો સદ્ભાવ સ્વયસિદ્ધ છે

સુખ–દુઃખનાં કારણુ તરીકે સુખ–દુઃખનો સિદ્ધાંત સૌને કબૂલ છે. જ્ઞાનાવરણીયાદિ કર્મના બંધ, પ્રબંધ, સંબંધ, વગેરે બધા જીવોને સરખાવ્યા વિના માની શકશો નહિ. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ, તથા કેવળ માનો તો જ મતિજ્ઞાનાવરણીયાદિ યાવત્ કેવળજ્ઞાનાવરણીયાદિ મનાય. જો તેમ ન માનો તો તે તે આવરણુ રોકે કોને ? 'રાંડયો' કહેવામાં આવ્યો એટલે પરણેલો હતો એ નક્કી ને ? કુંવારાને રાંડયો કહેવાય ? વાઢો જ હોય તેને વિધુર શી રીતે કહેવાય ?

મતિજ્ઞાનાવરણીય કર્મ મતિજ્ઞાનને રોકે, શ્રુતજ્ઞાનાવરણીય કર્મ શ્રુતજ્ઞાનને રોકે. અવધિજ્ઞાનાવરણીય કર્મ તે અવધિજ્ઞાનને રોકે, મનઃ-પર્યવજ્ઞાનનાવરણીય કર્મ તે મનઃપર્યવજ્ઞાનને રોકે ને કેવળજ્ઞાનાવરણીય

કર્મ તે કેવળજ્ઞાનને રોકે. જો પાંચે પ્રકારના જ્ઞાન-સ્વરૂપવાળો આત્મા, પછી તે ગમે તે ગતિમાં, ગમે તે જાતિમાં, ગમે તે કાયમાં હોય તો પણ માનીએ, તો જ આ પ્રકારે આવરણ કરનારાં કર્મ મનાય ને ? જો તે તે જ્ઞાન-સ્વભાવ આત્મામાં ન માનીએ તો પાંચે પ્રકારના જ્ઞાનાવરણીય કર્મ આવરણ કરશે કોનું ! ત્યારે એ નક્કી થાય, એ સિદ્ધ થાય કે જીવ તો એકેન્દ્રિય હોય કે પંચેન્દ્રિય હોય, ભવ્ય, હોય કે અભવ્ય હોય, સમ્યગ્દૃષ્ટિ હોય કે મિથ્યાત્વી હોય પણ સ્વરૂપે તો તમામ જીવો સમાન છે. નિગોદમાંના જીવને પણ મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યવ તથા કેવલજ્ઞાનમય સ્વભાવવાળો માનવો જ પડશે. એમ માન્યા વિના ચાલે જ નહિ, નહિ તો કર્મની થિયરી આખી ઊડી જાય ! રોકનારા, આવરણ કરનારાં કર્મોને લીધે જીવોનો સ્વભાવ પ્રગટ થયો નથી, બાકી સ્વભાવ તો એ છે જ.

### પરિગ્રહ એ મહાન ગ્રહ છે! માટે ખબરદાર !

તે જ રીતે આત્માનો સ્વભાવ જો દર્શન ન માનીએ તો દર્શનાવરણીય કર્મે રોક્યું શું ? ત્યારે દર્શનને અંગે પણ આત્માનો સ્વભાવ માને જ સિદ્ધિ. મોહનીયમાં પણ તેમજ. વેદનીય તો બીજા મતવાળા પણ માને છે. જૈનદર્શનને નહિ જાણનારાઓ પણ સુખ-દુઃખનાં કારણ તરીકે કર્મને માનવા તૈયાર છે, માટે વેદનીયને સાબિત કરવાની જરૂર નથી. જો દર્શન એ વસ્તુ માનીએ, શુદ્ધ શ્રદ્ધા એ વસ્તુ માનીએ તો જ દર્શન મોહનીયને અવકાશ છે, અન્યથા ક્યાંથી અવકાશ હોય? જો માલ જ ન હોય તો ખાતર પાડે ક્યાં ? જે ઘરમાં વાંસડો ફરતો હોય અર્થાત્ કાંઈ જ ન હોય ત્યાં ચોર નજર પણ કરે? ચોર, લૂંટારા, ધાડપાડુ મવાલી, ગુંડા, ધૂર્તો, આ બધા પોતાની દૃષ્ટિ માલદાર તરફ જ દોડાવે છે, દરિદ્ર સામે નજર કરવાથી વળે શું ?

વેશ્યા પણ માલદારને માન આપે છે, માલદારને ગોતે છે, દરિદ્રને તો ધક્કો મારીને કાઢી મૂકે છે. તે દરિદ્ર સામે જોતી પણ નથી. જૂગારીની

ટોળીમાં ખાલી ખીસ્સે રમવા જાઓ તો ધક્કો પડે! સટ્ટાબજારના કાર્ડહોલ્ડરો (દલાલો) માલદાર ગ્રાહકોને જ ગોતે છે. હરામખોરો માલદારની પાછળ પેંધા પડે છે. રાજા લુંટવા કોને ઈચ્છે? માલદારને! ભય બધો માલદારને! તમામ ભય માલદારી પાછળ છે. માલદારી સૌને ગમે છે પણ તેની પાછળનો ભય ગમે છે? દુનિયાદારીમાં તો ગમ્યો છે! કબૂલ છે, કેમ? ગમે તેવો કેસ પણ સામાન્ય મનુષ્યનો હોય તો દશ દિવસમાં ખતમ થાય, જ્યારે માલદારનો કેસ વર્ષો સુધી ચાલે છે. પરિગ્રહનો પોકાર મેલનારાઓએ, 'દુનિયા આગળ વધી રહી છે,' એમ કહી પરિગ્રહની વકીલાત કરનારાઓએ ધ્યાનમાં રાખવાનું છે કે જ્ઞાનીએ તો પરિગ્રહને ખરાબ કહ્યો જ છે, પણ દુનિયાની સ્થિતિ પણ એ જ સિદ્ધ કરે છે. પરિગ્રહ એ જ આત્મા માટે લપ છે, બલા છે, બંધન છે, ભયંકર ગ્રહ છે એમ જ્ઞાની તો કહે જ છે પણ આત્માની વાત દૂર રાખો તો યે જીવનવ્યવહારમાં તમામ પંચાત, પલોજણ વગેરે પરિગ્રહધારીને જ છે.

### મોક્ષે જવાય ક્યારે?

મૂળ મુદ્દા પર આવીએ. જો આત્મામાં સમ્યક્ત્વ જેવી ચીજ સ્વરૂપે ન હોય તો દર્શનમોહનીય કર્મ કરે શું? આથી સિદ્ધ છે કે આત્મા સ્વરૂપે સમ્યક્ત્વવાળો છે જ. તેવી જ રીતે આત્મા સ્વભાવે ચારિત્રરૂપ છે એટલે કે શુદ્ધ વર્તનવાળો છે, જગતની જેટલી પ્રવૃત્તિ તે તમામ પાપરૂપ અને કર્મબંધનના કારણરૂપ. સ્વભાવથી માનનારો, આવરણથી તેમ માનતો નથી, મિથ્યાત્વ, અવિરતિ, કષાય તથા યોગ એ કર્મબંધનનાં કારણો છે. આંખની પાંપણના હાલવાને મિથ્યાત્વાદિનો સંબંધ નથી પણ તેનું હાલવું યોગની ચંચળતાથી છે.

શાસ્ત્રકાર કહે છે કે—આંખની પાંપણ હાલે ત્યાંસુધી કોઈ મોક્ષે જાય નહિ. શ્રી ભગવતીસૂત્રકાર કહે છે કે—કેવળી થયો હોય, કેવળ-

જ્ઞાન પામ્યો હોય તેવો આત્મા આંખની પાંપણ હલાવે ત્યાંસુધી મોક્ષે ગયો નથી, જતો નથી ને જશે પણ નહિ. આખી વસ્તુ સમજજો. સમજ્યા વિના યથેચ્છ બોલશો નહિ. અડધું વાક્ય પકડે તે અર્થ ગ્રહણ કરી શકે નહિ. 'આંખની પાંપણ ચાલતી હોય' એ વાક્ય પડતું મૂકો અને આગળનું અર્દ્ધ વાક્ય પકડો તો અનર્થ ન થાય તો બીજું શું થાય? 'સયોગિ–કેવળી મોક્ષે જતા નથી,' કયા મુદ્દાથી? આંખની પાંપણ ચાલે ક્યારે? ક્યાં સુધી? યોગ હોય ત્યાં સુધી! યોગની પ્રવૃત્તિ હોય ત્યાં સુધી! અને તે હોય ત્યાં સુધી કર્મબંધ થાય. તેથી ત્યાં સુધી મોક્ષે જવાય નહિ.

સયોગી મોક્ષે ન જાય તેમાં કેવળજ્ઞાન નડતું નથી. સયોગીપણું નડે છે. સયોગિ–કેવળીને મોક્ષે જવાની કોઈએ મનાઈ કરી છે એમ નથી. મિથ્યાત્વી મોક્ષે જાય નહિ, એ વાત ખરી. મિથ્યાત્વી હોય તે મિથ્યાત્વ છતે મોક્ષે ન જાય, પણ મિથ્યાત્વનું વમન કરે પછી એ મિથ્યાત્વી રહે છે ક્યાં?

આ રીતે યોગને પણ કર્મબંધનું કારણ માનવું જ પડે. પ્રવૃત્તિ કર્મનું કારણ પહેલે સમયે આવ્યું, બીજે ભોગવ્યું, ત્રીજે જવાનું, આવું કેવળી માટે. જીવ સ્વભાવે નિશ્ચલસ્વરૂપ કાયાદિને લીધે ચંચળ-સ્વરૂપ. કષાયો કર્મબંધનનું કારણ છે. કષાયો કોઈને પણ કર્મબંધન કરાવ્યા વિના રહે નહિ. કષાયની પરિણતિવાળાને કર્મબંધન જરૂર થાય, પણ તેમાં ય ફરક! કર્મબંધન પણ થાય અને નિર્જરા પણ થાય. એક કષાય એવા પ્રકારના કે માત્ર કર્મબંધ કરાવે અને નિર્જરાનું નામ સરખું નહિ. એક કષાય એવા પ્રકારે કે નિર્જરા પણ કરાવે.

### પ્રશસ્ત તથા અપ્રશસ્ત કષાયો

કષાય બે પ્રકારે: ૧ પ્રશસ્ત, ૨ અપ્રશસ્ત. પ્રશસ્ત તથા અપ્રશસ્ત એ બે શબ્દો છે પ્રસિદ્ધ, પણ પ્રશસ્ત કહેવા કોને? અપ્રશસ્ત કહેવા કોને? એ જ પ્રશ્ન છે. બધા પોતાના કષાયોને પ્રશસ્ત ગણવા

ગણાવવા તૈયાર થાય છે. કોઈ પણ પોતાના કષાયોને અપ્રશસ્ત ગણવા, ગણાવવા તૈયાર નથી. સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્ર આ ત્રણની વૃદ્ધિને અંગે, એ ત્રણના ઉદ્દેશથી થતા કષાયો તે પ્રશસ્ત કષાયો. મિથ્યાત્વ, અજ્ઞાન ને અવિરતિને અંગે થતા કષાયો તે અપ્રશસ્ત કષાયો.

આટલું સમજ્યા પછી આગળ સમજવું સહેલું છે. જેમ વધારે પ્રશસ્ત કષાય તેમ વધારે નિર્જરા. જૈનશાસન કષાયને ગાળવા માટે ખરું, પણ ફળ તરીકે, પ્રવૃત્તિ તરીકે નહિ. જૈનશાસન કષાયને ફળ તરીકે નિર્મૂલ કરનાર છે પણ પ્રવૃત્તિ તરીકે નહિ.

આત્માના આટલા ગુણો, આટલા અવગુણો જણાવનાર જૈન શાસ્ત્ર છે. આત્મગુણ તરફ પ્રીતિ, અવગુણ તરફ અપ્રીતિ થાય છે. શાસ્ત્રે ગુણ અવગુણ જણાવ્યા ન હોત તો પ્રીતિ તથા અપ્રીતિ થાત? મિથ્યાત્વ, અવિરતિ આદિ જણાવ્યું કોણે? શાસ્ત્રે જ ને! શાસ્ત્રે જો તે ન જણાવ્યું હોત તો તેને છોડવા કટિબદ્ધ થાત?

આ વાત તો થઈ ગુણ, અવગુણની. હવે ગુણીને અંગે વિચારો. શ્રી જિનેશ્વર દેવે શુદ્ધ દેવ, ગુરુ ને ધર્મનું સ્વરૂપ ન બતાવ્યું હોત, અઢાર દોષવાળા તથા હથિયારાદિ ચિન્હવાળા દેવ કુદેવ હોય એમ તેઓએ ન કહ્યું હોત તો સુદેવ તરફ રાગ કરવાનું કારણ થાત? સુદેવનો સ્વીકાર, કુદેવનો ત્રિવિધે પરિહારઃ એ તો ખરુંને?

પંચ મહાવ્રતપાલક, શુદ્ધ પ્રરૂપક તે સુગુરુ કહેવાય, અને તે વિનાના કુગુરુ કહેવાય. આ જાણ્યા વિના શુદ્ધ ગુરુ પ્રત્યે રાગ થાત ખરો? તેવી જ રીતે ધર્મ, અધર્મ, સુધર્મ, કુધર્મને અંગે સમજવું. શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ, શુદ્ધ ધર્મ તરફ પ્રીતિ અને કુદેવ, કુગુરુ, કુધર્મ તરફ અપ્રીતિ ક્યારે થયાં? સાભળ્યું ત્યારે ને?

'આરંભ-સમારંભ-પરિગહ-વિષય કષાય અધર્મ છે.' એમ જાણ્યું ત્યારે ત્રિવિધ ત્રિવિધ વોસિરાવવા તૈયાર થયા ને? શુદ્ધ દેવાદિ પ્રત્યે રાગ, અશુદ્ધ દેવાદિ પ્રત્યે અપ્રીતિ-તો તેની જડ કઈ? દેવ, ગુરુ,

ધર્મને અંગે શુદ્ધાશુદ્ધ વિભાગ શાસ્ત્રે ન પાડયા હોત તો એને અંગે રાગદ્વેષને સ્થાન જ કયાં હતું ?

કયા રાગ ને કયા દ્વેષથી નિર્જરા વધારે ?

શાસ્ત્રકાર કહે છે કે 'રાગ વધારે તેમ નિર્જરા વધારે, દ્વેષ વધારે તેમ નિર્જરા વધારે !' અવળું જ ન લેતા ! કયા રાગ વધારેથી અને કયા દ્વેષ વધારેથી નિર્જરા વધારે ! પ્રશસ્ત રાગ અને દ્વેષથી નિર્જરા વધારે.

જેમ શુદ્ધ દેવ, ગુરૂ, ધર્મ તરફ રાગ વધારે તેમ મોક્ષ નજીકઃ બીજી તરફ જેમ અશુદ્ધ દેવ, ગુરુ, ધર્મ તરફ દ્વેષ વધારે તેમ મોક્ષ નજીકઃ નિર્જરા વધારે અને મોક્ષ નજીક, ત્યારે શું સિદ્ધ થયું ? પ્રશસ્ત રાગ યદ્યપિ કષાયરુપ છે. છતાં પણ તે જ નિર્જરાનું કારણ છે. પ્રશસ્ત રાગ વિના કોઈએ પણ નિર્જરા કરી નથી, થતી નથી અને થવાની નથીઃ તે જ પ્રમાણે પ્રશસ્ત દ્વેષ વિના પણ નિર્જરા થઈ નથી, થતી નથી ને થવાની નથી.

નિર્જરાનો પ્રશ્ન કોને ? છદ્મસ્થને, છદ્મસ્થ હોય ત્યાં સુધી નિર્જરાની જરૂર. પ્રશસ્ત રાગદ્વેષ વિના નિર્જરા થતી નથી. શુદ્ધ દેવના આલંબન વિના મોક્ષ નજીક બનતો નથી, અશુદ્ધ દેવોનો ત્યાગ કર્યા વિના નિર્જરા થઈ શકતી નથી. અને મોક્ષ મળી શકતો (થઈ શકતો) નથી. આના સંબંધમાં **શ્રી હરિભદ્રસૂરિનું** આપેલું દૃષ્ટાંત જેઓ સમજીને તત્ત્વત્રયીને આરાધશે તેઓ આ ભવ પરભવ ઉત્તરોત્તર સદ્દગતિ મેળવી, પ્રાંતે મોક્ષસુખને પામશે.

——o

# વ્યાખ્યાન સૂત્રરહસ્ય ૩૬

## 'પક્ષપાતો ન મે વીરે' સૂત્રનું રહસ્ય

પરમ ઉપકારી શાસ્ત્રકાર મહારાજા ભવ્યાત્મવૃન્દના ઉપકારાર્થે ધર્મોપદેશ દેતાં, જીવ અનાદિથી રખડી રહ્યો છે તેનું કારણ વગેરે જણાવી રહ્યા છે.

એ વિચારાઈ ગયું છે કે પ્રશસ્ત રાગ તથા દ્વેષ જરૂરી છે, કષાયોનો સદુપયોગ કરવો એટલે પ્રશસ્ત રાગ તથા દ્વેષ ધારણ કરવાં. પ્રશસ્ત રાગ તથા પ્રશસ્ત દ્વેષ વિના કોઈએ પણ નિર્જરા કરી નથી, થતી નથી ને થવાની નથી.

નિર્જરાનો પ્રશ્ન છદ્મસ્થને છે. છદ્મસ્થ હોય ત્યાં સુધી નિર્જરાની જરૂર છે. શુદ્ધ દેવના આલંબન વિના મોક્ષ નજીક બનતો નથી. અશુદ્ધ દેવાદિના ત્યાગ વિના-નિર્જરા થતી નથી, મોક્ષ મળતો નથી. શુદ્ધ દેવ, ગુરુ, ધર્મ પરત્વે રાગ તે પ્રશસ્ત રાગ તથા અશુદ્ધ દેવ, ગુરુ, ધર્મ પરત્વે અપ્રીતિ તે પ્રશસ્ત દ્વેષ.

શાસ્ત્રકારે કહ્યાનો જેઓ અનર્થ કરે તેને માટે ઉપાય નથી. શાસ્ત્રકાર કહે છે કે રાગ વધારે તેમ નિર્જરા વધારે, દ્વેષ વધારે તેમ નિર્જરા વધારે, તે કથન પ્રશસ્ત રાગદ્વેષને અંગે છે.

જેઓને માનવું નથી, જેઓને કાચ-મણિ, ગોળ-ખોળ સમાન ગણાવવાં છે, તેવાઓ શ્રીમદ્ હરિભદ્રસૂરિજીના શ્લોકને આગળ કરી પોતાને ફાવતું બોલે છે. એ કથન સંબંધમાં વિચાર કરીએ. એ શ્લોક આ છે–

" પક્ષપાતો ન મે વીરે, ન દ્વેષઃ કપિલાદિષુ ।
યુક્તિમદ્ વચનં યસ્ય તસ્ય કાર્યઃ (લોક૦) પરિગ્રહઃ ॥ "

(**શબ્દાર્થ**ઃ મને શ્રી વીરનો પક્ષપાત નથી, કપિલ વગેરેને અંગે દ્વેષ નથી પણ જેનું વચન યુક્તિસંગત છે તે સ્વીકાર્ય છે.)

## પક્ષપાત નથી એટલે રાગ નથી એમ નહિ

અવળું લેનારાઓ માત્ર પ્રથમનું પદ જ (ચરણ જ) આગળ કરે છે કે-'મને શ્રી **વીર**નો પક્ષપાત નથી,' એ વાકય લે છે, પણ 'જેનું વચન યુક્તિવાળું છે તેનો સ્વીકાર કરવો જોઈએ,' એ પદ કેમ વિચારાતું નથી, કેમ આગળ ધરાતું નથી ? જેનું વચન યુક્તિમય હોય તેનો સ્વીકાર કરવો જોઇએ એટલે તેને આધીન થવું જોઈએ, તેની ભક્તિ કરવી જોઇએ. આ શ્લોકમાં એટલુ સ્પષ્ટ મન્તવ્ય વ્યક્ત થયું છે કે જેમાં તર્ક કરવો એ હૃદયની વિષમતા જ સૂચવે છે. અને પક્ષપાત નથી એ પણ ખરું છે. પક્ષપાતનો અર્થ 'રાગ' એવો નથી.

'શ્રી **વીર** પ્રત્યે રાગ નથી' એમ તેઓશ્રી નથી કહેતા, તથા 'કપિલાદિક પ્રત્યે અપ્રીતિ નથી' એમ નથી કહેતા. પક્ષપાત કોને કહેવાય તે બરાબર સમજો. સામાનું ખોટું હોય છતાં તેને સાચું કહેવું, તેને સાચા તરીકે કહેવું, સાચું મનાવવું તેનું નામ પક્ષપાત. ગુણ ન હોય છતાં તેને ગુણી જણાવાય ત્યાં પક્ષપાતનો આરોપ ઘટે.

'પક્ષપાત' શબ્દનો જે પ્રયોગ કરી, આચાર્યશ્રી જે કથન કહે છે તેથી તો સહજ સિદ્ધ છે કે ભગવાન શ્રી**વીર** પ્રત્યે રાગ છે, જેને અંગે ઊંધું છતું કરવાની મનોવૃત્તિ થાય ત્યારે ત્યાં પક્ષપાત કહેવાય. દુનિયાદારીમાં 'પક્ષપાત' શબ્દ શી રીતે વાપરો છો તે વિચારો. જેનો હક્ક ન હોય તેને દેવા તૈયાર થવાય. જેનો હક્ક હોય તેને ન દેવાય, ત્યારે ત્યાં પક્ષપાત કર્યો કહેવાય, હક્કદારને દેવામાં આવે, જેનો હક્ક ન હોય તેને 'ના' કહેવામાં આવે ત્યાં પક્ષપાત કર્યાનું કહી શકાય નહિ.

**શ્રીહરિભદ્રસૂરીશ્વરજી** બરાબર કહે છે કે–'હું ભગવાન્ **શ્રીમહાવીર** દેવને માનું છું, બરાબર માનું છું, મને તેઓ પ્રત્યે રાગ છે પણ હું કાંઈ તેમના પક્ષપાત તરીકે છું એમ નથી.' સૂરિજી સાફ સાફ કહે છે કે–**શ્રીમહાવીર** દેવને મન, વચન ને કાયાનું સમર્પણ પોતે કર્યું છે તે કાંઈ પક્ષપાતના કારણે નહિ, કિન્તુ તેમના ગુણને લઈને. 'તેઓશ્રીના તેવા ગુણોને લઈને હું તેમને માનું છું. જરૂર એ ગુણ નિધિને મેં સ્વીકાર્યાં છે, તેમજ તારક માન્યાં છે.'

આચાર્યશ્રીને ભગવાન **વીર** પરત્વે રાગ નથી એમ કહેવું ખોટું છે: અવિહડ રાગ છે. **અષ્ટકજી** તથા **શાસ્ત્રવાર્તાસમુચ્ચય** જોનારને, વિચારનારને બરાબર સમજાશે કે સૂરિજીને શ્રીવીર પ્રત્યે કેવો રાગ હતો? કેટલો રાગ હતો? **પક્ષપાતો ન મે વીરે'** એ સૂત્ર 'પક્ષપાત નથી' એમ કહે છે, કાંઈ 'રાગ નથી' એમ કહેતું નથી. રાગના નિષેધ માટે સૂત્ર નથી. કહેનારા, સાંભળનારા જો માર્ગને અનુસરનારા હોય તો તેમને આ સૂત્રથી પક્ષપાતનો નિષેધ લાગે, પણ રાગનો નિષેધ સમજવો જોઈએ નહિ.

આમાં એમ નથી કહ્યું કે 'આજ્ઞાસિદ્ધ, માટે માની લ્યો.' બીજા પદમાં હેતુ પણ અપાયેલ છે કે ભગવાન્ **શ્રીવીર**નાં વચનો શાથી સ્વીકાર્ય છે? માર્ગ બહાર રહીને બોલનારો અર્થ વિચારતો નથી. 'શત્રુનો શત્રુ તે મિત્ર થાય' એ સૂત્ર મુજબ ઇતરો એમ કહે કે–શ્રીસૂરિજીને કદાચ એમ કહે કે, સાંખ્ય, વૈશેષિક ને નૈયાયિક એ બધા ઉપર તમને દ્વેષ હોય અને તેમના દ્વેષી તીર્થંકર તેથી, તમે તીર્થંકરનો પક્ષ કરો છો, કેમકે શત્રુનો શત્રુ તે મિત્ર. તમે કપિલ વગેરે પ્રત્યેનો દ્વેષ સફળ કરવા **તીર્થંકર** પ્રત્યે આકર્ષાયા છો. બીજા દર્શન-વાળાઓના આવા સંભવિત આક્ષેપોનો બીજા પદમાં સ્પષ્ટતયા ઉત્તર આપવામાં આવ્યો છે કે જેનું વચન યુક્તિમય હોય તે સ્વીકાર્ય છે, સેવ્ય છે ને આરાધ્ય છે.

**'પક્ષપાત' સૂત્ર જ રહસ્ય સમજાવે તેમ છે.**

આ સૂત્રથી, સૂક્ષ્મતયા વિચારે તેને તો સ્પષ્ટ રીત્યા સમજાય તેમ છે કે શ્રીમહાવીર દેવ પક્ષપાતને લાયક છે, તથા કપિલાદિક દ્વેષને લાયક છે. 'पक्षपातो न मे सांख्ये, न मे द्वेषो जिनादिषु' એમ કેમ ન કહ્યું ? આટલું વિચારો તો બરોબર સમજાય.

આ શ્લોક સૂરિજી શ્રીવીર પરત્વે રાગી, પૂર્ણ રાગી હોવાથી લોકોને પક્ષપાતની શંકા રહે માટે હેતુ કહેવાપૂર્વક કહેવો પડ્યો.

નિષેધ ક્યાંક રવો પડે ?

જ્યા પ્રાપ્તિ હોય ત્યાં. જ્યાં પ્રાપ્તિ ન હોય ત્યાં નિષેધ કરવાની જરૂર પડતી નથી. શ્રીહરિભદ્રસૂરિજીને, એ મહર્ષિને, એ સમર્થ તત્ત્વજ્ઞાનીને જો શ્રીમહાવીર મહારાજા પ્રત્યે રાગ ન હોત તો 'पक्षपातो न मे वीरे' એ સૂત્રોચ્ચારણને અવકાશ જ ન હોત. શ્રીજિનેશ્વર દેવમાં પક્ષપાત નથી તથા કપિલાદિકમાં દ્વેષ નથી. આ કથન જ વસ્તુસ્થિતિ સૂચવે છે. સંભવથી પ્રાપ્તિ હોય ત્યાં જ નિષેધ હોય.

શ્રી હરિભદ્રસૂરિજી ભગવાન શ્રીમહાવીર દેવ પાછળ પ્રાણ પાથરનારા હતા (તેઓ પૂર્વાવસ્થામા બ્રાહ્મણ હતા એ ખ્યાલમાં લ્યો) માટે લોકોને પક્ષપાતની શંકા જાય તેથી તો આ કથન તેઓને કરવું પડ્યું. 'आदि' શબ્દ 'जिन' સાથે ન જોડતા 'कपिल' સાથે કેમ જોડ્યો ? એ જ સિદ્ધ કરે છે, સમર્થન કરે છે કે ભગવાન શ્રીહરિભદ્રસૂરિજીને શ્રીજિનેશ્વર દેવ સિવાય, શ્રીતીર્થંકર મહારાજા સિવાય બીજા કોઇમાં રાગનો સંભવ નથી માટે. 'आदि' શબ્દ 'જિનેશ્વર' સાથે જોડવામાં આવ્યો નથી. પોતે ચોખ્ખું જણાવે છે: શ્રીવીર પ્રત્યે મને રાગ છે, રાગ છે જ. તેમની જ પ્રત્યે રાગ છે, તેમના શરણે ગયો છું, આ વાત ખરી પણ પક્ષપાતથી નહિ, રાગનું કારણ જણાવતાં તેઓ પક્ષપાતનો જરૂર નિષેધ કરે છે, અને કહે છે:

"જેમનું વચન યુક્તિમય હોય તેને શરણે જવું જોઈએ." આ શ્લોક વાસ્તવિક સ્વરૂપે વિચારનાર જ, શ્રીહરિભદ્રસૂરિજીને ભગવાન શ્રીમહાવીર પરમાત્મા પ્રત્યે કેટલો રાગ હોય તે સમજી શકાશે. તેઓનો રાગ આ સૂત્રથી જ ધ્વનિત થાય છે. જેઓને માત્ર શબ્દાર્થને જ વળગવું હોય, રહસ્ય ન વિચારવું હોય તેમને શું કહેવું ? લોકોને થતી શંકાના નિવારણ માટે આ શ્લોક છે. પોતે ગૌરવપૂર્વક મહાવીર દેવ પરત્વેનો રાગ કબૂલે છે, તેમના શાસનનું શરણ સ્વીકારે છે, કહે છે, 'હું એ શાસનને સમર્પાયો છું, એ શાસનનો પ્રચાર કરવા ઇચ્છું છું,' આટલું કહીને પછી કારણમાં ઊતરીને જણાવે છે કે—'તેમાં પક્ષાપાત એ કારણ નથી,' પક્ષપાતના આરોપનો પ્રથમ સૂત્રથી ઇન્કાર કરે છે. 'યુક્તિવાળું વચન જેમનું છે તેમને ગ્રહણ કરું છું,' આવું સ્પષ્ટ વક્તવ્ય હોવા છતાં અવળે માર્ગે અર્થ લઈ જાય તેને શું કહેવું ?

### પ્રશસ્ત તથા અપ્રશસ્ત કષાય

શુદ્ધ દેવ, શુદ્ધ ગુરુ ને શુદ્ધ ધર્મ તરફ પ્રીતિ તથા અશુદ્ધ દેવ, અશુદ્ધ ગુરુ ને અશુદ્ધ ધર્મ તરફ અપ્રીતિ એ નિર્જરાનું કારણ છે. આ ત્રણ વસ્તુ જો છોડી દઈએ તો જગતમાં નિર્જરાનું કશું કારણ નથી.

શ્રીઅરિહંત તે દેવ, શ્રીગૌતમાદિક નિર્ગ્રંથ તે ગુરુ અને દર્શન જ્ઞાન, ચારિત્ર ને તપ તે ધર્મ. આ તમામ પ્રત્યે રાગ તે પ્રશસ્ત રાગ તથા કુદેવ, કુગુરુ ને કુધર્મ પરત્વે અપ્રીતિ તે પ્રશસ્ત દ્વેષ. આ વાત થઈ પ્રશસ્ત કષાયની. રૂપ, રસ, ગંધ, શબ્દ ને સ્પર્શ આ વિષયો અંગે, બાયડી, છોકરાં, શેઠ, નોકર. ગામ, નગર, દેશ વગેરેને અંગે કોઈપણ પ્રકારની રાગ દ્વેષની પરિણતિ થાય તે અપ્રશસ્ત. આને અંગે સાનુકૂળ પરત્વે રાગ, પ્રતિકૂળ પરત્વે દ્વેષ. આ બન્ને અપ્રશસ્ત સમજવાં. આ રાગ દ્વેષ જેમ જેમ વધે, તેમ તેમ આત્મા નીચે ઊતરવાનો.

આ રીતે કષાયના બે પ્રકાર: ૧. પ્રશસ્ત, ૨. અપ્રશસ્ત. યોગમાં પણ તે બે પ્રકાર છે.

પંચ પરમેષ્ટીમાં કષાયવાળાને સ્થાન નથી. આચાર્યાદિક (આચાર્ય, ઉપાધ્યાય, સાધુ) ત્રણેય છદ્મસ્થ છતાં તેઓને પંચ પરમેષ્ટીમાં સ્થાન છે. પણ મિથ્યાત્વ તથા અવિરતિવાળાને પૂજ્ય તત્ત્વમાં સ્થાન નથી. તેવાઓને ત્યાં સ્થાન મળે નહિ.

મિથ્યાત્વ તથા અવિરતિ પાપ–બંધનનાં કારણ છે. આત્મા પોતે જ્ઞાન, દર્શન ને ચારિત્રસ્વરૂપ છે. પરવસ્તુના સંસર્ગમાત્રથી કર્મ બંધાય. દર્શનને રોકે તે દર્શનમોહનીય કર્મ. ચારિત્રને રોકે તે ચારિત્રમોહનીય કર્મ. આત્માનો સ્વભાવ સર્વવિરતિ છે.

**સ્વલિંગ એટલે?**

શ્રી આદીશ્વર ભગવાનના પ્રથમ પુત્ર, પ્રથમ ચક્રવર્તી ભરત મહારાજાને ગૃહસ્થપણામાં આરિસાભુવનમાં કેવળજ્ઞાન થઇ ગયું. પછી ત્યાગી વેશ ધારણ કર્યો કે નહિ? **ત્યાગ એ જ આત્માનો સ્વભાવ છે. સંસારીપણામાં રહેવું એ વિભાવ છે,** એ આત્માનો સ્વભાવ નથી. કર્મ એ કીચડરૂપ છે. ભરત મહારાજા ગૃહસ્થલિંગે કેવળ પામ્યા, વલ્કલચીરી અન્યલિંગે મોક્ષે ગયા. ત્યાગ કર્યા વગર કેવળજ્ઞાન મળી શકે છે, (તીર્થંકરને તો ત્યાગ પછી જ), પણ કેવળજ્ઞાન પછી તો ત્યાગનો સ્વીકાર કરવો જ પડે. શાસ્ત્રકારોએ અન્યલિંગે, ગૃહિલિંગે સિદ્ધ કહ્યા તેથી બીજે મોક્ષ મળે, કેવળજ્ઞાન મળે એ વાત ખરી પણ કેવળજ્ઞાન પછી આત્મા વિભાવમાં રહી શકે નહિ. સર્વવિરતિ સ્વીકારવી જ જોઈએ. ચોરી કરનારો છૂટે તે આશ્ચર્ય! તેમા જરૂર ચાલાકી, તેમાં જરૂર તેવું કોઇ વિશિષ્ટ કારણ, તેમાં જરૂર કોઈ બચાવની બારી!

તે જ રીતિએ શાસ્ત્રકારો કહે છે કે–અન્યલિંગે તથા ગૃહિલિંગે તો અનંત સંસાર હોય તથા સંસાર સમુદ્રમાં ડૂબવાનું હોય તેમાં કોઇ સંયોગે કેવળજ્ઞાન પ્રાપ્ત થાય તે આશ્ચર્ય! જરૂર ત્યાં કોઈ તેવું કારણ મળ્યું હોવું જોઈએ. જોડે ત્રીજો શબ્દ જોડાયો છે તે જોવો જોઇએ. 'સ્વલિંગે સિદ્ધ.' મોક્ષનું જે લિંગ, તેનાથી જે સિદ્ધ થાય તે સ્વલિંગે સિદ્ધ. એ જ રીતે અન્ય લિંગે સિદ્ધ વગેરે ભેદો સમજી લેવા.

જ્ઞાનીઓએ–કેવળીઓએ મોક્ષનું લિંગ કયું માન્યું ? સ્વલિંગ કોને કહ્યું ?

ત્યાગને.

સર્વવિરતિને સ્વલિંગ કહ્યું 'સાહુ' (સાધુ) લિંગ કે 'મુનિ' લિંગ એમ નથી કહ્યું, પણ 'સ્વ' લિંગ કહ્યું અર્થાત્ પોતાનું જ લિંગ એટલે કે આત્માના સ્વભાવરૂપ ચિહ્ન, મોક્ષ આપનારું ચિહ્ન. બીજાં લિંગો મોક્ષથી દૂર રાખનારાં છે. રજોહરણાદિ એ જ સ્વલિંગ કહેલ છે, અન્યલિંગ એ માર્ગ નથી.

કોઇ કેદી જેલ તોડીને જાળીથી ના'સે તે ભલે ના'સે પણ તે કાંઇ છૂટવાનો માર્ગ નથી. છૂટવાનો જે સીધો માર્ગ કહેવાયઃ બાકી બને તે વાત જુદી. તે જ રીતે ગૃહિલિંગે, અન્યલિંગે મોક્ષ થાય એ રાજમાર્ગ નહિ. એ માર્ગ નહિ, ત્યાં આશ્ચર્ય !

ગૃહસ્થના વેષમાં, અન્યલિંગમાં કેવળજ્ઞાન મળી શકે પણ કેવળ-જ્ઞાન થયા પછી જો આયુષ્ય હોય તો સ્વલિંગનો (રજોહરણાદિનો) સ્વીકાર કરવો પડે; કેમકે સર્વવિરતિ એ આત્માનો સ્વભાવ છે. આત્માના સ્વભાવને દેખાડનારાં ચિહ્નો જ આ છે.

ગૃહસ્થાશ્રમ તથા બીજાં તમામ કારણો કે જે કારણો વિષયકષાયનાં છે તેનો ત્યાગ કરવો એ જ આત્માનો સ્વભાવ છે. સ્વભાવમાં રમનારે સ્વલિંગને ધારણ કરવું જોઇએ.

## કેવળજ્ઞાન તથામોક્ષ ત્યાગથી જ મળેઃ રાગથી કદી નહિ

કેવળજ્ઞાન કદી તેવા સ્થાનમાં થઈ જાય પણ પછી તે સ્થાને રહેવાય નહિ. ઈન્દ્રાદિ વંદન પણ પછી કરે. પ્રથમ વેષ આપે, તે ધારણ કરાયા પછી વંદન કરે, વ્યવહાર એ, રાજમાર્ગ એ.

જેઓ અન્યલિંગે તથા ગૃહિલિંગે સિદ્ધ થયા, કેવળજ્ઞાન પામ્યા તે પણ ક્યારે? સ્વલિંગની ભાવના થવાથી. ગૃહિલિંગમાં તથા અન્યલિંગમાં

ગૃહિલિંગની તથા અન્યલિંગની ભાવનાથી કોઈ પણ આત્મા કદી પણ સિદ્ધ થયો નથી, થતો નથી ને થશે પણ નહિ, એ જ નિયમ; એમાં અપવાદ જ નહિ, અપવાદ લિંગ પૂરતોઃ ભાવનામાં નહિ.

મોક્ષે જનારમાં, કેવળજ્ઞાન પામનારમાં પરિણામ તો ત્યાગનાં જ હોય. રાગના પરિણામવાળો કદી કેવળજ્ઞાન ન પામે, કદી મોક્ષ ન મેળવી શકે. રાગ તો સંસારમાં જ રખડાવનાર છે. ચારે ગતિમા રખડાવનાર જ રાગ છે. રાગનો રાગ જાય એ જ ત્યાગ. ત્યાગભાવના આવે ત્યારે જ સંસારથી છુટકારો થાય. જેને ત્યાગભાવના આવે તે ત્યાગી થયા વિના રહે ખરો? ત્યાગ એ જ આત્માનો સ્વભાવ: રાગ એ જ આત્માનો વિભાવ. અનાદિ કાળથી આત્મા રાગથી જ સંસારમાં રખડી રહ્યો છે. તેમાંથી છૂટવું હોય તો ત્યાગ સ્વીકાર્યે જ છૂટકો. ત્યાગ એ જ આત્માનો સ્વભાવ. સ્વભાવમાં રમણતાથી જ મોક્ષ. ત્યાગ જ મોક્ષ મેળવી આપે. રાગથી મોક્ષ દૂર છે. ત્યાગથી મોક્ષ નજીક આવે છે,

અન્યલિંગે, ગૃહિલિંગે પણ કોઈ સંયોગવશાત્ તેવા ત્યાગના પરિણામ થયા તો ત્યાગના યોગે થતી કાર્યસિદ્ધિ થાય તે સહજ છે. કાર્યસિદ્ધિ થાય એટલે જેના યોગે તે કાર્યસિદ્ધિ થઈ તે વેષ જ, તે કારણ જ, તે ચિહ્ન જ સ્વીકારવું જોઈએ.

### રાજમાર્ગ તે રાજમાર્ગ

કોઈ કેદી સારી ચાલથી, હૃદયના પશ્ચાત્તાપથી, વર્તણુંકના સુધારાથી વહેલો છૂટે તેમાં છૂટકારાનું કારણ તે કેદ કે સારી ચાલ વગેરે? છૂટયા પછી તે કેદી જો છૂટકારાને જ ઇચ્છતો હોય તો બહાર જ સારી ચાલ રાખે કે ફરીને કેદમાં જઈને ત્યાં સારી ચાલે ચાલવા ઇચ્છે? રાજમાર્ગ તે રાજમાર્ગ.

सुखदुःखे प्रियाप्रिये (यो० शा० १, श्लोक० १०)

દરેક આત્મા અકષાય–સ્વરૂપ છે. નિગોદનો આત્મા તથા સિદ્ધનો આત્મા સ્વરૂપે, સ્વભાવે સરખો છે· પુણ્યનો સંયોગ તથા સ્વરૂપ પ્રગટવું એમાં ફરક છે.

ઇતિરમાં 'आत्मवत् सर्वभूतेषु કહ્યું એનો અનર્થ ન થાય માટે તો કલિકાલસર્વજ્ઞ ભગવાન **શ્રીહેમચંદ્રસૂરિજીને** શ્લોક બદલવો પડયો. 'હું ધરાયો માટે કોઇ ભૂખ્યો જ નથી' આવું 'आत्मवत् सर्वभूतेषु' વાકયથી વિચારાય નહિ. 'હું નીરોગી માટે બધા નીરોગી, હું રોગી માટે બધા જ રોગી' એમ માનવું નહિ, 'હું ધનાઢય માટે બધા ધનાઢય, હું રાંક માટે બધા રાંક, એમ માનવાની ભૂલ કરવી નહિ. આ વસ્તુમાં અનર્થ ન થાય, સમજફેર ન થાય માટે કલિકાલસર્વજ્ઞ ભગવાને ઉમેર્યું, ફેરવ્યું કે सुखदुःखे प्रियाप्रिये।। અર્થાત્ પોતાને જેવુ સુખ વહાલું છે, તેમ બધાને સુખ વહાલું છે. પોતાને દુઃખ અળખામણું છે તેમ જગતમાં દુઃખ બધાને અપ્રિય (અળખામણું ) છે. તાત્પર્ય કે–જગતના જીવમાત્રને સુખ વહાલું છે, દુઃખ અળખામણું છે.

## પ્રયત્નમાં ફરક છે

આ જીવ સંસારમાં અનાદિ કાળથી રખડે છે: તમામ જીવો જેઓ ચાર ગતિરૂપ સંસારમાં અનાદિ કાળથી પરિભ્રમણ કર્યા કરે છે તે બધાનું ધ્યેય તો સુખ મેળવવું તથા દુઃખથી દૂર રહેવું છે. આ જીવ કદી પણ પ્રયત્ન વિના રહ્યો છે એમ તો કહેવાશે જ નહિ, અનાદિ કાળથી પ્રયત્ન ચાલુ છે, ધ્યેય સુખની પ્રાપ્તિ તથા દુઃખ દૂર કરવાનું છે; છતાં તે ધ્યેય સિદ્ધ કેમ થતું નથી? પ્રયત્ન ચાલુ, સમય પણ થોડો ઘણો નહિ પણ અનાદિ કાળનો, છતાં ધ્યેય સિદ્ધ ન થાય, સુખ ન મળે, દુઃખ દૂર ન થાય, પરિભ્રમણ ન અટકે ત્યારે ત્યાં કાંઈક કારણ હોવું જ જોઇએ ને? છતે પ્રયત્ને, અનંતો કાળ ગયે છતે સિદ્ધિ ન થાય, ત્યારે માનવું જ રહ્યું કે પ્રયત્નની

દિશામા, પ્રયત્નના પ્રકારમાં જ વાંધો છે. પ્રયત્ન યોગ્ય દિશામાં નથી કરવામાં આવ્યો માટે સિદ્ધિ થઈ નથી, સુખ મળ્યું નથી. દુઃખ ટળ્યું નથી, પરિભ્રમણ અટક્યું નથી અને એવો જ પ્રયત્ન ચાલુ રહે તો કાંઈ જ વળે નહિ.

ત્યારે કેવો પ્રયત્ન કરવામાં આવે તો ધ્યેય ફળીભૂત થાય ?

એ તો દીવા જેવું છે કે અત્યાર સુધી કરવામાં આવેલો પ્રયત્ન કારગત થયો નથી માટે તેવો પ્રયત્ન તો નહિ જ; એથી જુદા જ પ્રયત્નની જરૂર છે કે જેથી કાયમનું દુઃખ દૂર થાય અને કાયમનું સુખ પ્રાપ્ત થાય.

હવે એ પ્રયત્ન કેવો, કોણે કર્યો, વગરે તે અધિકાર અગ્રે વર્તમાન.



વ્યાખ્યાન

# એવી ચિંતા કોને થાય ? ૩૭

## અસીલ મૌન છતાં વકીલની વકીલાત

શાસ્ત્રકાર મહારાજા ભવ્ય જીવોના ઉપકારને માટે ધર્મોપદેશ દેતા થકાં જણાવે છે કે-આ સંસારમાં આ જીવ અનાદિ કાળથી રખડયા કરે છે. ચાર ગતિમાં, પાંચ જાતિમાં તેની રખડંપટ્ટી કાંઈ મર્યાદિત વર્ષોની નથી પણ અનાદિ કાળની છે. આ રખડવું શાથી ચાલુ રહ્યું છે? કોઇ મહાન્ અર્થ સિદ્ધિ માટે રખડંપટ્ટી છે? તેમ નથી. આ જીવને રખડાવે છે તેમ નથી અગર રખડવું વહાલું લાગ્યું હોય તેમ પણ નથી. આ જીવ રખડે છે, રખડી રહ્યો છે તેમાં તેને અગર કોઈને લાભ છે તેમ પણ નથી.

અહીં તર્ક થાય, પ્રશ્ન થાય કે શાસ્ત્રકાર જીવની ફરિયાદ વિના શા માટે આ કથન કરે છે? અસીલ ફરિયાદ કરવા તૈયાર નથી તો વકીલ શા માટે બોલે છે? 'મારું' ચોરાયું' એમ જ્યાં સુધી અસીલ કહેતો નથી ત્યાં સુધી 'આનું ચોરાયું' એમ વકીલ કહે તે શું કામ લાગે? પ્રતિજ્ઞાપૂર્વક ફરિયાદ તો અસીલે રજૂ કરવી પડે, તેમ ન થાય ત્યાં સુધી તે કોણ સાંભળે? કોર્ટને ત્યારે જ તે ફરિયાદ સાંભળવાનો હક્ક છે કે જયારે અસીલ પ્રતિજ્ઞાપૂર્વક ફરિયાદ રજુ કરે, તે રીતે પોતાનું કેવળજ્ઞાનાદિક ધન હરાયાની ફરિયાદ જીવો (શ્રોતાઓ) તો કરતા નથી.

અમુક મનુષ્યે ભરમાવીને રખડાવ્યો તેવી પણ ફરિયાદ નથી, કર્મ રાજાએ ફસાવ્યાની પણ શ્રોતાની ફરિયાદ નથી, છતાં તમો રખડો છો, તમારું કેવળજ્ઞાનાદિ આત્મારૂપી ધન હરાઈ ગયું છે અથવા આ જીવ રખડે છે. એઓનું કેવળજ્ઞાન કેવળદર્શનાદિ ધન હરાઈ ગયું છે'

એમ શાસ્ત્રકારો શાથી વકીલાત કરે છે ? શ્રોતાઓને તો ફરિયાદની ભાવના સરખી નથી, કલ્પના પણ નથી ! શાસ્ત્ર અગર શાસ્ત્રકારોને તો ત્યારે હક્ક કે જ્યારે શ્રોતાઓ કહેતા આવે.

આવા તર્કનું સમાધાન એ છે કે–જીવને પોતાની સ્થિતિનું, અવસ્થાનું, દશાનું ભાન જ નથી, પછી એ બોલે શાનો ? પાણીમાં રહેલો મનુષ્ય બોલે કે ન બોલે, એને 'પોતાને કોઇ બચાવે' એવી ભાવના પણ હોય કે ન હોય, છતાં કાંઠે રહેલા સજ્જનનો, દયાળુનો શો ધર્મ ? કહો કે તેઓનો ધર્મ તો ડૂબતાને બચાવવાનો જ છે. ડૂબનારો કહે કે ન કહે પણ તેઓએ (કાંઠે ઊભેલાઓએ) ડૂબતાને બચાવવાના પ્રયત્નો કરવા જ જોઇએ. અસીલનું દૃષ્ટાંત લાગુ કરી, ડૂબતાને ન બચાવવો એમ દુનિયા માને છે ? ડૂબતો બૂમ મારે, મદદ માગે તો જ બચાવવાનો પ્રયત્ન કરવો, એમ દુનિયાએ માન્યું છે ખરું ? કહેવામાં આવે કે બિચારો ડૂબતો માણસ તો સાનભાન ગુમાવી બેઠેલો છે. પોતે જીવતો છે કે મર્યો છે એનું પણ તેને ભાન નથી, તો ભાન વગરનો મનુષ્ય ન બોલે તો શું કાંઠે ઊભેલો દયાળુ પુરુષ મદદ ન કરે ? વાત સાચી કે મદદ કરે જ.

દુનિયાનો એ વ્યવહાર છે કે ડૂબેલાને ભાન હોય કે ન હોય 'મને કોઈ બચાવે' એવો વિચાર તેને આવ્યો કે ન આવ્યો હોય; તે મદદ માંગે કે ન માંગે તો પણ એ કશાની દરકાર કર્યા વગર, તમામ પ્રયત્ને, ગમે તેવા પ્રયત્ને તેને બચાવી લેવો જોઈએ. કોઇ એમ કહે કે 'મેં અમુકને ડૂબતો દેખ્યો તો હતો પણ તેણે કાંઈ બૂમ પાડી નહિ, બચાવની મદદ માગી નહિ માટે મેં કાઢયો નહિ' તો એમ કહેનારને તમે કેવો ગણો ? તે જ રીતે તમામ સંસારરૂપી દરિયામાં ડૂબી રહ્યા છે અને તે બિચારાઓને પોતાની દશાનું લેશ પણ ભાન નથી. તેઓ પોતે પોતાને તારવાનું, ઉગારવાનું કહે કે ન કહે તો પણ તારવાને તારકોએ તો કટિબદ્ધ થવું જ જોઇએ. જેઓ એ રીતે બચાવવાનો પ્રયત્ન ન કરે, ડૂબતાને બચવવા ઘટતું ન કરે તો તેઓને શાસ્ત્રકારો સમ્યગ્દૃષ્ટિ ગણવાની ના કહે છે.

**સિદ્ધિ ભાગ્યથી, પ્રાપ્તિ ઉદ્યમથી**

જે આત્માઓ સંસારને સમુદ્ર ગણે તે જીવો, તે સમ્યગ્દૃષ્ટિ જીવો બીજા ડૂબતા જીવોને વગર પ્રેરણાએ તારવાને માટે કટિબદ્ધ થાય જ. જો તેઓ એમ કટિબદ્ધ ન થાય તો તેઓ સમકિતી નથી. જેઓ ધર્મ સમજ્યા તે સમ્યક્ત્વ સમજ્યા છે, શાસ્ત્ર સમજ્યા છે, શાસ્ત્રાનુસારે આત્મસ્વરૂપ સમજ્યા છે. તેઓ પોતાના આત્માને અને બીજા જીવોને તારવાને કટિબદ્ધ જ હોય છે. કટિબદ્ધ હોય જ છે.

એક જીવ મોક્ષનું સ્વરૂપ સાભળે, કેવળજ્ઞાનીના ગુણો સાભળે, પછી જ એને મોક્ષ, કેવળજ્ઞાન, વીતરાગપણું હૃદયથી રુચે છે; પ્રશ્ન થાય છે કે ત્યારે એ જીવને ઉદ્યમમા નડે છે કોણ?

**નશીબની ખામી અર્થાત્ પુણ્યની ખામી.**

દુનિયામાં આવતી ઋદ્ધિ, સમૃદ્ધિ, સંપત્તિ આદિને કોઈ અટકાવતું નથી. સંપત્તિ ગમે છે સૌને. ઉદ્યમ સૌનો સંપત્તિ આદિ માટે છે, છતાં ન મળે ત્યાં કાંઇ કારણ?- જરૂર કારણ છે અને તેનું જ નામ લાભાંતરાય કર્મ. અને તે ક્ષયોપશમ અનુસાર જ પ્રાપ્ત થાય. **દુનિયાના પૌદ્ગલિક પદાર્થોની પ્રાપ્તિનો આધાર લાભાંતરાયના ક્ષયોપશમ ઉપર છે.**

**ઉદ્યમ સિદ્ધ પદાર્થ (પૌદ્ગલિક)ને લાવી આપનાર ભાગ્ય છે.** ભાગ્યના સ્થાને ભાગ્ય, ઉદ્યમના સ્થાને ઉદ્યમ. ખેતરમાં અનાજ તૈયાર થયું, તીડ ન પડયાં, ઉંદર ન પડયા, વૃષ્ટિ યોગ્ય થઈ, નિર્વિઘ્ને અનાજની ઉત્પત્તિ થઇ ત્યાં સુધી ભાગ્ય ખરું પણ પછી કાંઈ ઘઉંના દાણા ઊડી ઊડીને આવીને ઘરના કોઠારમાં ભરાઈ જવાના નથી; પછી તો ઉદ્યમ જોઈશે જ. દાણાની ખેતીમાં પણ ઉદ્યમ એમ તો પ્રથમથી આવશ્યક, પણ કુદરતની અનુકૂળતા સચવાય, સાંપડે ત્યાં સુધી ભાગ્ય પણ પછી પ્રાપ્તિ તો ઉદ્યમથી જ. **સિદ્ધિ ભાગ્યથી, પ્રાપ્તિ ઉદ્યમથી.**

## તલમાંથી તેલ પોતાની મેળે બહાર નીકળે ?

તલમાં તેલ છે એ વાત ખરી. તલમાં તેલ નથી એમ તો કોઈથી કહેવાય જ નહિ. તલમાં તેલ તો છે જ, પણ નીકળે ક્યારે ? તલમાં તેલ હોવું, થવું એ કર્મથી, ભાગ્યથી, પુણ્યથી: તેવા સંયોગ સુધી કર્મનું કાર્ય, પણ પછી તલમાંથી તેલનો ઝરો વહેવા માંડયો એવું બન્યું ? જેના ઘેર તલમાંથી તેલનો ઝરો નીકળ્યો એવો કોઈ નશીબદાર ઘાંચી દેખ્યો ? તૈયાર તેલની પ્રાપ્તિ ઉદ્યમને આધીન છે. આ દૃષ્ટાંત તો દુનિયામા દેખીતું જ છે ને ?

## કર્મ એ જ શત્રુ ! કર્મ શત્રુ જ !

દુનિયાની દૃષ્ટિએ ભાગ્ય તથા ઉદ્યમને ક્યાં તથા ક્યારે અવકાશ તે જણાવ્યું. આત્માની અપેક્ષાએ નશીબને નવો અવકાશ જ નથી. નવો અવકાશ મારા માટે જ છે. આ જીવને બાદરપણું, ત્રસપણું, પંચેન્દ્રિયપણું, મનુષ્યપણું મળ્યું તે ભાગ્ય યોગે, આત્મકલ્યાણને અંગે. એ ભાગ્યની જરૂર પહેલે નંબરે છે. બાદરપણા વિના, ત્રસપણા વિના, યાવત્ પૂર્ણ પંચેંદ્રિયપણા વિના કલ્યાણ થવાનું નથી. સૂક્ષ્મ એકેન્દ્રિય-પણામાંથી આગળ વધવામા ભાગ્ય જ કારણ છે, ત્યાં પ્રયત્ન નથી. ત્યારે કહો કે મોક્ષની પ્રાપ્તિમાં પણ નશીબનો થાંભલો જોઇએ છે. એ થાંભલો ખરો, પણ જૂનો નવો નહિ. નવો તો પ્રયત્ન, નવા પ્રયત્ન માટે મગજમાં જે આ વાત આંકી રાખે તે જૈન નહિ. જૈન માત્રના મગજમાં, એકૂકે એક જૈનના મગજમા કઇ વસ્તુ રમતી હોવી જોઈએ કે જેનાથી તે જૈન કહેવાય. તે વસ્તુ કઇ ? 'કર્મને શત્રુ' માનવો તે.

જૈનની માન્યતા જ એ હોય કે કર્મ શત્રુ જ છે, આત્માનો શત્રુ જ કર્મ છે. કર્મ જ શત્રુ છે. કર્મને શત્રુ માને તે જૈન, તે જ જૈન કે જે કર્મને શત્રુ માને. ગળથુથીમાંથી જ એ મન્તવ્ય: એ જ મન્તવ્યની ગળથુથી જૈન માત્રની હોય. જૈનદર્શનમાં મહામંત્ર નવકાર છે. તેનું પહેલું પદ જ 'नमो अरिहंताण', છે. અરિહંત ભગવાનને નમસ્કાર થાઓ અર્થાત્ શત્રુને હણનારને નમસ્કાર થાઓ. એ શત્રુ કયા ? કયા

શત્રુને હણનારને નમસ્કાર છે ? કર્મરૂપી શત્રુનો નાશ કરનારાઓને નમસ્કાર થાઓ ! શાસ્ત્રકારો રણસંગ્રામ યાને સમરાંગણ કરી દે છે, રજૂ કરે છે. કોની વચ્ચે યુદ્ધ ? સમરાંગણમાં યોદ્ધા કોણ? **શ્રીતીર્થંકર** મહારાજાઓ અને કર્મ, આ મલ્લ તથા પ્રતિમલ્લ.

## રાજમાર્ગ, છીંડીમાર્ગ વગેરે વિષે વિપરીત કથન

શ્રી તીર્થંકર મહારાજાનાં સમોવડીઆં કર્મ છે. કર્મોના સમોવડીઆ શ્રી તીર્થંકર મહારાજા છે. શ્રી તીર્થંકર મહારાજા તથા કર્મ એ બેનું પરસ્પર યુદ્ધ. શ્રી તીર્થંકર મહારાજાએ વ્યૂહરચના કરી છે તે જેવી તેવી નહિ પણ અપૂર્વ ! ખરેખર અપૂર્વ ! પૂર્વે કદી નહિ થયેલી એવી અપૂર્વ વ્યૂહ રચના કરી માટે તો વિજય થયો, કાયમી વિજય થયો, કાયમી પરાજિત આત્મા વિજેતા થયો. સેવક હતો, તે સ્વામી થયો માટે એ વ્યૂહરચના અપૂર્વ. બન્નેએ સમરાંગણમાં સામસામે લડયા. હારનારો પક્ષ કયો ? સંસારની અપેક્ષાએ કહી શકાય કે–

" कत्थइ जीवो बलिओ, कत्थइ कम्माइं होंति बलियाइं । "
धर्मसं० गा० ७८०

કદીક જીવ બળવાન: કદીક કર્મ બળવાન; આમ કહી શકાય. આમાં પણ તર્ક કરનાર તર્ક કરી શકે. કદાચ કોઈ કહે કે 'આ બરાબર નથી. કેમકે કર્મો જ બળવાન દેખાય છે, જીવ બળવાન દેખાય જ છે કયાં ? અનાદિ કાળથી કર્મો જ બળવાન છે. સંસારની રંગભૂમિ ઉપર મોટે ભાગે કર્મો જ બળવાન છે. જીવો તો અનાદિ કાળથી રખડે જ છે. તેમાં કવચિત્ જીવ બળવાન થાય છે. અનંતાનંત જીવોમાં કોઈક જીવો, ગણતરીના જીવો બળવાન થાય છે: કહો કે કોઈક કાળે બળવાન થાય છે.'

આ તર્કની દૃષ્ટિએ, આજકાલના શ્રદ્ધારહિતો કહે છે ને કે 'સંસારમા, મિથ્યાત્વમાં તથા અવિરતિમાં રહેવું એ રાજમાર્ગ: કોઈક જીવે કવચિત્ અંગીકાર કર્યો તે રાજમાર્ગ નહિ: એ તો છીંડી; આ

તમામ કુતર્કો છે. એ અવળે માર્ગે દોરનારા છે, કુપથને રાજમાર્ગ ગણાવનારા છે અને સાચા રાજમાર્ગને (કુમાર્ગ તો તેઓ કહી શકે તેમ નથી) છીંડી ગણાવનારા છે. આવાઓની વ્યાખ્યા કેવી વિપરીત! 'જે માર્ગ થોડાઓ અખત્યાર કરે તે છીંડી!' આ વ્યાખ્યા ખોટી છે. આવી ખોટી, અવળે માર્ગે દોરનારી વ્યાખ્યાથી તેવાઓ સમ્યક્ત્વ પામવું, તેમને વિરતિ લેવી, તેમને કષાયરહિતપણું પ્રાપ્ત કરવું તેને છીંડી તરીકે જણાવે છે.

દુનિયામા પથ્થર ઘણા, કાંકરા ઘણા પણ મોતી, માણેક, રત્ન, હીરા તો થોડાક જ. ઝૂપડાં જ ઘણા હોય, મહાલયો, વિશાલ મહેલો તો થોડાક જ હોય. થોડુ તે હલકું કે ઉત્તમ? ઉત્તમ જ: પણ આ બિચારાઓને એ વસ્તુનો ખ્યાલ જ નથી કે ઉત્તમ માર્ગ કોને કહેવો? અધમ માર્ગ કોને કહેવો? રાજમાર્ગ કોને કહેવો? છીંડીનો માર્ગ કોને કહેવો? એમને તો 'મુખ છે માટે બોલવુ' એટલે બોલે છે અને યથેચ્છ બોલે છે.

પથ્થરના ચોરસા ઉપર બેસનારા ઘણા હોય પણ સાચાં મોતીથી જડેલા ચોરસા ઉપર બેસનારા થોડાક જ હોય, પણ થોડું હોય કે થોડા હોય તે તે ઉત્તમ નહિ એમ કહેવું એ મૂર્ખતા નથી? ખોટી વ્યાખ્યા કરવી, ખોટી વ્યાખ્યાનો પ્રચાર કરવો એ પરને અવળે માર્ગે દોરનાર છે અને તે જ સ્વને પણ વિઘાતક છે. પોતાનું મન્તવ્ય ખોટું છે, ઉપરાંત બીજાને પણ ઉન્માર્ગે દોરવામાં આવે તે વધારામાં! **બોલનારાએ પ્રથમ તો જે વસ્તુ બોલય તેનો અભ્યાસ કરવો જોઈએ, વિચાર કરવો પછી જ બોલાય;** વિપરીત કથનથી તો ગેરલાભ જ થાય. પોતાને પણ ગેરલાભ તથા પરને પણ ગેરલાભ.

## મોક્ષે ગયા કેટલા? નિગોદનો અનંતમો ભાગ!

જૈન દર્શનના મન્તવ્યાનુસાર તો 'કર્મના ક્ષયોપશમથી જે બને તે ઉત્તમ' આ વ્યાખ્યા છે, પછી ત્યાં અલ્પ કે અધિક, થોડા કે ઘણાના

પ્રશ્નને અવકાશ જ નથી. દેવ, ગુરુ આદિ વગરના યુગલિયાના ક્ષેત્રમાં કોઇ દુઃખી નહિ તેથી તે હલકા ? આ ગણતરી ઓછી કે વત્તી સંખ્યાના આધારે નથી પણ પુણ્યપ્રકૃતિના ઉદયથી કે કર્મના ક્ષયોપશમથી મળે તે ઉત્તમ. એ રીતે આત્માના ગુણો પણ કર્મના ક્ષયોપશમથી પ્રગટ થાય. બધો આધાર જ કર્મના ક્ષયોપશમ ઉપર છે. કર્મનો ક્ષયોપશમની જ આ દર્શનમા પ્રાધાન્ય છે. આ દર્શનમાં થિયરી જ કર્મની છે. **આપણે પરમાત્માને બનાવનાર નથી માનતા, બતાવનાર માનીએ છીએ** એટલે જીવને બનાવાયો માનીએ તો તો આદિ માનવું પડે. જીવ અનાદિ છે, જગત અનાદિ છે. કર્મના કારણે જ જીવની આ ચતુર્ગતિરૂપ સંસારમાં રખડપટ્ટી અનાદિ કાળથી છે.

જેઓ તીર્થંકરો થયા તે પણ આપણા જેવા જ જીવ હતા. જેમ બીજા જીવો ચતુર્ગતિરૂપ સંસારમાં રખડે છે તેમ તે આત્માઓ પણ ચતુર્ગતિ રૂપ સંસારમાં રખડતા હતા. એ જીવો પણ અનાદિ કાળથી રખડયા જ હતા ને ? એ જીવો આજે મોક્ષમાં બિરાજમાન છે શું મોક્ષે જવું એ છીંડીનો માર્ગ ? વિપરીત વ્યાખ્યા કરનારાઓ કે જેઓ એમ કહે છે કે 'જે માર્ગ થોડાઓ લે તે છીંડી' તેઓના હિસાબે તો એમ જને ? મોક્ષે તો થોડાક જ ગયાને ? મોક્ષે કેટલા જીવ ગયા ? અનંતા ગયા. પણ અનંતે અનંતે ફરક ખરો ને ? અનંતાનંતું ખરું કે નહિ ? અત્યાર સુધી મોક્ષે ગયા કેટલા ? કહો કે નિગોદનો અનંતમો ભાગ.

### દરિયો ખાલી થઈ જશે

દરેક ચોવીસીએ તીર્થંકરો ચોવીસ હોય છે, પણ કેવળજ્ઞાન પામીને મોક્ષે અસંખ્યાતા જીવો જાય છે. તર્ક જ કરવા હોય તેને માટે દરેક પળ, દરેક પ્રશ્ન તૈયાર છે. કોઈને એમ થાય કે આ રીતે એક વખત એવો આવવો જ જોઇએ કે જ્યારે જીવમાત્રનો મોક્ષ થઈ ગયો હોય, કોઈપણ જીવ એવો ન હોય કે જેને મોક્ષ થવાનું

બાકી હોય. આવો તર્ક કરનારાઓને બરાબર સમજવા માટે એક દષ્ટાંત દેવામા આવે છે.

## દેવદત્ત અને દરિયો

દેવદત્ત તથા યજ્ઞદત્ત નામના બે મિત્રો એક વખત દરિયાકાંઠે ફરવા ગયા. ત્યાં કાંઠે ઊભા રહ્યા. દેવદત્તે સહજ રમતમાં દરિયાના પાણીમાં ટાંકણી બોળી, પછી ખંખેરીને પાછી મૂકી દીધી. આ જોઈને યજ્ઞદત્ત તેને ઉદ્દેશીને બોલ્યો :– 'મૂર્ખા ! આ તેં શું કર્યું ? આમ જો કરવામાં આવે તો તો દરિયો ખાલી થઈ જાય !'

હવે વિચારો કે બાજુમાં ઊભો રહેલો વિષ્ણુદત્ત આ બેમાં કોને મૂર્ખ ગણે? દેવદત્તને કે યજ્ઞદત્તને ? જે પાણી ઘડાથી ભરવાથી, કોઠો ભરવાથી, ગમે તે પાત્રે ભરી જવાથી ખાલી થવાની કલ્પના નથી, સંભાવના નથી. ત્યાં ટાંકણીનો છેડો બોળવાથી દરિયો ખાલી થવાની શંકા ? દરિયાની અપેક્ષાએ ટાંકણીના છેડે પાણી આવે કેટલું ? ટાંકણી ઉપરના પાણીથી દરિયો ખાલી થવાની કલ્પના જ ન આવે તો 'આ દરિયો કદીક ખાલી થઈ જશે.' એવા પ્રશ્નને તો સ્થાન જ ક્યાં છે ? એમ દરિયો કદી ખાલી થવાનો નથી.

અતીત કાળે જે જીવો મોક્ષે ગયા, વર્તમાન કાળમાં જે જીવો (જે ક્ષેત્રમાં મોક્ષે જવાનું હોય ત્યાં) મોક્ષે જાય છે. ભવિષ્યના અનંતા કાળમાં જે જીવો મોક્ષે જશે તે તમામ જીવોને ભેળા કરીએ અને બીજી બાજુ અસંખ્યાતી નિગોદમાંથી એક જ નિગોદ લઈએ તો તે એક નિગોદનો પણ પેલા મોક્ષે ગયેલાઓની સંખ્યા તો અનંતમો ભાગ છે. ટાંકણીને છેડે પાણી તથા દરિયા વચ્ચેનું આંતરું વધારે કે આ ? અહીં તો અનંતગુણું આંતરું. સોયના અગ્રભાગ ઉપર રહેલ નિગોદના જીવો અનંતા છે.

બધા જ જીવો મોક્ષે ચાલ્યા જશે, બધા જ જીવોની સિદ્ધિ થઇ જશે, સંસાર ખાલી થઈ જશે એ શંકા કેવી ? એવી શંકા કરનાર કેવો ગણાય ?

## વિચિત્ર દરદી

એક તેવા દરદીનું દૃષ્ટાંત વિચારવા યોગ્ય છે. એક દરદી એવો છે, બિચારાને એવો વ્યાધિ છે કે જો તેને ગરમ અપાય તો લોહી પડે અને ઠંડું ભોજન અપાય, ઠંડા ઉપચારો કરાય તો તેને વાયુ થાય. બિચારાને ન અનુકૂળ આવે ગરમ કે ન અનુકૂળ આવે ઠંડું, એવા દરદી પણ જો વૈદ્યનું માને તો તો કોઠાનો જાણકાર વૈદ્ય જરૂર ઉપાય કરે. પણ દરદી એવો કમનશીબ કે માને જ નહિને! એને તો ભેજામાં ભૂત ભરાયેલું એટલે વૈદ્ય જે બતાવે ત્યાં બોલ્યા કરે કે 'આ તો ગરમ, આનાથી તો લોહી પડે. આ તો ઠંડું, આનાથી તો વાયુ થાય. આવી કોટીનો જીવ, મિથ્યાત્વથી ઘેરાયેલો આ પ્રકારનો જીવ શાસ્ત્રનું એકાંત હિતકર વચન પણ માનવા તૈયાર નથી.

એને ઊલટું સંસાર ખાલી થવાની બીક લાગે છે. જો કે સંસાર ખાલી થઈ જવાનો નથી, પણ કલ્પના ખાતર માનો કે સંસાર ખાલી થઈ ગયો, બધા જ જીવો મોક્ષે ગયા તો કાંઈ વાંધો ખરો ? બધા મોક્ષે જાય તો કાંઈ નહાવાનું ખરૂં ? કોઈ પણ જીવ તિર્યંચ ગતિમાં, નરક ગતિમાં, દેવ ગતિમાં કે મનુષ્ય ગતિમાં ન રહે, તથા તમામ જીવો મોક્ષ પામે, શાશ્વત સુખ પામે અને ખાલી ખોખા રૂપે સંસાર રહે તો, 'સંસાર ખાલી થઈ જશે' એવો તર્ક કરનારને પૂછી શકાય કે 'તને અડચણ શી ? બધા મોક્ષે જાય તો પોતે એકલા પડી જવાનો ડર છે ? બધામાં, પોતાનો સમાવેશ કરવામાં વાંધો છે ? આખું જગત મોક્ષે જાય એ તો અપૂર્વ આનંદનો વિષય છે. એમ બને તો વાંધો શો ? અડચણ શી ? અરે ! 'સંસાર ખાલી થઈ જશે' એમ કેમ બોલાય છે ? શું સંસાર ખાલી ન થવા દેવા માટે કોઈએ ચોકીદાર નીમેલ છે ?

## બધા જ મોક્ષે જાય તો વાંધો શો ? વાંધો કોને ત્યાં ?

જો કે એવું બનવાનું નથી કે કોઇ મરે જ નહિ તથા બધા જ જીવતા રહે, પણ કલ્પના ખાતર માનો કે તેવું બને તો તેમાં વાંધો કોને ? હા ! કાયટિયાને વાંધો આવે કે જેની આજીવિકા જ બીજાના મરણ ઉપર જ છે. એનો ધંધો પડી ભાંગે, એ લાચારીમાં આવી પડે માટે એ એવું બને તેમાં, જરૂર નારાજ થાય. 'બધા જીવતા રહેવાના, હવે કોઇ મરવાનું જ નહિ' એવું સાંભળવાથી, એવા સમાચારના શ્રવણમાત્રથી કાયટિયાના ઘેર રોકકળ થાય, કલ્પાંત થાય. તેવી જ રીતે પુદ્ગલાનંદી જીવો. સંસારના કીડાઓને 'બધા મોક્ષ જાય' એમ માનવામાં મોટો વાંધો ? એને બિચારાને તો સાધા એટવા વાધા ' ' કહો ને કે એના તો રામ રમી જાય ! કેમકે એ તો વિચાર એમ કરે કે 'માર્યા ઠાર ! આ બધા મોક્ષે જાય તો હું એકલો પડી જવાનો; બાયડી છોકરાં વિના રખડી જવાનો !:' એવો જીવ તો એવા બનાવના ખબરથી બિચારો પોતાને કાળા પાણીની સજા થઈ, એમ માને. 'બધા જીવતા રહે' એ સમાચારથી જેમ મડદાને અંગે જોઈતો સામાન વેચનાર કાયટિયાને ત્યા રોકકળ થાય, કલ્પાત થાય, તેમ 'બધા મોક્ષે જાય' એ સમાચારથી કંકાશ કોને થાય ? કર્મથી પરાજિત, વિષયાધીન, વિષય કષાયના ગુલામ પુદ્ગલાનંદીઓને ! ધર્મીઓને કંકાશ ન થાય.

## ભાઇચારો એટલે ?

ધર્મીઓ તો શું માનનારા હોય ? "मा कार्षीत् कोऽपि पापानि." 'આખા જગતમાંથી કોઈપણ જીવ પાપ ન કરો' એ પ્રથમ પગથિયું છે મૈત્રીભાવનાનું. ધર્મીઓ તો મૈત્રી ભાવનાથી વાસિત હોય 'मित्ति मे सव्वभूएसु' એમ તેઓ માને–'સર્વ જીવો સાથે મારી મૈત્રી છે,' એમ તેઓ માને, કોઇ શબ્દને પકડી અવળું ન સમજાવે તે ધ્યાનમાં રાખજો. ધર્મના નાશકો સાથે મૈત્રી, સહકારના અર્થમાં ન હોય !

'મૈત્રી, મૈત્રી !' એવા વાણીવિહારમાં અટવાવાનું ન હોય. 'ધર્મનાશકોનું પણ ભલું થાય, એ પણ સન્માર્ગે આવે' એવી ભાવના જરૂર હોય; ભોળવનારાઓ શબ્દછલમાં ઉસ્તાદ હોય છે. 'ભાઈચારો' શબ્દ આવાઓએ ઠીક પકડયો છે, પણ રહસ્ય, હૃદય, હાર્દ વિચારવું જોઈએ. 'તારી મા તે મારી મા !' શબ્દ કેવો સુંદર ? વાકય કેવું સુંદર ? પણ ઊંડા ઉતરો તો અર્થ કેવો કાતીલ ! 'ભાઈચારા' શબ્દથી ભોળવનારાઓથી સાવચેત રહેવું જરૂરી છે. વાસ્તવિક ભાઈચારો એટલે જ મૈત્રીભાવના ! લાલબત્તી તો બનાવટી ભાઈચારા સામે છે.

તાત્પર્ય કે **કર્મના ક્ષયોપશમથી આત્માને ધર્મસામગ્રીની પણ સાનુકૂળતા સાંપડે, પછી પ્રયત્નની જરૂર છે.** તેમાં કર્મ સામે યુદ્ધ છે. શ્રીતીર્થંકરો, કેવળજ્ઞાનીઓ, સિદ્ધિપદ પામનારાઓ વિજયને વર્યા છે તેઓએ વિજયનો માર્ગ સ્થાપ્યો છે. એ માર્ગે જેઓ કૂચ કરશે, સાહસિક બનશે તેઓ જરૂર વિજેતા થવાના.

મૈત્રીભાવનાને અંગે તથા પછીની ભાવનાને અંગે અગ્રે વર્તમાન

———






# ભાઇચારો કોને ન ગમે ?




### ભાવના ચતુષ્ટય

પરમ ઉપકારી શાસ્ત્રકાર મહારાજા ભવ્ય જીવોના ઉપકાર માટે ધર્મોપદેશ દેતાં થકા જણાવે છે કે–આ જીવ અનાદિકાળથી ચતુર્ગતિરૂપ સંસારમાં રખડી રહ્યો છે. જીવને પોતાની રખડંપટ્ટીનું ભાન પણ નથી.

આ વિષયને અંગે ગઈ કાલે આપણે એ જોઇ ગયા કે સન્માર્ગથી ઉન્માર્ગે લઇ જનારી ટોળી, ભરમાવવા તથા ભોળવવા માટે 'ભાઈચારા' શબ્દનો ઉપયોગ કરે છે. એ શબ્દના વ્યામોહથી ભરમાવાનું નથી પણ તેના રહસ્યને જોવાનું છે. 'તારી મા તે મારી મા' આ વાક્ય બોલાય તેમાં નિર્વિકારી ઉચ્ચારણ હોય તો તો શ્રેષ્ઠ છે, નિર્વિકારપણું વ્યક્ત કરવા એ બોલાય તો તો અતિ સુન્દર, પણ ગાલિપ્રદાનાર્થ હોય તો ? 'તારી મા તે મારી મા' અર્થાત્ 'મારા બાપની બૈયર (બાયડી)' એવા અર્થમાં હોય તો તેવા શબ્દોનો, તેવા સુન્દર દેખાતા વાણીવિહારનો વ્યામોહ શા માટે ? શબ્દ તથા વાક્યનો, દરેક ચીજની જેમ સદુપયોગ તથા દુરુપયોગ બંને થઈ શકે છે. એ જ રીતે 'ભાઇચારો' શબ્દ વાસ્તવિક મૈત્રી ભાવની સાધનાર્થે કે મૈત્રી ભાવની વૃદ્ધયર્થે હોય તો તો વાંધો નહિ, પણ જો વિષયોનાં સાધનો વધારવા માટે હોય તો તો કહો કે એ શબ્દાડંબર ઝેરી છે.

શબ્દની, વાણીની, વચનની કિંમત સજ્જનને છે, લુચ્ચાઓને, લબાડોને તેવી કિંમત હોતી નથી. લુચ્ચાઓનો ચાલુ વ્યવહાર જ વિષમ હોય છે. તેવાઓ 'મા, બહેન' પણ કહેતા જાય અને જેને મા' બહેન' કહે તેની સાથે અનાચાર પણ કરે ! દૃષ્ટાંત તો વસ્તુસ્થિતિ

સમજાવવા દેવાય છે. દુરુપયોગ કરનારાઓ તો સુન્દર શબ્દોથી જ, મીઠી વાણીથી, લલચાવનારાં વાકયોથી ભોળાઓને ભરમાવે છે, વિશ્વાસ પમાડે છે અને પછી સ્વેચ્છાચારનો પ્રચાર કરે છે. 'ભાઈચારો' શબ્દ તો અતિસુન્દર છે, પણ ભાઈપણાનો ચારો થઈ જાય એવા રૂપમાં ન હોય તે ખાસ જોવાનું: 'ભાઈચારો' કોને ન ગમે? ભાઈચારો તો સૌને ગમે. મૈત્રીભાવના તો જૈન દર્શનમાં મુખ્ય છે. જૈનની, સમ્યગ્-દૃષ્ટિની મુખ્ય ભાવના કઈ હોય? 'मा कार्षीत् कोऽपि पापानि.'

'કોઈ પણ જીવ પાપ ન કરો' આજ ભાવના જૈનના હૃદયમાં રમતી હોય. એ ભાવનામાં જૈનત્વ. આથી વિપરીત ભાવનામા જૈનત્વ નહિ. 'કોઈ પણ જીવ પાપ ન કરે' એવો ભાવ તે મૈત્રીભાવના: પહેલું પગથિયું. પછી આગળ વધો, બીજે પગથિયે આવો.

દુષ્કર્મયોગે, દુર્જનના સંસર્ગના યોગે કદી કોઈએ પાપ કરી લીધું તો પણ તે દુ:ખી ન થાઓ: આ બીજું પગથિયું.

કેટલાકો માને છે કે 'ગુનો કરનારને તો સજા જ થવી જોઈએ, ગુનેગારને શા માટે જતો કરાય?' આવી માન્યતા ધરાવનારાઓથી મૈત્રીભાવના, સમ્યક્ત્વ આદિ દૂર છે. તમારા પેટમાં દુ:ખાવો ઉપડયો હોય, વાઢ આવતી હોય, શરીરમાં સણકા મારતા હોય, તમે રાડારાડ કરતા હો તે વખતે જો બાજુમાં બેઠેલો મનુષ્ય એમ કહે કે 'ઠીક થાય છે, હજી વધારે દુ:ખવું જોઈએ,' તો એમ કહેનારને કે એમ માનનારને તમે સજ્જન ગણો ખરા?

### બીજા સજાપાત્ર અને પોતે દયાપાત્ર, એમ?

'દુ:ખ શાથી વળગે છે? દુ:ખી શાથી થવાય છે? બાંધેલા પાપના ઉદયથી. **પાપના ઉદય વિના દુ:ખ હોતું જ નથી.** કોઈ પણ જીવ પાપના ઉદય વિના દુ:ખી થતો જ નથી. ભલે તીર્થંકર સ્વયમ્ કાં ન હોય. તીર્થંકર હોય, ગણધર હોય, ચક્રવર્તી હોય, ઇંદ્ર હોય, કોઈ પણ

હોય, જ્યારે જે કોઈ જે દુઃખ વેદે છે ત્યારે પ્રથમના પાપનો ઉદય જ કારણરૂપ છે. શ્રીમહાવીર દેવે કેવા કેવા ઉપસર્ગ, પરીષહો સહ્યા! એ ઉપસર્ગો શાથી થયા? પૂર્વ ભવે અજ્ઞાનવશાત્ બંધાયેલા વેદનીય કર્મને લીધેને! પેટમાં કે માથામા દુઃખે તે પણ પાપના ઉદયથી જ. ગુનાની સજા ભોગવવી જોઈએ માટે ભોગવાય છે, તો પછી આ ભાવમા પાપ કરનાર, ગુનો કરનાર દયાપાત્ર શી રીતે?'

પ્રથમ ઊંચામાં ઊંચી તત્ત્વની વાત રજૂ કરીને, સુંદર ભાવનાને ખસેડવા ઇચ્છનાર, પોતાનું મન્તવ્ય આગળ ધરે છે કે 'ગુનેગાર તો સજાને પાત્ર જ! તેના માટે દયા શાથી?' એના સમાધાનમાં એ જ દૃષ્ટાંત કે જે હમણા જણાવ્યું કે તમને પેટમાં દુ.ખે અર્થાત્ આવો તર્ક કરનારને પેટમા દુઃખે તે વખતે 'દુઃખવું જ જોઇએ' એમ કહેનાર સજ્જન ગણાય છે? એવું કથન ઉચિત મનાય છે? નહિ. ત્યારે તો એમ થયું કે 'બીજા ગુનેગારો સજાને પાત્ર અને પોતે દયાને પાત્ર!' એ ન્યાય ચાલે?

ગુનેગારને સજા થવી જ જોઈએ એવું માનવું જૈનનું ન હોય. જૈનની ભાવના તો એ હોય કે 'પાપ કરનારો પણ દુઃખી ન થાઓ.' બરાબર વિચારજો, અનર્થ ન કરશો. પ્રથમ તો એ જ ભાવના છે કે 'કોઇપણ જીવ પાપ કરો જ નહિ, પણ પાપ થયું, પાપ કરાયું તો તે પાપ કરનાર પણ દુઃખી ન થાઓ!' આ ભાવના બીજે પગથિયે. આ ભાવના એ બીજું પગથિયું.

હજી આગળ વધો. **પાપ પણ તપશ્ચર્યાથી તૂટે છે**, ખપાવાય છે. તમામ જીવો પાપને તપશ્ચર્યાથી તોડી નાખો, પણ દુઃખી તો ન થાઓ. આ ભાવના બીજે પગથિયેથી આગળ.

## કોઈ પાપ ન કરો, કોઈ દુઃખી ન થાઓ, તપથી પાપ તોડો જીવ માત્ર પાપથી છૂટો: આ ભાવના

'પાપ ન કરો' એ પહેલો મનોરથ. મનોરથ સુંદર, પણ પાપ છે

માટે તો સંસારમાં રખડંપટ્ટી છે. એટલે 'કરાયેલા પાપના યોગે પાપ કરનાર પણ દુઃખી ન થાઓ' એ ભાવના બીજે પગથિયે અને પછી આગળ તપશ્ચર્યાથી પા.પ તોડો પણ જીવ દુઃખી તો ન જ થાઓ.' એ ત્રીજી ભાવના.

એ વાત તો સ્પષ્ટ છે કે સંસારી જીવો, ચાર ગતિમા પરિભ્રમણ કરતા જીવો તો કર્મોવાળા જ છે, પાપવાળા જ છે અને પાપથી સદંતર મુક્ત થવાય ત્યારે જ મુક્તિ મળે. એમ છે માટે 'આખું જગત્ પાપથી છૂટો. મૂકાઓ, પાપથી રહિત થાઓ, મુક્તિ પામો. આ અંતિમ ધ્યેયરૂપ ભાવના.'

ધ્યેય કયું ? ધ્યેયરૂપ ભાવના કઈ? 'તમામ જીવો મોક્ષે જાઓ,' મોક્ષ વિના સુખ છે કયાં ? સંસાર તો કેવળ દુઃખમય છે, આ ભાવનાથી પુદ્ગલાનંદીઓને ગભરામણ છૂટે છે–'બધા જ જીવે, કોઈ જ મરે નહિ' આવી કલ્પનાથી કાયટિયાને ત્યાં કલ્પાંત થાય, રડારોળ થાય. કેમકે એનો બિચારાનો તો ધંધો જ મડદાંને આધારે. કાયટિયો એમ જ વિચારે કે 'બધા જ જીવતા રહેશે તો મારા બાયડી છોકરાં ભૂખે મરશે.' અહીં પણ કાયટિયા જેવા પુદ્ગલાનંદીઓને, વિષયાભિલાષીઓને 'બધા મોક્ષે જશે' એ ભાવના રૂચતી નથી પણ ખૂંચે છે, સાલે છે. એઓને એમ થાય કે 'બધા મોક્ષે જાય તો જગત કેમ ચાલે? મારૂં શું થાય? બૈરા છોકરાં વિના શું કરવું? વગેરે! કાયટિયાના ચોપડામાં નોંધ મરેલાની હોય, જન્મેલાની નોંધ એના ચોપડામાં ન હોય. અહીં પણ કાયટિયા જેવા સ્વભાવવાળાને ત્યા નોંધ પતિતોની હોય, સ્થિતની, સ્થિરની ન હોય, જન્મેલાની નોંધ તો જોશીને ત્યાં. ગોરને ત્યાં હોય. જન્માક્ષર ત્યાં મળે. કાયટિયાને ત્યાં જન્માક્ષર ન હોય, ત્યાં તો મરેલાની જ નોંધ હોય, મુઆનીજ નોંધ રાખે તે કાયટિયો.

અહીં પણ ધર્મી હોય તો તેને ત્યાં નોંધ. કોણ ધર્મ પામ્યો ? કોણ ધર્મમાં રક્ત છે? કોણ ધર્મમાં આગળ વધે છે? કોણ ધર્મની

પ્રભાવના કરે છે? તેની હોય. કોણે દીક્ષા મૂકી? કોણ ધર્મભ્રષ્ટ થયો? આવી નોંધો રાખવાનું કામ ધર્મીનું નથી, કાયટિયાનું છે. સારા ઘરનો મનુષ્ય મરે ત્યારે કાયટિયાને આનંદ થાય, કેમકે એનો વકરો સારો થાય, તેમ ધર્મમાં ઊંચે ચડેલો આત્મા કોઇ દુષ્કર્મોદયને લીધે પતન પામે તો આવા કાયટિયાને ત્યાં વાજાં વાગે, અને કોઈ ધર્મથી પતિત ન થાય તો આવા કાયટિયાઓ લમણે હાથ દઈને ઉદાસ રહેનારાઓ જેવા ઉદાસી થાય.

**કાયટિયા ન બનતા**

કાયટિયાઓના હૃદયમાં શું' ચાલી રહ્યું હોય? ગામમાં કોણ માંદું છે? કોને ક્ષય છે? ઘડી બે ઘડી કોની ગણાય છે.? બસ! આ જ રટણ! પ્રભાત થાય ત્યારથી ઊંઘે ત્યાં સુધી એના અધ્યવસાય જ એ. અહીં ધર્મકર્મના ક્ષેત્રમાં પણ કાયટિયા જેવા જીવો ચારે તરફ ચક્કર ચક્કર જોયા કરે, આંખોના ડોળા ઉલટાવી પલટાવીને પણ જુએ કે કયાય છિદ્ર છે? સાધુમાં, ધર્મીમા છિદ્ર ગોતવું, છિદ્ર સ્થપાય એવું કાંઇક ગોતવું એ જ એવાઓનું કામ. શ્મશાનના ગીધો ઊંચે ઉડે આકાશમાં' પણ તે શા માટે? માંસની પેશીઓ જોવા માટે! તેમ એવાં ગીધડાંઓ દેરાસર, ઉપાશ્રયમાં પણ ચક્કરો મારવામાં ચૂકતા નથી. 'કોઈ કરમનો ફૂટેલો મળે' એ જ તેમની દૃષ્ટિ હોય છે. માંસની પેશી ભાળે કે તરત ગીધડુ નીચે ઉતરે અને ચાંચ મારે.

મૂળ મુદ્દા પર આવીએ. **જૈનની ભાવના એક જ હોય કે 'આખું જગત, જગતના તમામ જીવો કર્મથી રહિત થાઓ! જન્મ, જરા, મરણ, આધિ, વ્યાધિ ને ઉપાધિના સાણસામાંથી જીવમાત્ર સદંતર છૂટો,** જૈન ધર્મ માનનારા દરેકની આ દૃષ્ટિ હોવી જોઇએ. જૈન સૃષ્ટિ આ છે. જૈન જગત્ આ છે.

વિષ અને તેને વધારાય, પછી બાકી રહે? તેમ પુદ્ગલાનંદાર્થે, વિષયો માટે જ સંસારમાં રમી રહેલાઓ, રાચીમાચી રહેલાઓ,

પરોપકારનો પડદો આગળ ધરીને કહે છે, પાપનૃત્ય કરનારાઓ વદે છે કે અમે તો સાધુઓ માટે સંસારમાં રહ્યા છીએ. અમે જો સંસારમાં ન રહીએ તો તમને (સાધુઓને) ગોચરી, વસ્ત્ર, પાત્ર, ઉપધિ, પાનાં, પુસ્તક, મકાન, ઔષધાદિ કોણ આપશે?' આનું જ નામ વિષને વધારનારા. એવાઓ એ જાણી લે કે ચાંલ્લાવાળા વિના બીજેથી ગોચરી આદિ ન લેવાય એવો અહીં નિયમ નથી, બીજેથી ગોચરી આદિ લેવાનો પ્રતિબંધ નથી. શાસ્ત્રથી અમને એવો પ્રતિબંધ પણ નથી, તેમ તેવો રિવાજ પણ નથી.

**સર્વવિરતિ ભાગ્યના ઉદય વિના સાંપડતી નથી.** પરમ પુણ્યનો ઉદય હોય તો જ તે સાંપડે છે. બધાને સર્વવિરતિ સાંપડે એ અસંભવિત, એ કબૂલ, પણ ભાવના કઈ? ભાવનાની વિશિષ્ટતામાં વાંધો શાથી? કોઇ એમ ઇચ્છે–'બધા પાલખીમાં બેસશે તો ઉપાડશે કોણ? માટે બધા સુખી થાઓ એમ ન ઇચ્છાય' તો તે વ્યાજબી છે?

યદ્યપિ બધા પાલખીમાં બેસનારા થવાના નથી, છતાં ભાવના તો સુન્દર હોય કે નહિ? જે મનુષ્ય પોતાની પાલખી ઉપડાવવા માટે બીજાની નોકરઅવસ્થા કાયમ માટે ઇચ્છે એના જેવો કમબખત શેઠ કોણ? એ જ રીતે જેઓ એમ ઇચ્છે કે 'શ્રાવકો હશે તો દાન દેશે માટે સાધુ ન થાય, શ્રાવકો રહે તો ઠીક, શ્રાવકો જ રહેવા જોઇએ' તેવાઓને કેવા ગણવા?

સમ્યગ્દૃષ્ટિ આત્મા, જૈન દર્શનપરિણત આત્મા તો એમ જ વિચારે કે આખા જગતની મુક્તિ થાવ. બેસવાની ડાળને કોઇ કાપે ખરૂં? એ ડાળને કાપનાર તો મૂર્ખશિરોમણિ ગણાય.

### અગ્નિ તથા ચંદન

ચંદન નજદીકવાળાને પ્રથમ સુગંધ આપે, દૂર રહેલાને સુગંધ આપે કે ન આપે. સમકિતી આત્મા ભલે બધાને તારવાનો પ્રયત્ન

ન કરી શકે પણ ભાવના તો 'બધા તરે' એવી જ હોય અને પોતાના કુટુંબને તો તારવાનો પ્રયત્ન જરૂર કરે. ચંદનનું કાર્ય જેમ સુગંધ તથા શીતળતા આપવાનું, તેમ અગ્નિનું કાર્ય બાળવાનું પ્રજાળવાનું, ભસ્મીભૂત કરવાનું. અગ્નિ બીજાને તો બાળતાં બાળે ત્યારે ખરો, પણ જ્યાં મૂકાય ત્યાં તો તરત બાળેને ? કસ્તુરી પોતાની સુગંધી દૂર તો ફેલાવતાં ફેલાવે ત્યારે ખરી, પણ નજીકવાળાને તો સુગંધીથી તર કરી જ દે. એ રીતે 'મિથ્યાત્વીનો આત્મા પોતાના કુટુંબીઓને કર્મરૂપી કીચડમાં ડૂબાડે તેવો પ્રયત્ન કરે,' ત્યારે 'સમ્યગ્દૃષ્ટિ આત્મા પોતાના કુટુંબને ધર્મરૂપી કસ્તુરીની સુગંધ આપ્યા વિના ન જ રહે. તેને એ વગર ચેન જ ન પડે.' ભાવના જગતના જીવોને અંગે ધરાવે, વૃત્તિ સર્વવ્યાપી હોય પણ પ્રવૃત્તિ કુટુંબ પૂરતી હોય. સમ્યગ્દૃષ્ટિની પ્રવૃત્તિ કુટુંબને ધર્મથી વાસિત કરવાની ન હોય એ બને જ નહિ. સમ્યક્ત્વનો પ્રભાવ જ એવો છે, સ્વભાવ જ એવો છે. 'જેઓ પોતાના કુટુંબમાં મિથ્યાત્વ ફેલાવે તેઓને અગ્નિ જેવા જાણવા' તથા 'જેઓ પોતાના કુટુંબમાં સમ્યક્ત્વ ફેલાવે તેઓને ચંદન જેવા જાણવા અગર કસ્તુરી જેવા જાણવા.'

### સમ્યગ્દૃષ્ટિનું કર્તવ્ય

સમ્યગ્દૃષ્ટિ આત્મા તો આખા જગતના જીવોને અંગે મોક્ષનો જ વિચાર કરે. સંસારના જીવ માત્ર મોક્ષ પામે, મુક્તિ મેળવે, જન્મ, જરા, મરણના પાશથી કાયમના માટે છૂટે, એ જ એના હૃદયમાં ભાવના અંકિત હોય: કુટુંબ માટે તો આગળ વધીને તે પ્રેરે, ધર્મમા જોડવાની જ પ્રવૃત્તિ કરે. ડૂબતાને કાંઠે ઊભેલો તારે એમાં જ એની શોભા: એ જ એનું કર્તવ્ય. ત્યાં એમ ન કહેવાય કે 'ડૂબતાએ મને ક્યાં બચાવવાનું કે મદદ કરવાનું કહ્યું છે ?' પાંચ સાત વરસનો છોકરો લૂંટાતો હોય તો એ ન કહે તો યે પોલીસ એને બચાવે, ગુનેગારને પકડે તથા પોતે ફરિયાદી બને: ખરું ને ?

તે જ રીતિએ મિથ્યાત્વ અજ્ઞાન ( વિપરીત જ્ઞાન )રૂપી મદિરામાં ચકચૂર બનેલાઓ પોતાની અવસ્થા રજૂ ન કરી શકે તેથી શું જૈન દર્શનના પોલીસો પોતાની ફરજ ન બજાવે? ખૂનના કેસમાં જેનું ખૂન થયું તે તો મરી ગયોને? મરનાર ફરિયાદી થઈ શકે છે? ત્યારે એની ફરિયાદ બીજા જ કરે છે ને? પોલીસ જ કરે છે ને? બીજાએ કરેલી ફરિયાદ કોર્ટ સાભળે છે કે નહિ? જેનુ ખૂન થાય છે તેને અંગે કહેવાય કે એ તો આયુષ્યના ક્ષયે મર્યો પણ મિથ્યાત્વાદિથી ઘેરાયેલ તો પ્રાણથી રહિત છે–ભાવપ્રાણથી રહિત છે. માટે સમ્યગ્દૃષ્ટિ આત્મા જૈન દર્શનનો પોલીસ ફરિયાદી બને જ. એ કદી પણ ફરિયાદી બન્યા વિના રહે નહિ. જેનું નુકશાન થઈ રહ્યું છે, જેનું હણાઈ રહ્યું છે, તેને તો એ દશાનું ભાન જ નથી, એટલે એ તો ફરિયાદ કરે એમ છે જ ક્યાં? કહો. એ એના સંબંધમા તો બીજા જાણકારે જ ફરિયાદી બનવાનું રહ્યું. બીજા જ એમને પણ કહે કે–' ભાઈઓ! તમે લૂંટાઈ રહ્યા છો, ધોળે દિવસે તમારું સાચું ધન, તમારા દેખતાં હરાઈ રહ્યું છે. એ કારણે અનાદિથી રખડી રહ્યા છો, માટે જરા સમજો અને જાતનો બચાવ કરો.' સજ્જનની ફરજ છે કે–વારંવાર અજ્ઞાનીને જ્ઞાનનું ભાન કરાવે, તેની દશાનું ભાન કરાવે.

જીવો અનાદિથી રખડી રહ્યા છે. ભવ્ય જીવો કર્મવશાત્ અનાદિથી રખડી રહ્યા છે, તેઓ જે કારણથી રખડયા કરે છે તે કારણના જ્ઞાતા શાસ્ત્રકારો તે કારણ તથા તેનું નિવારણ જણાવ્યા વિના રહે જ કેમ?

### શાસ્ત્રકારો જ વકીલ

શાસ્ત્રકારો જ્ઞાનદૃષ્ટિથી જ જોઈ રહ્યા છે તેથી તે રજૂ કરે છે. અનાદિ કાળથી જીવો રખડી રહ્યા છે એ જણાવે છે, શાથી રખડી રહ્યા છે એ પણ જણાવે છે. કોઈ જીવ ઉદ્યમ વગરનો નથી છતા કાર્યસિદ્ધિ ન થવાનું કારણ જણાવે છે અને જીવ માત્રનું ધ્યેય સુખ

મેળવવું તથા દુઃખ દૂર કરવાનો તથા કાયમનું સુખ મેળવવાનો અમોઘ, અચૂક, અપૂર્વ ઉપાય બતાવે છે,

### શાસ્ત્રકારોના હૃદયમાં કેવળ ભાવ-દયા છે.

અશરણ જગતમાંની ચારે ગતિમાં કે પાંચ જાતિમાં રખડી રહેલા જીવોની પરિસ્થિતિ તેઓ નજરોનજર નિહાળી રહ્યા છે અને એ રખડ-પટ્ટીથી એ જીવોનો કેમ નિસ્તાર થાય, એ જ એક એ આત્માઓની ભાવના છે. એથી જ તેઓ પ્રથમ તો સ્થિતિનું ભાન કરાવે છે, અનાદિ કાળનો ઉદ્યમ વિપરીત દિશામાં હતો એમ જણાવે છે. તથા હવે શી રીતે નિસ્તાર થાય ? શાશ્વત સુખ શી રીતે પ્રાપ્ત થાય ? દુઃખ સદાને માટે શી રીતે દૂર થાય ? એ તમામ જણાવે છે.

હવે એ ઉપાયો કયા કયા ક્રમે, કઈ યુક્તિએ અજમાવાય અને કાર્યસિદ્ધિ કરાય, તે સંબંધી શાસ્ત્રકારો, એ ભાવદયા પ્લાવિત તત્ત્વજ્ઞાની મહાત્માઓ જ કાંઈ કહેશે.

આ રીતે શાસ્ત્રકારોનાં વચનોને સદ્દહી, તદનુસાર પ્રવૃત્તિ કરશે તે ભવ્યાત્માઓ આ ભવ પરભવ ઉત્તરોત્તર પ્રગતિશીલ બની પ્રાંતે મોક્ષસુખમાં બિરાજમાન થશે.

  



જે લડાઈમાં તું સામેલ હોય તે લડાઈ થઈ રહે પછી નિરાંતે બેસી વિચાર કરીશ, તો તને ભૂલ માટે પશ્ચાત્તાપ થશે. સામો માણસ ગુનેગાર હશે, તો પણ તું માફી આપવામાં મગરૂરી માનીશ.



  




# મનુષ્યભવની પ્રાપ્તિ શાથી ?




શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન્ હરિભદ્રસૂરીશ્વરજી મહારાજ ભવ્ય જીવોના ઉપકારને માટે **પંચાશકની** રચના કરતાં જણાવી ગયા કે આ સંસારમાં આ જીવ અનાદિથી રખડી રહ્યો છે. તેને રખડતાં મનુષ્યભવની પ્રાપ્તિ થવી મુશ્કેલ હતી, કારણ કે મનુષ્ય–ભવની પ્રાપ્તિ તો પુણ્ય–પ્રકૃતિ મળે તો જ થાય. આ જીવ એકેંદ્રિયમાં રહ્યો થકો આટલી પુણ્ય–પ્રકૃતિ મેળવે ક્યાથી ? ક્રમે એકેંદ્રિયમાંથી આગળ ચાલતાં મનુષ્ય થયો

એવું એકેંદ્રિયમાં શું કર્યું કે જીવ બહાર આવ્યો ?

અકામનિર્જરા.

જો કાર્ય કરતી વખતે કર્મ તોડવું છે એવી ભાવના ન હોય, પણ કર્મ તૂટી જાય તો તે અકામ નિર્જરા. એકેંદ્રિય બધા સરખાં દુઃખ ભોગવે છે પણ બુરા પરિણામમાં જ રહે 'આંધળાએ રસી વણવા માંડી ને વાછરડો ખાઈ જાય' તેવું અકામ નિર્જરાથી ફળ થતું હતું.

સૂક્ષ્મ એકેંદ્રિય નિગોદપણામાં આ કર્મ, આ બંધ, એનાથી હેરાન થવાય તે વગેરેનો ખ્યાલ તેને ક્યાંથી ? જેનો ખ્યાલ ન હોય તેની મનસા ક્યાંથી થાય ? ત્યાં જેવો પ્રયત્ન થઈ રહ્યો છે, તેવો પ્રયત્ન વારંવાર થઈ શકતો નથી. મનુષ્યજિંદગીમાં હો તો ચેતવાનો અવસર છે. કર્મ કે કર્મબંધના કારણ સમજી શકો છો. આવી તમારી સમજવાની શક્તિ છે.

## સમશેરવાળો રાજપૂત

કોઈ રાજપૂતના હાથમાં તલવાર આવી હોય, યુવાન હોય પણ અફીણ ખાય ને પડી જાય તો શું થાય ? એની સમશેર, શૌર્ય શા કામનાં ?શત્રુ હલ્લો કરે તો જોવાવાળાને શું થાય ? રાજપૂતને જેટલું ખરાબ ન લાગે તેના કરતાં જોવાવાળાને હજારગણું ખરાબ લાગે. રાજપૂત તો ઘેનમા છે. તેમ જીવ મોહમદિરામાં છકેલો છે. તેની પાસે સમશેર છે. સમશેર ચલાવે તે રૂપ પરિણામ ચઢાવે તો મિથ્યાત્વથી ચઢતો થકો તે પણ સમ્યક્ત્વ પામીને મોક્ષ મેળવે. પરિણામની સમશેર હોવા છતાં તાકાત ન હોય તો શું કરે ? એની તાકાત અનંત વીર્યવાન. લોકાકાશમાં જે અણુ છે તેની ગણતરી અનંત હોય છે. શૌર્ય આટલું છે, સમશેર છે, પહેલવાનપણું છે. એઈન્દ્રિય વગેરેની ગતિ બચ્ચા જેવી છે. આવું સ્વરૂપ છતાં કર્મ પગ દે છે. અનંતવીર્યનો માલિક એવો આ જીવ બેઘડીમાં મોક્ષ મેળવી શકે. જ્યારે જીવ પર કર્મ જોર કરે છે ત્યારે એ તો મોહમાં છે, પણ કેવળી મહારાજ, શાસ્ત્રકાર સાવચેત છે. આવી તાકાતવાળા પર કર્મ હલ્લો કરે છે ! કેવળી મહારાજ તો તેવા હલ્લાથી બચી ગયા છે પણ બીજા પર હલ્લા આવે તે દેખીને ગ્લાન થાય છે.

## અહિંસા એટલે યતના.

ભગવાન્ કેવળી થઈને કેમ રહે છે ? ધર્મ કહેવાથી મોક્ષ જલદી નથી, ન કહેવાથી સંસારમાં રખડવાનું નથી, કારણ એક જ છે : જીવોનું દુઃખ મટાડવાનું, તારવાનું. દુઃખથી મુક્ત કરવાની બુદ્ધિ ન રહે તો તારવાની વાત ક્યાં રહે ? 'બીજાનું જીવવું ચાહતો નથી પણ હિંસા છોડવી ચાહું છું' આનો અર્થ શું ? પ્રાણનો વિયોગ તેનું નામ હિંસા. જીવ તો અમર છે, મરતો નથી, તેનો આદિ, અંત નથી. જીવને મરવાવાળો નાસ્તિક માને છે. તો હિંસા શી.

ચીજ ? જો જીવના પ્રાણનો વિયોગ એનું નામ હિંસા હોય તો હિંસા છોડવી તેનો અર્થ શો ? જીવના પ્રાણનો વિયોગ ન કરવો, મરણ નહિ કરવું, હિંસાનું છોડવું. તેનો અર્થ એ થયો કે મરણથી બચાવવું. કોઈ કોઈને મારી શકતો નથી. કોઈ કોઈને બચાવી શકતો નથી, તો જગતમાં હિંસા ચીજ ક્યાંથી ?

યતનાથી ચાલો. તેનો અર્થ શો ? યતના અથવા અહિંસામાં ફરક શો ?

અહિંસા–હિંસાથી હઠી જવું. યતના–હિંસા ન થાય તેવી રીતે પ્રયત્ન કરવો, યતના ત્યારે થાય કે જ્યારે બચાવવાનો પ્રયત્ન થાય. બચાવવાનો પ્રયત્ન ન માનો તો યાતના ચીજ શી ? 'એવી જગ્યાએ પરઠવવું, ટટ્ટી જવું' એનો અર્થ એ છે કે જીવો મરે નહિ.

## શા માટે તીર્થંકર નામકર્મ બાંધે છે ?

સંસારભરના દુઃખને જ્ઞાનીઓએ જોયું. તે જોઈને જ્ઞાનીને દયા આવી. તેથી તેમણે ધર્મકથન કર્યું, તીર્થંકર નામકર્મ ક્યારે ઉપાર્જન કર્યું ? જગતને દુઃખથી હઠાવી દઉં. આધિ, વ્યાધિ, ઉપાધિમા લોકો ડૂબી રહ્યા છે તેને કાઢવા. ૧૨૦ પ્રકૃતિ બંધમાં આવે છે, પણ એક એવી પ્રકૃતિ છે-(જ્ઞાનાવરણીય વગેરે અનુપયોગથી બંધાય છે. બાંધવા ચાહો કે ન ચાહો પણ એ બંધાય છે.) જિન નામકર્મ તે આવીને લાગવાવાળી ચીજ નથી. લાવીને લગાડવી પડે છે.

**શંકા**–કર્મ લાવી શકો છો ?

ઉ૦–બેશક. વીશસ્થાનકની આરાધનાની ક્રિયા એને માટે. જગતના ઉદ્ધાર માટે ક્રિયા કરે તે તીર્થંકર નામકર્મ બાંધી શકે છે.

**શંકા**–જાણી જોઈને આત્માને કર્મ લગાડયા ? મોક્ષે ત્રીજા ભવમાં જવું હોય તો જાય, પણ કર્મ શા માટે લગાડયાં ? ત્રીજા

ભવમાં મોક્ષે જાઓ તેની હરકત નથી. તીર્થંકર નામકર્મ જાણી જોઈને કેમ લગાડ્યું ? આત્માની હિંસા કરી ? જાણી જોઈને કર્મ બાંધે તે. તીર્થંકર નામકર્મ જાણી જોઈને, પ્રયત્ન કરીને, તપસ્યા કરીને તીર્થંકર નામ લગાડ્યું.

**સમા૦**–જગતનું દુ:ખ જોઈને તે દુ:ખ મટાડવાને માટે પોતાના આત્માને કર્મ લગાડ્યાં. ઉદ્ધારને માટે કર્મ લગાડવામા આવે છે. કેવળી આ કર્મ બાંધતા નથી, વીતરાગ કર્મ બાધતા નથી. આ કર્મ સરાગદશામાં બંધાય છે. તીર્થંકર નામકર્મનો બંધ ચોથાથી આઠમા સુધી થાય છે. આગળ બંધ નહિ. જ્યાં સુધી સરાગ હોય ત્યાં સુધી કર્મબંધ થાય છે.

**શંકા**–તીર્થંકર પોતે વીશસ્થાનકમાથી કયું પદ આરાધે છે ?

**સમા૦**–એકે નહિ.

**શંકા**–તો પછી બીજાને ઉપદેશ કેમ કરે છે ?

**સમા૦**–સાધુ પોતે પૂજા કરે નહિ. છતાં બીજાને કેમ ઉપદેશ આ છે?

## સાડી પહેરાવનાર ઓરત

એક શેઠ હતો. બીજા ગામમાંથી વેપારી આવ્યા. સારી સાડી આવી. શેઠનું મનપસંદ થયું. રેલ્વે મારફત બધો માલ આજે આવે છે, પહેલાં આવતો નહોતો. સાડી જોઈને ખરીદી લીધી. ઘેરે આવ્યા. ઓરતને બોલાવી કહ્યું : 'પહેર.'

ઓરત : 'વાત તો સાચી, પણ હું તમારા ખાધા વિના ખાતી નથી, તેથી આપ સાડી પહેરો, પછી હું પહેરું.'

'આપ પહેરો નહિ અને મને પહેરાવો છો ?' આમ કહેવામાં ઓરતની બેવકૂફી છે. બેવકૂફ ઓરતે પોતાની અને સ્વામીની અવસ્થાનો વિચાર ન કર્યો. તેમ 'તીર્થંકર પોતે આરાધના ન કરે, પણ બીજાને

ઉપદેશ કરે' તેનો અર્થ તેમણે આરાધન કર્યું છે, આપણે કરવાનું છે. જિનેશ્વરનું પૂજન સંસારથી છૂટવા માટે છે. સંસારથી છૂટી ગયા છે તેને તેની જરૂર નથી.

'આપ કરો તો હું કરું' એનો અર્થ ઓરતની સાડી જેવો થાય. વીતરાગદશામાં તીર્થંકર નામકર્મનો બંધ નથી, પણ બીજાને દેખાડે છે કે આવું કરવાથી તીર્થંકર નામકર્મ બંધાય છે. છદ્મસ્થે કર્મ, કર્મનાં કારણ દેખ્યાં નથી. તીર્થંકરોએ એ દેખાડ્યું છે, 'આપ આરાધના કરો તો હું કરું.' તેનો અર્થ માલિકની પોતાની અવસ્થા ભૂલી જનારી ઓરત.

**સમ્યક્ત્વ સારૂં કે મિથ્યાત્વ ?**

સમશેરવાળાને કોળી, વાઘરી લાત મારે તે તેને ખરાબ ન લાગે, તેના કરતાં વધારે ખરાબ દેખવાવાળાને લાગે. સંસારીને ત્રાસ નથી લાગતો તેના કરતાં વધારે ત્રાસ તીર્થંકરોને લાગે છે.

**શંકા**–આપણે ૫૦, ૧૦૦ના રાગી, તીર્થંકર કોડાકોડના રાગી. તો તીર્થંકર કેવી રીતે તરી જશે? તેમને તો તરવાનો રસ્તો જ નહિ.

**સમા૦**–રાગ ત્રણ પ્રકારે–કામરાગ, સ્નેહરાગ, દૃષ્ટિરાગ.

ઓરતની ઉપર રાગ તે **કામરાગ.**

પુત્ર, કાકા, મામા પર રાગ તે **સ્નેહરાગ.**

કુગુરુ, કુધર્મ પર રાગ તે **દૃષ્ટિરાગ.**

બચાવવા ચાહ્યું, ઉદ્ધાર કરવા ચાહ્યું તેમા રાગ નથી. અહીં 'રાગ' શબ્દ તમે મનથી લગાવી દીધો.

**શંકા**–ઉદ્ધાર કરવામાં રાગ નથી. આવું કહો તો તીર્થ ચાલે નહિ. તીર્થ પ્રવર્તાવવું તે બચાવવાની બુદ્ધિએ. 'બચાવવાની બુદ્ધિએ પાણીમાંથી કાઢવા ચાહતો નથી, પણ તારવા ચાહું છું' એમ બોલે તેનો

અર્થ શો? કાઢવા ચાહે તે તારવા ચાહે. જગત્ જન્મ, જરા વગેરેથી ભરાયું છે,' તેને હાથ પકડીને ઉઠાવવાનું છે.

'ઉઠાવવું નથી પણ તારવું છે' આમ કહો તેનો અર્થ શો?

**સમા૦**–સંયમનું ફળ દેવગતિ કેમ? આના કરતાં અવિરતિ રહેવું સારુ ને? સમ્યક્ત્વવાળા એક અવતારી હોય કે નહિ? આનંદ આદિ શ્રાવક ચાર પલ્યોપમની સ્થિતિએ દેવલોકમા જાય છે. સર્વાનુભૂતિ સાધુ આરાધના કરીને ૨૨ સાગરોપમની સ્થિતિએ ગયો. આથી સંયમ તો સળગાવી દેવો જોઇએ. એકલા સમ્યક્ત્વવાળો શ્રેણિક ૮૪ હજાર વર્ષનું આયુષ્ય ભોગવી પછી મોક્ષે જશે. શું તરવું દૂર થઈ ગયું? શ્રેણિકની પેઠે અવિરતિમા રહેત તો તરવું મુશ્કેલ ન થાત એમને? સંયમને સલામ કરી દોને? એકલું સમકિત જોઈએ? સમ્યક્ત્વ રાખવાવાળા વૈમાનિક સિવાય આયુષ્ય ન બાંધે. મિથ્યાદૃષ્ટિ બધાનું બાંધે. સમકિતવાળાને બીજા ભવમાં મોક્ષ ન મળે તો સમકિતને સલામ કરી દો. તેમ કરો તો તરવું મુશ્કેલ કરો છો. સમકિત, દેશવિરતિ, સંયમ તરવું મુશ્કેલ કરી દે છે? ધર્મની પ્રવૃત્તિ, જિનેશ્વરનો ઉપદેશ આત્માને હિત માટે કરનારો છે.

## દયાથી જ તીર્થંકરનો ધર્મોપદેશ

પુણ્યબંધથી ડરો તો મનુષ્યપણાને ધિક્કારો. મનુષ્યપણું ક્યાંથી આવ્યું? પુણ્યથી. 'पावाणं कम्माण निग्घायणठ्ठाए' એ વડે પાપથી હઠવા માટે શાસ્ત્રકાર કહે છે પણ 'પુણ્યકર્મ ક્ષય કરવા માટે આમ કરવું જોઈએ' એવું કોઈ જગ્યાએ નથી. વિચારવું નથી કે તીર્થંકરે કયી જિંદગીમાંથી વિચાર શરૂ કર્યો છે? રોગ, શોકથી આ ઘેરાઈ રહ્યા છે, તેને બચાવવા. અખંડ પરિણામ (સમશેર) ધારણ કરવાવાળા (જુવાન) કર્મથી ઘેરાયેલા જુએ. તે વખતે તીર્થંકરને દયા આવે છે.

પર્યુષણમાં વ્યાખ્યાન ચાર દિવસ, વ્યાખ્યાન સવાર સાંજ વાંચવું પડે, તેમાં છાતી તૂટી જાય છે. તીર્થંકરને રોજ છ કલાક દેશના આપવી પડે. દરરોજ મોટી સભામાં યોજનગામિની વાણીથી છ, સાત કલાક ઉપદેશ આપે. જગતના ઉદ્ધાર માટે આત્મામાં કેટલું લાગ્યું હશે ? ચાર દિવસમાં આપણે ચક્કર ખાઈએ છીએ. તો પછી યોજનગામિની વાણીવડે દરરોજ છ સાત કલાક ઉપદેશ દેવાવાળાને શુ શું થતું હશે ?

**દયા એ સમ્યક્ત્વનું ચિહ્ન છે. રાગ એ મોહનું ચિહ્ન** છે. અનુકંપા, ક્ષાયોપશમિક રાગથી સંસાર પાતળો હોય છે ? વિના સમકિતવાળી દયા એને અહિંસા ન કહેવાય? હાથીના જીવને સમક્તિ જ નથી. જીવોની આવી દશા જોઈને તીર્થંકરે ધર્મોપદેશ દીધો. ધર્મોપદેશમા કહ્યું કે સર્વ પાપને છોડી દો. સર્વથા છોડી ન શકો તો દેશથી પાપ છોડો. દેશથી પાપ છોડો, તેનું નામ દેશવિરતિ. છૂટ્યુ તેને છોડવુ શી રીતે? જેણે દેશથી પાપનો પરિહાર કર્યો હોય તેણે એવું કામ કરવું કે સર્વથા પાપથી છૂટી જાય. હું કેમ રહ્યો છુ ? પાપ ખ્યારૂ લાગે છે, અહી ફસ્યો છું. ઓરત, પૈસાની મમતા મને મારી રહી છે, આ મમતા છૂટતી નથી, એને માટે શું કરવું ?

### તરવા માટે ભક્તિ

મમત્વ ભાવ હઠાવવા માટે તારવાનો ભાવ ખડો કરવો. ધર્મોપદેશ દેવાવાળા પર રાગ થઈ જાય. તીર્થંકરની ભક્તિમા લીન થવું.

**શંકા**–હીરો મોંઘી કિંમત નથી કહેતો, લાખની કિંમત હીરા પર લખી નથી. ભગવાન્ બોલતા નથી. તેની પાસે શા માટે જવું ?

**સમા૦** કિંમત ઝવેરી પીછાને, તેમ દેખવાવાળા વીતરાગપણું પીછાની લે. ઉત્તમ ગુણુની શ્રદ્ધા–શાસ્ત્રના અનુસાર ચાલવાવાળા સાધુની સેવા,

તીર્થંકરની ભક્તિ, આગળ આગળ મોક્ષને માટે એ સાધન જોઈએ. એ સાધનની શ્રદ્ધાથી, તીર્થંકરના ઉપદેશથી એ વાત નિશ્ચિત છે કે–સાધુને માટે ગચ્છવાસ. ગચ્છ છે તે પતિત પરિણામવાળાને ઉદ્ધારવાવાળો. સમુદાય આવ્યો હોય તો વ્યાખ્યાનનો લાભ. એકલા જાઓ તો કિંમત ઘટાડો, તેથી શું ધર્મનું કાર્ય કરી શકો છો ? ધર્મના કાર્યમાં શ્રદ્ધાથી ઉદ્યમ કરશો તો મોક્ષસુખમા બિરાજમાન થશો.

"दर्शनात् दुरितध्वंसी, वंदनात् वांछितप्रदः।
पूजनात् पूरकःश्रीणां, जिन साक्षात् सुरद्रुमः ॥ १ ॥

## જિનેશ્વર એટલે સાક્ષાત કલ્પદ્રુમ

મહાનુભાવો ! આ દુનિયામાં પ્રાણીઓને ( મનુષ્યોને ) કલ્પદ્રુમ ઇચ્છિત આપનાર ગણાય છે. જો કે રત્નચિંતામણિ, કામધેનુ ઇત્યાદિ પણ ઈચ્છિત આપે છે પણ તેને માટે વિધિપૂર્વક સાધના કરવી પડે છે, જ્યારે કલ્પવૃક્ષ તો વગર સાધનાએ, પ્રાર્થના કરનારને ઇચ્છા–માત્રથી, યાચનામાત્રથી જે ઇચ્છે તે તરત આપે છે. એ વાત થઈ પુદ્ગલને અંગે. હવે આત્માને અંગે એ કલ્પવૃક્ષની તાકાત નથી કે આત્મહિતકર ઈષ્ટ સમર્પે.

શ્રી જિનેશ્વર જ સાક્ષાત્ એવા કલ્પવૃક્ષ છે, જે આત્માને દુન્યવી કલ્પવૃક્ષ આપે છે તે તો આનુષંગિકરૂપે આપે જ છે. કિન્તુ આત્મીય ઇષ્ટ સમર્પે છે, તેઓ દર્શનમાત્રથી દુરિત દૂર કરે છે, તેઓ વંદના કરવા માત્રથી વાંછિત આપે છે અને પૂજન કરવાથી કેવલજ્ઞાનરૂપ લક્ષ્મી–અનંત લક્ષ્મી પૂરી પાડે છે, એવા દેવ દેવાધિદેવ કેવળ શ્રી વીતરાગ જ છે, શ્રી જિનેશ્વર જ છે.

આ દુનિયામાં મોટો ભાગ મૂર્તિ માનનાર છે. મૂર્તિ ન માનનારો વર્ગ ઘણો ઓછો છે, તે વર્ગ પણ પ્રકારાતરે તો એક નહિ તો બીજા રૂપને માને છે. વિષ્ણુ. બ્રહ્મા આદિની મૂર્તિને વંદનાર, પૂજનાર

'હું વિષ્ણુ થઉં, બ્રહ્મા થઉં' એમ માગતો નથી અને એ માટે તે પૂજાદિ કરતો નથી. ત્યાં આદર્શ નથી. ત્યાં તો પૂજાદિ બદલારૂપ છે. એ દેવે જન્મ આપ્યો, સુખ આપ્યું માટે પૂજા કરવી એ હેતુ છે.

અહીં તો આત્માને ગુણી બનવું છે, કેવળજ્ઞાનમય લક્ષ્મી જોઈએ છે, શ્રી જિનેશ્વર દેવ પોતે તેવા સમૃદ્ધ છે માટે તેમની પૂજા છે. તેઓ આદર્શરૂપ છે.

જે માગો તે આપે તે કલ્પવૃક્ષ. વીતરાગપણું, કેવળજ્ઞાનાદિ લક્ષ્મી માગો અને તે આપે એવા શ્રીવીતરાગ પરમાત્મા જ છે. શ્રી જિનેશ્વર દેવ જ સાક્ષાત્ એવા સુરદ્રુમ છે.

જે ભવ્યો આ સમજીને એ અનુપમ સુરદ્રુમને સેવશે તેઓ આ ભવ, પરભવ, દુન્યવી કલ્પદ્રુમ તરફથી અપાતી સાહ્યબીની જેમ ગણિ-પણે તેવી સમૃદ્ધિ ભોગવી પ્રાંતે મોક્ષરૂપી લક્ષ્મીને પ્રાપ્ત કરશે.

  

નિર્બળ પર એક એકનો હલ્લો હોય, બળવાન્ પર સમુદાયનો હલ્લો હોય, શૂરવીરના જ શત્રુઓ હોય, અને શૂરવીરોએ આખા જૂથને પાણી પાવાનું હોય તેવી રીતે આત્માએ શૂરવીર થવું ઘટે છે, કારણ કે એક એક પ્રદેશ પર કર્મની અનંતી વર્ગણાઓનો હલ્લો છે અને બળથી કામ ન લેવાય તો કળથી (પુણ્ય-ને પક્ષમાં રાખી) પાપને નાશ કરવા રૂપી ભેદનીતિથી લેવું જ પડશે.

  



# વ્યાખ્યાન ૪૦ — નગ્નતા અંગેની માન્યતા

भावो वि मणोविसओ मणं च अइदुज्जयं निरालंवं ।
तो तस्स नियमणत्थं कहियं सालंबणं झाणं ॥

## નાગા આવ્યા એવું કોણ માને?

શાસ્ત્રકાર મહારાજા શ્રીમાન્ રત્નશેખરસૂરીશ્વરજી મહારાજ ભવ્ય જીવોના ઉપકારને માટે શ્રીપાળચરિત્ર રચતાં થકાં સામાન્ય રીતે આગળ જણાવી ગયા કે-મનુષ્યોને ઉત્તમ વસ્તુ મળવી મુશ્કેલ છે, પણ **જીવોને ઉત્તમ વસ્તુ મળવાની મુશ્કેલી કરતાં, મળેલી વસ્તુનો સદુપયોગ થવાની લાગણી થવી તે ઘણી જ મુશ્કેલ છે.** આપણને શું મળ્યું છે? જે ચીથરાને તત્ત્વ ગણવાવાળા છે, તે કહે છે કે 'નાગા આવ્યા છીએ,' પણ વિવેકી મનુષ્ય 'નાગા આવ્યા છીએ' તે વિચારવાળો ન હોય. જે વસ્તુ હુ લઈને આવ્યો છું તે વસ્તુ માત્ર કેટલાકને જ મળેલ છે. લુગડાનું ચીંથરૂં, કોડી પણ લઈને આવ્યા ન હતા તે વાત ખરી છે. આંધળો સૂર્યને પણ ન દેખે, ચાંદને પણ ન દેખે તેથી ચાંદ, સૂર્ય નથી એમ વિવેકી મનુષ્ય માની શકે ખરો?

## 'નાગો આવ્યો, ખાલી આવ્યો' એમ કોણ ગણે?

જે પદાર્થ આ જીવ લઈ ને આવ્યો છે તે બીજો લઈ ને આવતો નથી. વિવેક વિનાના, વિચારશૂન્ય હોવાને લીધે બોલે છે-'નાગો આવ્યો છે.' એની પાસેની શક્તિ, ઋદ્ધિનો આ જીવને ખ્યાલ રહ્યો નથી તેથી 'નાગો આવ્યો, ખાલી આવ્યો' એમ વારંવાર બોલ્યા કરે છે. ભંડાર ભરીને આવ્યો છે, તે વિચાર નથી, તે વસ્તુ તરફ દૃષ્ટિ નથી. તેથી વિચાર ન આવે.

કીડીને કણની દરકાર, કીડીની અપેક્ષાએ મોતીની ગુણ નકામી. **બાહ્ય પદાર્થના અર્થી થયા તેથી અંદરના પદાર્થ ચાહે તેટલા સારા હોય તે નકામા**, ઝવેરીની મોતીની ગુણ કરતાં દાણાની કણની કિંમત કીડી ઓર ધરાવે છે. તે લુગડાં લઈને આવ્યો. વેચીને ચીજ લઈને આવ્યો હોય તેના કરતા અપૂર્વ ચીજ લઈને આવ્યો છે.

મનુષ્યમાં જે અવતરે છે, તે નાગો, ખાલી અવતરતો નથી, પણ દુનિયાદારીએ લુગડું લઈને આવતો નથી તેથી નાગો કહેવાય છે. આ લુગડું લઈને આત્મા અવતર્યો છે કે જે જિંદગી સુધી ફાટતું નથી. આત્માનું લુગડું લીધા વિના કોઈ અવતરતું નથી. મનુષ્ય ભવનું આયુષ્ય મેળવ્યા વિના કોઈ મનુષ્ય જન્મતો નથી. ખરી કિંમત પુણ્ય પ્રકૃતિની, તે મિલ્કત છે. તે વિના કોઈ અવતરતો નથી. નાગો ક્યાં આવ્યો ખાલી ક્યાં આવ્યો ? ખોળિયાનું નાગાપણું, તે ખાલીપણું જીવને લગાડી દેવું છે.

## મમતાવાળા દેવની દશા

જે પુણ્યપ્રકૃતિ લઈને મનુષ્ય આવ્યો છે, તે દેવતાઓને પણ મળવી મુશ્કેલ પડે છે. એક સમયે જેટલા દેવતાઓ ચ્યવે છે એટલાને મનુષ્યપણાની પુણ્યપ્રકૃતિ મળતી નથી, એક સમયે જેટલા દેવતાઓ આવે છે તેટલાઓ પાસે પણ તે નથી. દેવતાપણામાં ગયેલા, મહર્દ્ધિક થયેલા એવી થપ્પડ ખાય કે ડાચાં ખરડાઈ જાય. મનુષ્યો જેટલી થપ્પડ ખાઇને હાડકા ગળે બાંધનારા થાય તેના કરતાં અસંખ્યાતગુણા હાડકા દેવતા બાંધનારા થાય છે.

શેઠ હતો. રત્નો મેળવી રાખ્યા. ખાટલાની ઇસમા નાખ્યાં. છેલ્લી વખત મમતા રહી તેથી આમ હાથ રહી ગયો. જીવ ચાલ્યો ગયો. હાથ ન ખસ્યો. રત્નના મમત્વવાળાનો જીવ ચાલ્યા ગયા છતાં માયાને હાથ બાઝી રહ્યા. દેવતાનો ભવ ચાલ્યો જાય, છતા ભૂત થઇને ઘરેણાંને

વળગી રહે. મનુષ્યો તો ભૂત થાય કે ન થાય તે આગળ વિચારીશું, પણ **મમતાથી મરેલા દેવતાઓ ભૂત છે.** ભૂત એટલે ભૂત નહિ. મમતાવાળો દેવતા મરીને ભૂત થાય એટલે પૃથ્વી, પાણી વગેરેમા ઉપજે. વાવડીમાં મમતાથી ઉપજે, તો કમળમાં ઉપજે. મમતા ભાવે મરીને દેવતાઓ ભૂત થાય છે. મનુષ્યો થાય છે પણ મુઠ્ઠીભર. દેવતાઓ અસંખ્યાત પૃથ્વી, અપ્ વગેરેમાં જાય છે. અસંખ્યાત મનુષ્યો મરવાના નથી તો પૃથ્વીકાય આદિમાં જવાના ક્યાંથી? દેવતાપણું પામીને શું ફાયદો કાઢયો? મમતાભાવ ચોંટાડનારું દેવતાપણું મળે તો તમાચો મારીને મોઢું લાલચોળ થયું. તેમાં તત્ત્વ નહિ. મમતાભાવે મળેલું દેવતા-પણું ભૂત કરી દે.

## દેવપણાની ખરી સુંદરતા શામાં?

શાસ્ત્રકારોએ બે વસ્તુ જણાવી: ૧. ગતિ, ૨. પ્રત્યાગતિ. ધર્મનું સારાપણું જણાવતાં બે વસ્તુ જણાવી. મનુષ્યભવથી અનંતર દેવપણું મળે તે ગતિ. દેવપણુ ભોગવીને આર્યક્ષેત્ર, પંચેંદ્રિયપણું વગેરેમાં આવવુ તે પ્રત્યાગતિ. ધર્મ આરાધન કરવાવાળાને ગતિ, પ્રત્યાગતિ સુંદર હોય. પ્રત્યાગતિની સુંદરતામાં ખરી ખૂબી છે. ગતિની ગતિમાં મોહ છે. તે મુંઝવનારો છે. દેવગતિમાં ગયા છતાં પ્રત્યાગતિ બગડી ગઈ. પૃથ્વીકાય આદિમાં ઉતરી ગયા તો દેવપણામાં શું મેળવ્યું? દેવપણાની ખરી સુંદરતા એ પ્રત્યાગતિની સુન્દરતા ઉપર આધાર રાખે છે. પ્રત્યાગતિની કિંમત હવે ધ્યાનમાં આવશે. દેવતાને પ્રત્યાગતિ સુંદર મળવી મુશ્કેલ. **સૌધર્મ**, ઈશાન દેવલોકે ગયા ત્યાંથી એકેંદ્રિયમાં ઉતરી ગયા તો **સૌધર્મ** દેવલોકમાં શું? જે પ્રત્યાગતિના નામે શુદ્ધ સ્થિતિ દેવતાને મળવી મુશ્કેલ તે શુદ્ધ સ્થિતિ મનુષ્ય લઈને અવતરેલો છે.

## દરિદ્ર પણ ભરપૂર ખજાનો લઈને આવેલો છે

ખાલી કેમ? આપણે એની કિંમત ગણી નહિ, પણ ભરપૂર ખજાનો

લઈને આવેલો છે. શ્રીમંત પાંચ પૈસા રળે તેમાં એટલી બધી કિંમત નથી ગણતો. ગરીબ હોય, ઊંચે ન ચઢયો હોય, તે કિંમત ગણે. આ અખૂટ ભંડાર દરિદ્રનો છોકરો લઈને આવ્યો છે. જે પ્રત્યાગતિ દેવતાને મળવી દુર્લભ, તે ઉત્તમ કુળ વગેરે લઈને આવ્યો છે. અનંતા જીવ એકઠા મળતા હતા. એકઠા મળીને ઉદ્યમ કરતા હતા, ત્યારે સૂક્ષ્મ શરીર મેળવી શકતા હતા. આંગળના અસંખ્યાતમા ભાગના સૂક્ષ્મ શરીરની કંપનીનો હિસ્સાદાર હતો. અનંતા ભાગીદારોમાંનો એક. સૂક્ષ્મ નિગોદનું શરીર, આંગળાના અસંખ્યાતમા ભાગનું. અનંતા જીવો મળતા હતા. તે શરીર બનાવતા હતા. તેમાંનો આ આ જીવનું ગોત્ર દેખીએ તો આ છે. આવી સ્થિતિવાળાએ અત્યારે બાદરપણું, ત્રસપણું પંચેંદ્રિયપણું, સંજ્ઞી પંચેંદ્રિયપણું મેળવ્યું છે. એ વગેરે લઈને આવે છે. એ દરિદ્ર આ સ્થિતિએ ચઢેલો છે. તેનો ખ્યાલ જ આવતો નથી. મોતીની ગુણ ઉપર ચઢેલી કીડી દેખે કે ખાલી ભટકે છે. આ જીવને પુણ્યપ્રકૃતિનો વિચાર ન આવે તો કાંઈ નથી એમ માલુમ પડે. ઝવેરીને ખ્યાલમાં આવે કે આ ગુણ શાની? પુણ્યપ્રકૃતિ જે મળી છે તેની. તેને જોવાના ચશ્મા ચઢાવીએ તો માલુમ પડે કે જીવ કેટલું લઈને આવ્યો છે? સંજ્ઞી પંચેન્દ્રિયપણાની શક્તિ, આર્યક્ષેત્ર વગેરેની શક્તિ લઈને આવેલો છે. એક્કે શક્તિ અહીં મેળવેલી નથી.

### કુપુત્ર ને સુપુત્રમાં ફેર શો?

વેપારી પરદેશમાં કમાય, દેશમાં તો અમનચમન કરે. આ ભવમાં તો આ જીવ લાવેલું ભોગવે છે. પરદેશી મુસાફર પરદેશથી કમાઈ કરીને લાવે; દેશમાં બેઠો બેઠો ખાય. પરભવથી કમાઈને લાવેલો તે ખાધા કરે છે. ઓછું કેમ થાય છે? તેનો વિચાર આવતો નથી.

બાપથી અધિક થાય તે સુપુત્ર.

બાપનું મેળવેલું ફનાફાતિયા કરે તે કુપુત્ર. પરભવમાં મેળવેલું

ફનાફાતિયા કરે તે કુપુત્ર ગણાય. નવું કર્યું મેળવીએ છીએ તેનો વિચાર કરો. જે ટકાવ્યા વિના પહેલાનું રળેલું ખાય તે રાંડીરાંડ કરતા ભૂંડો. રાંડીરાંડના હાથમાં મિલ્કત આવી હોય, તે વ્યાજે મૂકે. મૂડી ખવાવા ન દે, વ્યાજમાથી પૂરું કરે. આપણે મૂડીમાંથી ખાઈએ. પરભવનું મનુષ્યપણું, પંચેન્દ્રિયપણું, આયુષ્ય ભોગવતા જઈએ, નવા મેળવવાનુ કાર્ય ન કરીએ તો રાંડીરાંડ કરતા ભૂંડું. જ્યાં સુધી સંજ્ઞી પંચેન્દ્રિયપણુ મેળવી લો ત્યા સુધી રાંડીરાંડ કરતા સારા નહિ. મિલ્કત રાખીને નિર્વાહ કર્યો તેમાં વળ્યુ નહિ. મરદ શાની ઉપર ? મસાલો મેળવે. તેમ આપણે ખરેખર મરદ તરીકે રહેવું હોય તો આવતા ભવની ઉત્તમ ગતિનો મસાલો મેળવવો જોઈએ. ઘરનો માલિક લાવી આપે તે રાંધી આપે. પરભવે બાંધેલું તે પકવીને ખાતા જઈએ છીએ. નવું ભરવાની વાત નથી. પહેલા એ વિચાર આવવો જોઈએ કે મનુષ્યપણાની ગતિથી નીચો ઊતરુ નહિ.

## મળેલી મિલ્કતને વાપરતાં શીખો

હવે ક્યાં ઊતરવા માગીએ છીએ ? ઘો વાઘરી વાડે જાય છે તે મરવા જાય છે, તેમ ધારીને જતી નથી. ગઈ તે મરવા ગઈ એમ કહેવાય, તેમ આપણે માયા-પ્રપંચરહિતપણે વર્તવાવાળા ન રહીએ, પછી કહીએ મનુષ્યપણું ન છોડીએ તે શું કામ લાગે ? દયાળુપણું ન રહે, માયારહિતપણું, સરળતા ન રહે તો પછી મનુષ્યપણું સારવાનો ધંધો. મનુષ્યપણું મોટી મિલ્કત મળેલી છે. તેને ઉડાવી નાંખો નહી. ઉડાવી નાખો તો પાછા ક્યારે ફરી મેળવશો ? ઉડાવવું, નવું ન મેળવવું તે કુલીન છોકરાને શોભતુ નથી.

આ ઉપરથી એક જ વાત નક્કી કરી કે દરેક જીવ મનુષ્યપણામાં જન્મે છે. તે ખજાનો લઈને આવેલો છે. તે ખજાનાનો ઉપયોગ કર્યો?

કિંમતી હીરાનો ખ્યાલ કર્યો નથી. બાદર, ત્રસપણા, પંચેન્દ્રિયપણા કરતાં મન મળ્યું તે જબરજસ્ત કિંમતી છે. તે ઘણા જ ઓછા મનુષ્યોને મળે છે. મનુષ્ય થયા, મન ન મેળવ્યું તો ? સંમૂચ્છિંમ મનુષ્ય કહેવાય. મન એમને મળેલું નથી. એ મન આપણને મળેલું છે. મનના માલિક આપણે. હવે મનનો ઉપયોગ કેમ થાય છે, તેનો વિચાર કરીએ. તે આપણને ધ્યાનમાં આવતું નથી.

### આર્ત્ત, રૌદ્રધ્યાનરૂપી મૂતરના કૂંડામાં મોઢું ન ઘાલો

મૂત્ર અને અમૃતના બે કૂંડાં આપણી આગળ પડેલાં છે. ખામીને લીધે મૂતરમાં મોં ઘાલીએ છીએ. આ મોઢાથી અમૃત પી શકો તેમ છો, છતાં આર્ત્ત, રૌદ્ર ધ્યાનના મૂતરના કૂંડામાં મોં ઘાલો છો. આર્ત્ત ધ્યાન કોને કહેવું ? જાનવર મૂતરનું કૂંડુ વર્જે છે, તો પછી મૂતરનું કૂંડું કોને કહેવાય તે ન જાણે તો નિર્વર્જે તો કયાથી ? દુનિયામાં 'ઓઈ રે, ઓ બાપ રે !' કહે તેને આર્ત્તધ્યાન કહો છો. રોકકળાટ કરવાં તેને આર્ત્તધ્યાન કહો સ્વપ્નમા આર્ત્તધ્યાનનો વિચાર નથી આવતો. પાંચ ઈન્દ્રિયો, સ્પર્શ વગેરે વિષયો સારા મળ્યા હોય, તેને મેળવવા માગીએ તે બધાનું નામ આર્ત્તધ્યાન. કૂંડાથી મોં બહાર નીકળે છે ? આર્ત્ત, રૌદ્ર ધ્યાનના મૂતરના કૂંડામાંથી મોઢું બહાર નીકળે છે ? રાત દિવસ ઈષ્ટ રસ, ગંધ વગેરેની તથા ઈષ્ટ સ્પર્શ વગેરેમાં જતાં. પાછો વળી વકર્યો ઉંદર–કોળ. ઉંદર વકરે એટલે કોળ.

ઈષ્ટ સ્પર્શ વગેરેના વિષયોની પ્રીતિ કરતાં આગળ ગયા તો અનિષ્ટ રસ વગેરેમાં રસ વગેરેમાં અપ્રીતિમાં ગયા. ઉંદર વકર્યો, કોળ થયો. ઈષ્ટ વિષયો આવવાને ચિંતા, અનિષ્ટને ખસેડવાની ચિંતા તે બંને આર્ત્તધ્યાન. આર્ત્ત, રૌદ્ર ધ્યાનમાં મોઢું ઘાલવું તે મૂતરના કૂંડામાં મોઢું ઘાલવા જેવું છે. શબ્દ કઠણ પડે છે, કરવાની છૂટ.

અમારી જીભે તાળાં. ઇષ્ટ-અનિષ્ટના વિષયોના વિચારમાં રાતદિવસ ગુંથાવું, તેને અંગે ઉપદેશ દેનારને મોઢે તાળાં મારવાં. કથની કડવી લાગે છે, કરણી કડવી લાગતી નથી. કલ્યાણ ચાહતો હોય તો કરણી કડવી લગાડ. રોગ બતાવનાર વૈદ્યને ધોલ મારે તો રોગ જતો નથી, તેમ સત્ય કહેનારા તેને અંગે દુઃખ લગાડીશ તો શું વળવાનું ?

## બાહ્ય રોગ કાઢવા કરતાં અભ્યંતર રોગ કાઢો

તમે ઈષ્ટ વિષયો તરફની પ્રીતિ, અનિષ્ટ વિષયો તરફની અપ્રીતિ છોડો તો કોઇ દિવસ કહેવાનો વખત ન આવે કે મૂતરના કૂંડામાં મોઢું ઘાલો છો. કુપથ્ય કરીને તાવ લાવી બેઠો છે, પછી ડોકટર, વૈદ્ય નાડી જોઇને કહે છે તાવ આવે છે, તો ડોકટર, વૈદ્યનો વાંક શું ? રોગની ઉપર અપ્રીતિ ન થાય અને વૈદ્યનો દ્વેષી થાય તો પરવાર્યો. ઉપદેશનો દ્વેષી થાય, વિષયનો દ્વેષી ન થાય તે પરવાર્યો. શરીરમા કોઈ પણ વેદના તે વેદના ક્યારે મટે તેનો વિચાર તે આર્ત્તધ્યાન. ઇષ્ટ વિષયોને મેળવવાના, અનિષ્ટને દૂર કરવાના વિચારો તે આર્ત્તધ્યાન. કોઈનું નાણું જમે કર્યું છે. ઉઘરાણી આવે ત્યારે મનમાં થાય કે ક્યારે દુકાનેથી ઊતરી જાય, તેમ રોગ લેણું લેવા આવ્યો છે. કર્મ કેમ ખપાવું તે વિચારો.

લેણદારને પગથિયેથી ઊતરવા માગે છે તે બેઈમાની. કર્મો-પાપ બાંધ્યાં તે ભોગવવા રોગ આવ્યો. જે ઈષ્ટ વિષયો તરફ મનનું દોડવું, અનિષ્ટથી કંટાળવું, વેદના હઠવાના વિચારો તે આર્ત્તધ્યાન. પુત્રજન્મને દિવસે પોક મૂકે તે કઇ સ્થિતિમા ? આપણને નિર્જરાની વખતે રોવાનું થાય છે. ગુમડાં થાય છે ત્યારે શું થાય છે ? સનત્કુમારનુ આખું શરીર રોગે ભરાઈ ગયું છે. કોઢ ગળતો, આંગળી સુદ્ધાં ચોકખી નથી. દેવતા કહે છે-'તારી દવા કરું ?' તે વખત કહે છે: 'મારા અંદરના રોગની દવા કર. બહારના રોગની દવા હું કરી શકું છું.' આપણે દવાને માટે

દોડાદોડ કરવાવાળા, આ દવા મોઢામાં ભરી છે તેનો ઉપયોગ નહિ કરવાવાળા. આપણે તાવે તરફડવાવાળા પણ ગળતા કોઢમાં જેનું રૂંવાડું હાલતું નથી. થૂંક લગાડવું તે મોમાં દવા છે. આવી સ્થિતિમા જે સહન કરવું તે આત્મધર્મ માને છે. કયી સ્થિતિમા આત્મા રહેવો જોઇએ? મોક્ષ એમને એમ જોઈએ છે. જાનમાં જવું છે. વહેલો દોડાવવી છે. એમનો સાધેલો મોક્ષ આપણે લેવો છે. સહન કરવાની વાત આવે તો મોઢું છૂપાવી દેવું છે. વેદના મરણાંત હોય, અગર હેરાન કરવાવાળી હોય, તેને દૂર કરવાનો વિચાર કરવો તે આર્ત્તધ્યાન.

## સાધુઓ દવા કયા હેતુથી કરાવે છે?

એક શંકા જરૂર થશે કે સાધુઓ દવા કેમ કરાવે છે? સાધુઓ આર્ત્તધ્યાનમાં ગયા? આપકી છાશ મીઠી, પારકા દૂધ ખટ્ટા. પણ સાધુ દવા કરતાં કયા પરિણામ કરે છે? સારું થવા માત્રથી છૂટી આપી નથી. કોઈ પણ અપવાદ પદને સેવનારો કોઈ પણ દવા કરાવનારો, કોઈ પણ આલંબન લેનારો મુનિ આ વિચારવાળો હોવો જોઇએ કે સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપી જે માર્ગ તેને વિચ્છેદ થતો અટકાવીશ. વેદના ખસેડીને કરવું શું? ધનમાલ મિલ્કત ભેગાં કરવાં છે? બાયડીનું રક્ષણ કરવું છે? સમ્યગ્દર્શન આદિનું રક્ષણ કરવા કટિબદ્ધ થઈશ. ત્રણેમાં પ્રયત્ન કરી શકે તેમ થઈશ. જિનેશ્વરના આગમોને ભણીશ. માર્ગના અવિચ્છેદ, અભ્યાસના વિચારમાં જેઓ લીન રહ્યા હોય તેને રોગ અભ્યાસમાં વિઘ્ન કરનાર માલુમ પડે. તમને વેપાર થતો નથી, ઉઘરાણીએ જવાતું નથી. રોગ ખસે તેનાથી જે નિર્જરા થાય, તેના કરતાં અભ્યાસથી નિર્જરા મેળવી લઉં. બધા ભણવાવાળા ન હોય. આખા સમુદાયને નીતિથી ચલાવીશ. આચાર્ય, બાળ, ગ્લાનની સેવામા, તપ ઉપધાનમાં ઉદ્યમ કરવાવાળો થઈશ. આવી રીતે આલંબનપૂર્વક અપવાદ પદને સેવનારા તે બંધાએલ કર્મોનો નાશ કરે છે. ધર્મસાધનની અપેક્ષાએ સાધુઓને દવાની છૂટ.

## મનરૂપી ભૂતને પલવાર નવરાશ ન આપો

ઈષ્ટની ઇચ્છા, અનિષ્ટની અપ્રીતિ; વેદનાથી દૂર રહેવું તે જ આર્ત્તધ્યાન નહિ, તે ભવાંતરે મળે, તે આર્ત્તધ્યાન. મનરૂપી અણમૂલ મોતી કોની કોટે બંધાયું છે? કાગડાની કોટે બંધાયું છે. આર્ત્તધ્યાન રૌદ્રધ્યાન કાગડા છે. આર્ત્તરૌદ્રના ચાર ચાર પાયા. મન કઈ જગ્યાએ જાય છે? કરવું શું? મન ચીજ એવી છે કે લાખ ખરચીને લીધેલું ભૂત.

શેઠિયાનો છોકરો હતો. તેણે ભૂતના પરાક્રમ સાંભળ્યાં હશે. એકકે પરાક્રમ દેખ્યું નહિ. ત્રણે જાતની વસ્તુ જે હાટે મળે તે જગ્યાનું નામ કુત્રિકાપર્ણ. શેઠિયાનો છોકરો કુત્રિકાપર્ણે ગયો.' તારે ત્યાં ત્રણ જગતની વસ્તુ મળે છે કે નહિ? ભૂત છે કે નહિ? છે 'તો લાવ.' ભૂત ઉપર આખી દુકાન ચાલે. લાખ બેસશે. છોકરાએ લાખ કબૂલ કર્યા. કંપાઉંડર ઝેરી દવા આપે તો પોઇઝન લખે છે, 'ભૂત આપવા તૈયાર છું. 'જે કામ અઘરામાં અઘરું કહે તે પલવારમાં કરી નાંખે. કામ ન ભળાવે તો તારું નખોદ કાઢશે.'

શેઠના છોકરાએ વિચાર્યું કે સારું કર્યું. કામ ભળાવીએ તો પલમા કરે, ન ભળાવીએ તો અવળું પડે. અક્કલથી આંજી જાય તે ન પાલવે. તેણે કબૂલ કર્યું અને લાખ રૂપિયા આપ્યા. ભૂત લીધું. ઘેર આવ્યો ને વિચાર કર્યો, 'કરવું શું? જે કામ બતાવે તે પલકમા કરે.' વાડામાં કૂવો ખોદ, ઉપર વાસ બાંધ; દોરી બાધ, હાંલ્લુ બાંધ, કાણું કર, વાડકો લાવ' એ પ્રમાણે બધું કર્યું. જે વખતે કામ બતાવુ તે કરવું. જે વખતે કામ ન બતાવું તે વખતે તારે વાડકો લઈ, કૂવામા ઉતરી, પાણી લાવી આ હાંલ્લામા નાખવું. ધ્યાન રાખવું કે કાણું ન પુરાઈ જાય. ભૂત શું કરે? ભૂતને ઘેર ભડકામણ આવી. વાણિયો અક્કલવાળો હતો તેથી તે ઘેરે ભડકામણ ન લાવ્યો.

કર્મરાજા પાસેથી મનરૂપી ભૂત વેચાતું લીધું. તેની તાકાત અંત

મુહૂર્તમાં મોક્ષ આપવાની છે. નવરું પડે તો નખોદ કાઢે તેવા મનને શું કરવું? વાણીઆએ કૂવો ખોદાવી હાંલ્લું સોપી દીધું તેમ મનને નવપદનું ધ્યાનરૂપી હાંલ્લું સોપી દેવું તો ભૂતને ઘરે ભડકામણુ થાય. 'ભાવોવિ' ચારે પ્રકારના ધર્મની અંદર ભાવ કહેવાય છે. તે મનને અંગે બને છે. મન તો મારી પાસે છે,

ઉચ્છૃંખલ છોકરો હોય, તેને કબજે રાખવો મુશ્કેલ, એમ આત્માના ઘરમાં મન ઉચ્છૃંખલ, ઉલ્લંઠ છે. મનને જીતવું ઘણું મુશ્કેલ છે. હાથી ચાહે તેવો જબરો હોય પણ અંકુશ આગળ રાંક. અંકુશ આટલું નાનું હોય છે. મન આલંબન આગળ રાંક, ઉચ્છૃંખલતા, ઉલ્લંઠતા ભાગી જાય. એને આલંબનમાં ન જોડીએ તો તે જીતવું મુશ્કેલ. આ મનને કબજામાં રાખવા માટે નવપદના આલંબનથી ધ્યાન કરવું. મનને કેવી રીતે રોકવું તે શાસ્ત્રકારોએ સમજાવેલું છે. જે મનને કબજામા રાખશે તે આ ભાવ પરભવમાં મંગળમાળા પામી મોક્ષસુખ પામશે.

  

સુવર્ણને સુવર્ણ તરીકે જાહેર કરતા ચોકસીએ પિત્તળ અને પિત્તળના વેપારીઓની દરકાર લવલેશ કરવાની નથી. તેવી રીતે ધર્મને ધર્મ તરીકે જાહેર કરતાં ધર્મીએ અધર્મને અને અધર્મીઓની અંશભર પણ શરમ રાખવી ન પાલવે.

  



# તીર્થંકરોની મહત્તા



## તીર્થંકરો ધર્મ કે અધર્મ પેદા કરતા નથી

શાસ્ત્રકાર મહારાજા કલિકાલસર્વજ્ઞ ભગવાન્ શ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજ ભવ્ય જીવોના ઉપકાર માટે **ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત્રને** રચતા થકા જણાવે છે કે પંદરમા **ધર્મનાથજી** મહારાજ ભવ્ય જીવોને ધર્મોપદેશ દેતા કયો ધર્મ સમજાવે છે !

ચોવીસે તીર્થંકરોના શાસનમા ધર્મનો ફરક નથી. સર્વ તીર્થંકર સંવર, નિર્જરાને ધર્મ કહેનાર અને પાપને જ આત્માનું બંધન ગણાવનારા છે, તો પછી ફલાણા ભગવાને ધર્મ કહ્યો એ કહેવાનું તત્ત્વ શું ? અક્ષર જ વાંચવા છે તો ચાહે તો સૂર્યના તડકાથી, ચાહે તો અગ્નિથી, ચાહે તો દીવાથી વાંચો. સૂર્યના અજવાળે વાચો તો અક્ષર જુદા છે ? છાણાના દેવતાએ વંચાય તે અક્ષર જુદા છે ? અક્ષરો તો એકસરખા દેખાવાના છે. ચાહે ગમે તેથી દેખો. સર્વ તીર્થંકરોએ સંસારથી ઉદ્ધરવા માટે ધર્મ કહ્યો છે તો પછી ચોવીસમાથી ચાહે તેણે કહેલો છે. ધર્મમા ભેદ નથી, પછી 'ફલાણા તીર્થંકરે દીધેલો ઉપદેશ, એમ જુદા ઉપદેશ શાના ? તીર્થંકર ભગવાનના ધર્મમા ફરક નથી. ચાહો તો તડકે દેખે તોએ લાભ, છાણાના તાપથી દેખે તોએ લાભ અને દીવાના અજવાળાએ દેખે તોએ લાભ. તેમ ધર્મ, અધર્મ જગતમા જે સ્વરૂપે છે; તે સ્વરૂપે તીર્થંકરો કહેવાના છે. તે પહેલા કહે તોએ એ. બીજા કહે તોએ એ. બીજા લોકો ઇશ્વરનો કર્યો, બનાવ્યો કહે છે, ઇશ્વરે ધર્મ બનાવ્યો એમ જૈનો કહેતા નથી અનંતી ચોવીસીને અંગે અનંતા છે. એકકે તીર્થંકરે ધર્મ બનાવ્યો નથી. તીર્થંકર જન્મ્યા એ પહેલાં કોઈ ચોરી કરતું હતું તેનુ પાપ નહોતું

લાગતું ? એવી જ રીતે તીર્થંકરના તીર્થ પહેલાં, જન્મ પહેલાં કોઇ હિંસા ન કરે તો ધર્મ થાય એમ ન હોતું ? હિંસા ન કરે તો ધર્મ એ નક્કી. અહિંસા કરશે તો ધર્મ થાય; જો આ વસ્તુ માની લઇએ તો તીર્થંકરે શાસન ચલાવ્યું ન હતું ત્યાં સુધી પાપ પણ લાગતું ન હતું ? તીર્થંકરે ધર્મ અધર્મને પેદા કર્યા હોય તો આમ માનવું જ પડે કે તીર્થંકરે જયા સુધી ધર્મને પેદા નહોતો કર્યો, ત્યાં સુધી હિંસા ન કરો, તો પણ ધર્મ થતો જ નહોતો. હિંસા કરો તોએ પાપ ન હોતું થતું એમ માનતા નથી. તેવી રીતે તીર્થંકરે જ ધર્મ, અધર્મ ઉત્પન્ન કર્યા એમ પણ માનતા નથી. આપણે તો તીર્થંકરે ધર્મ, અધર્મ કહ્યા એમ માનીએ છીએ. ધર્મ પેદા કર્યો એમ પણ માનતા નથી. આમા એક જ અક્ષરનો ફરક–બનાવ્યો. પરમેશ્વરે ધર્મ બતાવ્યો એમ આપણે કહીએ છીએ. પરમેશ્વરે અધર્મ બતાવ્યો, જૈનના સિદ્ધાતમાં અને અન્ય લોકોના સિદ્ધાંતમાં એક જ અક્ષરનો તફાવત છે. પણ એકકે આખું ચક્કર ફેરવી નાખ્યું. તે માટેનું એક દૃષ્ટાંત–

### દીવો પદાર્થને દેખાડનાર છે; બનાવનાર નહિ

રાત્રિનો વખત હોય, કિનારા પાસે બેઠા હોય, કાંકરી પાથરી હોય, હીરો નીકળી ગયો. અંધારામા હીરો, અને કાંકરી બન્ને સરખાં. એવામાં દીવો લાવીએ ત્યારે કાંકરો કાંકરારૂપે અને હીરો હીરારૂપે ઓળખાય. દીવાએ કાકરો બતાવ્યો, હીરો બતાવ્યો. દીવાએ હીરાને બનાવ્યો નથી, કાકરાને બનાવ્યો નથી. તેમ આ જગતમા જયારે હિંસા વગેરે બનતાં હતા ત્યારે પાપ બનતું હતું. અને જયારે હિંસા વગેરેથી નિવર્તતા હતા ત્યારે તે પણ ધર્મ બનતો હતો. જેમ દીવાએ કાંકરો કે હીરો બનાવ્યા નથી, પણ દીવાએ તો દેખાડી તે દીધા, તેવી રીતે તીર્થંકરોએ ધર્મને નવો બનાવ્યો નથી, અધર્મને નવો બનાવ્યો નથી. ધર્મ તો અનાદિકાળથી ચાલુ જ છે, બીજા ધર્મોથી અનાદિ ન થવાય

બીજા ધર્મો ઈશ્વિરે બનાવેલા. ઈશ્વરે ન બનાવ્યો ત્યાં સુધી અનાદિન હતો. બનાવેલી વસ્તુ અનાદિની હોય નહિ, બીજાના મત પ્રમાણે બીજાના ધર્મ અનાદિના થઈ શકે નહિ જૈન ધર્મ અનાદિનો થઈ શકે. જૈન ધર્મવાળાએ કહ્યું છે કે ભગવાને ધર્મ બતાવ્યો, અધર્મ બતાવ્યો. બતાવવામાં અનાદિની વાત હોય. બનાવવામાં વાંધો. જૈન ધર્મ ધર્મના બનાવનાર તરીકે પરમેશ્વરને નથી માનતો, પણ બતાવનાર તરીકે માને છે. હિંસા વગેરેમા પાપ થતું હતું. હિંસા વગેરે રોકવામા આવે તેમાં લાભ થતો હતો. સર્વકાળમા ધર્મ, અધર્મની આ લાઈન ચાલુ હતી. તીર્થંકરે ત્યારે નવું શું કર્યું ? હીરો ને કાંકરો હતા પણ પેલા જોનારને ગતાગમ નહોતી. તેવી રીતે અહીં આ જગતના જીવો આરંભ, પરિગ્રહ, વિષય, કષાયમા એવા માચ્યા હતા કે તેને ધર્મ, અધર્મનું સ્વરૂપ વિચારવાનો, માનવાનો, ઓળખવાનો વખત ન હતો વખત ન હતો તે ભગવાને ઓળખાવ્યો તેથી जिनपन्नत्त तत्तं केवलिकहिओ सुहावहो धम्मो'.

જૈનમતનો સિદ્ધાંત એ છે કે પરમેશ્વરનો કહેલો ધર્મ, પરમેશ્વરનો કહેલો અધર્મ, પરમેશ્વર તો માત્ર ધર્મ, અધર્મને બતાવે છે, બનાવતા નથી.

તો પછી પહેલા તીર્થંકર બતાવે તેમાં, વચલા બતાવે તેમાં અને છેલ્લા બતાવે તેમાં ફરક શું ? દીવો મિત્રદત્તનો કે યજ્ઞદત્તનો હોય તોએ શું ? હીરા અને કાંકરાને દેખવા છે. ધર્મ અને અધર્મને દેખવા છે, તો ચાહે તે તીર્થંકર હોય ને ? પહેલાની દેશનામા ઘટાડો શુ ? છેલ્લાની દેશનામા વધારો શુ ? તો પછી ફલાણાની દેશના એમ કહેવાનું કામ શું ? નાતમાં લગ્નગાળો હોય. પચીસ ઘરે લગ્ન હોય. બધે પરણાવવાના હોય પણ જે વખતે જેનો માંડવો હોય તેનાં જ ગીત ગવાય. બધે માડવે જાય તો એક સરખું જ થવાનું છે. છતાં જેને અંગે માંડવો હોય તેને આગળ લેવો પડે. તેમ તીર્થંકરોને ધર્મ બતાવવો છે. તેમાં પણ આ બાજુના પહેલનો ચકચકાટ કરીને

હીરો દેખાડવો છે, છતાં જે બાજુ દીવો ધરીએ તે બાજુના પહેલ ચળકે. તેમ અહીં તીર્થંકરને બધી જાતના ધર્મ કહેવાના હોય. પણ એક એક મુખ્ય કરીને ઉપદેશ કહેવાનો હોય. કોઈક વખત કષાયની વાત મુખ્ય હોય. કોઈ વખત બ્રહ્મચર્યની વાત મુખ્ય હોય.

### પાણી કરતાં અગ્નિ નુકશાનકારક વધારે

ધર્મનાથજીએ દેશનામાં શું ઝળકાવ્યું ? તે જણાવે છે. બધાનો ઉપદેશ સરખો છે. ધર્મ, અધર્મ ઓળખાવવામાં ફરક નથી. જે બાજુ દીવો ધરીએ તે બાજુનો પહેલ ચળકે. લેવડદેવડમાં થએલું નુકશાન મળી આવે. બજારમાં આસામી તૂટી. નુકશાન થયું. કેટલાક દીર્ઘ-દૃષ્ટિવાળા હોય તે લાભ થયો ગણે, એ કેમ બને ? એક આસામી તૂટી, એ બજારમાં નાણાનો સંકોચ કરે. ધીરતાં વિચાર કરે એટલે વ્યાજનો દર વધે. એટલે બધાનું સાટું વળી જાય. બધાને વધારે વ્યાજ થાય. નબળો પડે તેમા કમાઇ પણ થાય. આ વસ્તુ સમજીએ ત્યારે જે ચાર આને બદલા થતા હોય તે બાર આને બદલા દેવાવાળા ન મળે. ઘલાઈ જાય તેમાં આડકતરી રીતે કમાઈ જાય. સ્ટીમર ડૂબી જાય તે કોઈ વખત બહાર નીકળે, પણ અગ્નિમા જે બળ્યું તે પાછું ન આવે. ૧૯૧૪ની લડાઈમાં દરિયામાં ડૂબ્યું. તે નીકળે ! શત્રુ લૂંટી ગયો તે નીકળ્યું ! ઓકવું પડ્યું, પણ જે બળી ગયુ, કરોડો રૂપિયા પર દેવતા મૂકાઇ ગયો તે ખલાસ. કૃષ્ણ મહારાજની દ્વારકા આખી બળી ગઈ, તેમાંથી શું મળ્યું ? અગ્નિ વડે જે નુકશાન થાય તે કાલાંતરે પોતાને ન મળે, ન બીજાને મળે. આ વાત ઠસાવી લો. આસામી જાય છે. પાણીમાં ડૂબી જાય તે સર્વ કાળને માટે ચાલ્યું ગયું, તેમ કહી શકાતું નથી. અગ્નિમાં જે વસ્તુ ગઈ તે સર્વ કાળને માટે ગઈ.

### નિર્મળ અને મલિન સોના જેવો આત્મા

આ ઈંદ્રિયોદ્વારા બીજા હિંસાદિ આશ્રવોદ્વારા આશ્રવ થાય,

તે કોઈ દિવસ સુધારી શકીએ, પણ ક્રોધરૂપી દાવાનળ સળગાવીએ તેનુ નામનિશાન નહિ. હિંસા જૂઠ વગેરે પાપમાં તણાએલાં, માલ-ખાધમા ગયેલા, પણ ફૂંકાઈ ગયું તે નથી દુનિયામાં, કે નથી દેખાવમાં. અગ્નિ વડે કરાતા નુકશાનથી આ જીવે સાવચેત થવું પડે છે, તેમ આ આત્મામા પણ દાવાનળથી દઝાઈ જાઓ ને જે નુકશાન થાય તે નહિ દેખાવાનું ને નહિ દુનિયાનું. અરૂપી આત્મા છે, એટલે કોઈ એને પકડી શકતું નથી. કોઈ એને ધક્કો મારી શકતું નથી. એમા અંગારા વરસાવ-વાની વાત કરો તે માને કોણ? અંગારા નાખ્યાથી આકાશ બળતું નથી, તેવી રીતે અરૂપી આત્મા કોઇના ગ્રહણમાં આવતો નથી, તો પછી દુનિયામાથી ગયું કહો છો એ શું ? આકાશ અંગારાથી સળગે નહીં તેમ આ આત્માને સળગવાનું શું? બેંકમાં, કબાટમાં અગર તિજોરીમાં રજુ થયેલી લગડીમા કાળાશ ન હોય, પણ એ ભરોસે કોઇ એમ કહી દે કે 'જગતમાં સોનું કાળાશવાળું ન હોય' તો એ ભૂલ ખાય છે. જે માટીથી જુદું પડ્યું, તેજાબથી શુદ્ધ થયું તેમાં કાળાશ ન હોય.' પણ જે શુદ્ધ થયું ન હોય ત્યાં વાતો કરીએ કે બેંકની લગડીમાં સો ટચનું સોનું હોય, તો તેણે સોનું જાણ્યું જ નથી એમ કહેવાય. તેમ શુદ્ધ ચિદાનંદસ્વરૂપ, કૈવલ્યસ્વરૂપ આ આત્મા ખરો, તેમાં ના નહિ, પણ ચોકખો થઇ, અગ્નિમા જઈ, તેજાબમાં સુધર્યો ત્યારે તે સો ટચનો. તેમ આ ચિદાનંદસ્વરૂપ ખરો પણ દુનિયા દારીરૂપી માટીથી જુદો પડી જાય, તપસ્યામા ગળાઈ જાય, અને ધ્યાનથી સ્વરૂપમાં શુદ્ધ થાય ત્યારે તે શુદ્ધ કહેવાય. દુનિયાના આરંભ-કષાયની માટી. એ તો છાતીઓ કૂટીને વળગાડવી છે. તપસ્યામા તન્મય થવું જોઇએ. તીર્થંકર, ગૌતમસ્વામીને અંગે સાંભળીએ છીએ. જેની તપસ્યાનું વર્ણન સાંભળતા આત્મા કંપી ઊઠે. ખાતાપીતા, હરતાંફરતા તપસ્યા બને તો સહુ કરીએ. અગ્નિમા ગાળ્યા સિવાય ચોકખા સોનાની ચાહના કોને? ચતુરને? ચતુર મનુષ્ય અગ્નિમા ગાળ્યા સિવાય ચોકખુ સોનું

થશે એ સ્વપ્ને પણ ન માને. તેમ આ આત્મા તપસ્યાના તાપમાં તપેલો થાય નહિ તો આત્માના ગુણોની સારતા ધ્યાનમાં આવે નહિ, ત્યા પછી ચાર્ટર બેંકનું સોનું બોલવામાં ? કચરાથી દૂર થયા વગર, તેજાબમાં તળતળ્યા વિના સો ટચનું સોનું બને નહિ. તેમ આ આત્મા આરંભ–કષાય માટીથી છૂટો પડયો નથી, તપસ્યાથી ત્રાસ પામનારો, ધ્યાનના તેજાબમા તડતડયો નથી, ત્યાં સુધી તે શુદ્ધ કહી શકાય નહિ. સો ટચનું સોનું ખાણમા પડયું છે તે કહેનારને મૂર્ખ કહીએ. ધૂળમા રગડાએલો આત્મા શુદ્ધ ચિદાનંદ સ્વરૂપ નથી. ધૂળમા રગડોળતા ભવનો બેડો પાર કરવો છે ? શ્રેણિક મહારાજા કે કૃષ્ણ મહારાજાએ કાંઈ નહોતું કર્યું અને નરકે ગયા એમ ? રજ વળગાડી તેનું પરિણામ એ આવ્યુ; નહિ તો આટલા બધા ભક્તને જવું પડયું તો પછી આપણી શી ગણતરી ? શ્રેણિક બળ્યા, ચિતા જળી. તેમાંથી '**વીર** ! **વીર** !' શબ્દ નીકળ્યા. જે મહાપુરુષ તીર્થંકરમાં આવો તન્મય થયો હતો, જેને અંગે બળતા શરીરમાંથી **વીર** શબ્દો નીકળ્યા તે કેટલો તરબોળ થયો હતો ! દેવ, ગુરુ, ધર્મને અંગે તે એવા તરબોળ હતા કે જેથી ચિતામાંથી પણ તેમજ નીકળે. એ શ્રેણિકનો અભયની દીક્ષાનો પ્રસંગ પુરવાર કરે છે.

## અભિયકુમારની દીક્ષા અને મહારાજા શ્રેણિક

**મહાવીર**ને ચૌદ હજાર ચેલા છતા અભયને ચેલો ન કર્યો હોત તો શું નખોદ જવાનું હતું ? અભયને દીક્ષા ન દીધી હોત તો મગધનો ગાદીપતિ હતો શ્રેણિકનો વાળ વાંકો નહોતો થતો. તે અભયે દીક્ષા લીધી, તે પછી કેદ. શ્રેણિક **મહાવીર**ના અંગે કેટલો સળગી જવો જોઇતો હતો ? એક ચેલો ન કર્યો હોત તો શુ જવાનું હતું ? ભગવાન્ **મહાવીર**થી કોઈની ઉપર નંખાય તેમ નથી. **હાસાપ્રહાસાનાં** માદળિયા ગળે પહેર્યે જ છૂટકો, શ્રેણિકની આવી સ્થિતિ થશે એમ જાણીને જ અભયને દીક્ષા આપી, શ્રેણિકને રાજભ્રષ્ટ કરશે, કેદમા નાખશે,

સો સો કોયડા મારશે, એ બધું **મહાવીરને** માલુમ. શ્રેણિકને હીરો ચૂસીને મરી જવું પડશે તે પણ જાણતા હતા. આવા ભગતને ઘેર આવી દશા? ભગત કેવો? **મહાવીરના** આખા શાસનને અંગે દેખીએ તો શ્રેણિક એટલે ભક્તનિષ્ટ. એનુ રાજ જવાનું જાણે છતાં, તેમજ હીરો ચૂસીને મરી જવું પડે તે જાણે છતા અભયને દીક્ષા દેવાનું ન છોડે, તો ભગવાન્ કેવા? અભયકુમાર હાજર હતો ત્યા સુધી શ્રેણિકનો વાળ વાકો કોઈ કરી શકયો ન હતો. ચેડા મહારાજે શ્રેણિકને કહ્યું: 'તને કન્યા આપીએ?' આ વખતે સુરંગ ફોડીને કન્યા લાવ્યો, અભયકુમાર કેવો ભકત હશે કે આટલો અસંતોષ શ્રેણિકને રહે તે અભયને જરા ખમાતું ન હતું? ચેડા મહારાજાની મરજી વિરુદ્ધ સુરંગ ફોડીને ચેલ્લણા પકડી આણી. એ અભયકુમારે દીક્ષા લીધી ત્યા પછી સતામણી એકકે બાકી નહિ. હવે આખા દેશના બબ્બે કરોડ મનુષ્યોનો ઘાણ નીકળી ગયો. ૧૯ રાજ્યોને જોગણીઓ ખાઈ ગઈ. કોણિકે લડાઈ કરી, તે સંગ્રામમાં ૧૯ રાજ્યોને જોગણીઓએ ખાધાં. એ **મહાવીર** જાણતા હતા છતાં શું જોઈને અભયને દીક્ષા આપી? એક અભય ન હોત તો શું? આ વિચાર શ્રેણિકને આવે તો તેનું સમકિત સડી જાય કે બીજું? ક્ષાયિક સમ્યક્ત્વના ધણી માન્યા. વિરતિ ન લીધી પણ કેટલા દઢ રહ્યા તે જોયું કે નહિ? **મહાવીરનો** ભકત શાને અંગે? રાજ દેવાને અંગે નથી, મોત બચાવવાને અંગે ભકત નથી. સંસારથી તારવાનો રસ્તો દેખાડનાર તરીકે ભકત. આટલી સ્થિતિએ શ્રેણિક ગયા તે કોઈ વખત ધ્યાનમાં લીધું? નોકારશી સરખી ન કરી ને તીર્થંકર થશે એમ બધાં કહે છે, પણ ઉપલી વાત કોઈએ ધ્યાનમા લીધી?

## પરણવા માટે યુદ્ધ, પણ દીક્ષા લેવડાવવા માટે તૈયાર

જે કૃષ્ણ મહારાજ કોઇ કુંવરી બાલિકા વિશે સાંભળે, ત્યાંથી ગમે તે કરીને તેને ઉપાડી લાવે હદ વળી ગઇ, એવી લીલા કે દવ તરીકે ગણો પણ પ્રવૃત્તિવાળા તો હતા. સુભદ્રા સત્યભામા, રૂક્મિણી વખતે શું

થયું તે શાસ્ત્રનાં પાનાં બહાર નથી. આવી રીતે જે સ્ત્રીઓને પરણવાને માટે ન ગણે કુટુંબને, ન ગણે માબાપની દરકારને. જે ગમી તે તેને આપવી જોઈએ. ચાહે તો દુનિયા પાયમાલ થઈ જાય. એની બહેન, બેટી મુંડાવીને બેસી હશે તેની શી સ્થિતિ થઈ હશે? આવો મનુષ્ય પોતાની વહુ, છોકરી, છોકરો દીક્ષા લેવાનું નામ લે તો વરઘોડો ચઢાવે. દીક્ષા દેનારને પગે પડે. દીક્ષા લેનારને પગે લાગે. આત્માની કયી સ્થિતિ હશે? તમે તો કણબીના ભાઈ છો. કણબીને કહ્યું કે તું મહાજનનું માન. કણબીએ કહ્યું: 'મહાજન મારા માથા પર પણ ખીલી મારી ખસે નહિ.' તેમ ધર્મ. એમા આત્માનું કલ્યાણ છે, જિનેશ્વર ઉધ્ધાર કરે તે ખરી, વાત પણ મારા કુટુંબમાંથી દીક્ષા લે તે ન બને. ધર્મની વાત સાચી, ખરી પણ મારા કુંટુંબની વાત છોડીને. મારો છોકરો ત્યાગી થવા માગે તે વખતે આકાશપાતાળ એક કરી નાખું.

ગામમાં ઘર નહિ તેની આ સ્થિતિ, પણ વાસુદેવની સ્થિતિમાં હોત તો શું થાત? મારા કુંવરોને, મારી રાણીઓને દીક્ષા આપી એવું વાસુદેવને આવ્યું હોત તો? એ નહોતા કણબી. દેવ, ગુરુ, ધર્મ કબૂલ પણ આ સોગઠીમાં તો એકકે મરવી ન જોઈએ. કૃષ્ણ મહારાજની મહત્તા ઉપર જાઉં છું. જે સ્રીને અંગે આટલી બધી લડાઈ કરનારા તે સ્ત્રી દીક્ષાનું નામ લે ત્યારે વરઘોડા ચઢાવે, ઢંઢેરો પીટાવે. મારાથી નથી બનતું પણ જે દીક્ષા લેવા માગતો તેની મુશ્કેલી દૂર કરાવીને દીક્ષા અપાવું. મારી ઘરવાળી દીક્ષા દીક્ષા લે એવી જુદી કલ્પના તો તમે કરી જુઓ. અરે! કલ્પનાની સાથે કીડો ખદબદે છે. એ સ્થિતિ વિચારો, પછી બોલો કે કૃષ્ણ મહારાજે તેમજ શ્રેણિકે શું કર્યું? તેથી તીર્થંકર થશે તે વિચારો. પ્રસન્નચંદ્રને તો મુકુટ ન હતો તેથી અટકયા. તમે તો ખાસડું લઈ ને ઊભા થાઓ છો.

**અવળો પ્રશ્ન પરીક્ષા માટે તેમ અનાર્ય દેશ પરીષહ માટે**

મૂળ વાત પર આવો. દાવાનળ સળગતો ઓલવો. દાવાનળ ક્રોધ છે. તેને અંગે દેશના દેતાં કહે છે કે–**મહાવીર** અરિહંત થશે પણ

કેવા ? શૂરો સરદાર ખૂણામાં બેઠો બેઠો 'આવી જા' એમ કહે નહિ. એ તો શત્રુની જે બાજુ બૂમ હોય ત્યાં જાય. તેવી રીતે આ શ્રમણ ભગવાન્ **મહાવીર** ક્રોધને કાઢવા માટે ઝઝુમ્યા કયાં સુધી ? જાણી જોઈને ક્રોધનાં કારણો ઊભા કર્યાં. આવી પડેલાંની સામે ઝઝૂમ્યા એટલું જ નહિ પણ સામાન્ય પરીક્ષા અને બરોબર પરીક્ષામા ફરક પડે છે. અવળે રસ્તે લઈ જઈને છોકરાની પરીક્ષા કરે છે. પોતે ખોટું બોલીને ૬૧ એકયાસી એમ બોલીને પૂછે તેમ આ આ આત્મા જીતવાવાળો થયો કે નહિ ? ક્રોધ અસર ન કરી શકે માટે **મહાવીરે** અવળા રસ્તા લેવા માંડયા. સંયમ સાધના કરતાં વિચરાય તેમાં મુશ્કેલી આવે તે સહન કરવી પડે તે સીધો રસ્તો. કાકા કાનજીનું રાજ છે. એવી જગ્યાએ પોતે જઈને ઊભા રહે છે. મગધ દેશમાં ડગલે ને પગલે સન્માન, ભક્તિ–એવો મગધ દેશ તેને મૂકીને અનાર્ય દેશમાં વિચરવા માંડયા. એકકે માર્યા વિના મૂકે એવો નથી, કોઈ બચાવનાર નથી તેવી જગ્યાએ મહાવીર ગયા. તે ૬૧ એકયાસીવાળો રસ્તો કે બીજો ? આ આત્માને ચક્રમાં નાખી દેનાર તેવી દશામા હોમી દીધો. લુહાર મારવા આવે તે બચાવનાર આવી જાય તે છોડીને 'ઘો મરવા ટાણે તો વાઘરીવાડે જાય.' ભગવાન્ જાણીજોઈને અનાર્યોના દેશોમા જઈને ઊભા રહ્યા. અનાડીના ઓઠા નીચે ઊભા રહ્યા, કેમકે, પરીક્ષા કરવી હતી. જ્યાં નિર્ણય થયો કે પછી ચાહે તેટલો અગ્નિ પડયો છતાં ભડકો ન થયો ત્યારે નિર્ણય થયો કે બળવા વાળી ચીજ નથી. સંગમ દેવતાના ઉપસર્ગમાં, અનાર્યોના ઉપદ્રવોમાં નિર્ણય કર્યો કે ક્રોધ ગયો છે, ગયેલા ક્રોધને બોલાવી બોલાવીને પોતાની ક્ષમાની પરીક્ષા આપતા હતા તો પછી હે મહાનુભાવો ! તમને પ્રસંગોપાત પરીક્ષા દેવી પડે તેમાં શું થાય ? ભવિષ્યમાં **મહાવીર** મહારાજા ક્ષમાને માટે અનાર્ય દેશમાં જશે પણ તમારે તો ઘેર બેઠે ક્ષમાનો પ્રસંગ આવી પડયો છે. તેને સહન ન કરો તેનો અર્થ શો ? જેને આગળ મોટી પરીક્ષા આપવી છે તે પોતાના આત્માને પરીક્ષામા ઉતારે. આડો હાથ મૂકીને જુએ, પોતાના આત્માની ચોપડીથી પરીક્ષા લે તે પછી ચોપડી વગર પરીક્ષા દે. ક્રોધ એ દાવાનળ–એ સર્વદાહક અગ્નિને શમાવો. આત્માને પરમ શાન્તિમય કરો. આટલું સમજીને જે આત્માને શાન્તિમય કરશે તે મોક્ષસુખ પામશે.





વ્યાખ્યાન

# માનવજીવનની સાચી મહત્તા

૪૨

## અનંત ભાગીદારવાળી કંપની

હે આત્મન્! જે ઉત્તમ સામગ્રી તને પ્રાપ્ત થયેલી છે, તેની સફળતા કરવી એ તારી સર્વોત્તમ ફરજ છે. બાહ્ય દૃષ્ટિએ કદાચ તારી પાસે કશું પણ ન દેખાતું હોય, ઉદરપૂર્તિના પણ ફાંફાં હોય, શરીર ઢાંકવા પૂરતાં વસ્ત્રનો પણ સંયોગ ન હોય તો પણ એટલા માત્રથી તું જરાપણ મુંઝાઈશ નહિ. 'મારી પાસે એવી કઈ સામગ્રી છે કે જેની હું સફળતા કરી શકું?' એવા બાહ્ય દૃષ્ટિના પામર વિચારોને તારા અંતઃકરણમાં સ્થાન આપીશ નહિ. બાહ્યદૃષ્ટિને દૂર કરી જરા આંતર દૃષ્ટિ તરફ ખ્યાલ આપીશ તો 'અન્ય અનંત આત્માઓની અપેક્ષાએ તેં ઘણું મેળવ્યું છે' એમ તને લાગ્યા સિવાય નહિ જ રહે. એક વખત તારી એ સ્થિતિ હતી કે તારું શરીર તારા આત્માની અપેક્ષાએ હાલ જે સ્વતંત્રપણે તને મળ્યું છે, એટલું સ્વતંત્ર શરીર ન હતું. એટલું સ્વતંત્ર શરીર પ્રાપ્ત કરવા જેટલું પુન્ય તારી પાસે ન હતું. પરંતુ જેમ ઘણા ભાગીદારો ભેગા થઈને, લાખ અથવા ક્રોડની રકમ ભેગી કરી એક કંપની કાઢે છે અને તે કંપનીમા રકમ આપનાર દરેક વ્યક્તિને અંશે અંશે જરૂર હિસ્સો હોય છે. તે પ્રમાણે અનંત જીવોની ભાગીદારીવાળું એક શરીર તને મળેલું હતું, એ એક શરીરમાં તારો અમુક જ હિસ્સો, અને તે પણ એટલી બધી પરાધીનતાવાળો કે એ એક શરીરના ભાગીદાર બીજા અનંત આત્માઓ. જ્યારે તે આહાર ગ્રહણ કરે ત્યારે જ તારાથી આહાર લઈ શકાય. એ ભાગીદાર અનંત જીવો જ્યારે શ્વાસોશ્વાસની ક્રિયા કરે ત્યારે જ તારાથી તે ક્રિયા થઇ શકે, એટલું જ નહિ પરંતુ એક સાથે ઉત્પન્ન

થયેલા એ ભાગીદાર આત્માઓ એ શરીરને છોડે અર્થાત્ મૃત્યુ પામે ત્યારે તારે પણ તે શરીરનો ત્યાગ કરવો પડે એટલે કે મરવું જ પડે. આટલી પરાધીનતા છતાં પણ એ શરી ચર્મચક્ષુથી જોઈ પણ શકાય નહિ એટલી સૂક્ષ્મતાવાળું. આ શું જેવી તેવી પરાધીનતા ગણાય ?

**પ્રશ્નઃ**—જેણે શાસ્ત્રકાર મહારાજાઓ સૂક્ષ્મ નિગોદના નામથી સંબોધે છે. સૂક્ષ્મનિગોદમા એકી સાથે ઉત્પન્ન થયેલા અનંત આત્માઓ શું એકી સાથે જ મરણ પામે ?

**ઉત્તરઃ**—સૂક્ષ્મ નિગોદરૂપ તે શરીરમા જે જીવો જે વખતે એક સાથે ઉત્પન્ન થયેલા છે. એક સાથે ઉત્પન્ન થયેલા અનંત જીવો પૈકી એકના મૃત્યુમા અનન્તનું મૃત્યુ થાય તે બરાબર છે, પરંતુ સાથે સાથે એટલો ખ્યાલ રાખવાની જરૂર છે કે એ સૂક્ષ્મ નિગોદમાં અમુક અમુક વખતે અમુક અનંત જીવો ઉત્પન્ન થયા બાદ જ્યાં સુધી તે જીવો મૃત્યુ ન પામે ત્યાં સુધી બીજા જીવો ઉત્પન્ન ન થાય તેમ સમજવાનું નથી, પરંતુ તે એક જ વિવક્ષિત નિગોદમા પ્રતિસમય અનંત અનંત જીવોની ઉત્પત્તિ અને અનંત અનંત જીવોનું ચ્યવન મરણ ચાલુ જ હોય છે, અર્થાત્ એક નિગોદરૂપ શરીરમાં જે અનંતઃનંત જીવો છે તેમાંનો અનંત જીવમય એક અસંખ્યાતમો ભાગ પ્રતિસમય મરણ પામે છે, અને તે સ્થાને અનંત જીવમય બીજો અસંખ્યાતમો ભાગ ઉત્પન્ન થાય છે, અને તે પ્રતિસમય ઉત્પન્ન થતા અનંત જીવો તે શરીરના પુદ્ગલોને તેમાં રહેલા અન્ય અનંતાનંત જીવોની માફક ગ્રહણ કરીને પોતાના શરીરપણે પરિણમાવે છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે–તે એક સૂક્ષ્મ નિગોદરૂપ શરીરમાં વિવક્ષિત સમયે જે અનંત જીવો ઉત્પન્ન થયા છે તે બધાય અનંત જીવોની આહાર, શ્વાસોશ્વાસ, મરણાદિ ક્રિયા સાથે હોઈ શકે છે, પરંતુ આગળ પાછળના સમયોમાં ઉત્પન્ન થયેલા–થનારા અનન્ત જીવોની આહારાદિ ક્રિયા વિવક્ષિત અનન્ત જીવોની આહારાદિ ક્રિયા સાથે હોવાનો સંભવ નથી.

## રખે મેળવેલું ચાલ્યું ન જાય !

આટલી વસ્તુ સમજ્યા બાદ આપણે મૂળ વસ્તુ ઉપર પાછા આવીએ. હે ભાગ્યવાન્! ઉપર જણાવેલી અવર્ણનીય પરાધીનતામાં અનંતો કાળ વ્યતીત થયા બાદ ભવિતવ્યતાના યોગે તારો આત્મા કાંઈક આગળ વધ્યો, સૂક્ષ્મપણું દૂર થયું, અને બાદર નિગોદપણામા દાખલ થયો. ચર્મચક્ષુથી દેખાવા યોગ્ય તારું શરીર બન્યું; પરંતુ પ્રથમની જે એક સાથે આહારાદિ ગ્રહણ કરવાની પરાધીનતા હતી, તે હજુ દૂર થઈ નહિ, ત્યાંથી પુનઃ આગળ વધતા–બાદર નિગોદમાંથી સૂક્ષ્મ પૃથ્વીકાયાદિમાં તું આવ્યો. ત્યાં તને સ્વતંત્ર શરીરનો યોગ તો થયો, સમકાળે આહારાદિ ક્રિયાની જે પરાધીનતા હતી તે દૂર થઇ, પરંતુ એ શરીરનું એટલું સૂક્ષ્મપણું હતું કે ત્યા પણ જગતના વ્યવહારમાં આવવાની યોગ્યતા તારામા ન આવી, અત્યાર સુધી એક જ શરીરમાં અનંત જીવોની સાથે રહેવાપણું હતું તેથી 'अयं जीवः' એવો એક વચનનો નિર્દેશ થઇ શકતો ન હતો, પરંતુ એક શરીરમાં અનન્ત જીવો સાથે હોવાથી 'इमे जीवाः' એ પ્રમાણે બહુ વચનનો નિર્દેશ કરવામાં આવતો હતો. સૂક્ષ્મ પૃથ્વીકાયાદિમા આવ્યા બાદ 'अयं जीवः' એવો એકવચનનો નિર્દેશ કરવા માટે તારામાં લાયકાત આવી, આટલી લાયકાત આવ્યા છતાં પણ સૂક્ષ્મપણાને અંગે ચર્મચક્ષુથી દેખાય જ નહિ, ત્યા તે એકવચનનો નિર્દેશ પણ શી રીતે થઈ શકે? અર્થાત્ ત્યા સુધી તો લોકના વ્યવહારમાં આવવા જેટલી યોગ્યતાથી પણ તું બાહ્ય હતો. એથી વધુ પુણ્યોદય જાગૃત થતાં લોક વ્યવહારને યોગ્ય 'अयं जीवः' એવા વ્યપદેશને યોગ્ય બાદર પૃથ્વીકાય થયો. પછીથી પણ વધુ પુણ્યોદયે તને ઈન્દ્રિયાદિના ભવમાં ત્રસપણું અર્થાત્ ઈચ્છાપૂર્વક એક સ્થાનેથી બીજે સ્થાને જઈ શકવા જેટલી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થઇ, એ વિકલેન્દ્રિયના ભવમાં પણ સંખ્યાતા કાળસુધી પરિભ્રમણ કરી નારક, પંચેન્દ્રિય તિર્યંચોના

ભવોમાં લાંબા કાળ સુધી રખડી કોઇ અનંત પુણ્યરાશિ ઉદયમાં આવતાં સંપૂર્ણ આત્મિક સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં કારણભૂત સર્વોત્તમ માનવજન્મની તને પ્રાપ્તિ થઈ.

હે આત્મન્! આ શું તેં ઓછું મેળવ્યું છે? ‘ એક વખત તું કયા હતો, અને અત્યારે અન્ય ક્ષુદ્ર જંતુઓની અપેક્ષાએ તારા આત્મા કેટલી ઊંચી હદે પહોચ્યો છે? એ જો એકાન્તમાં બેસીને વિચારીશ તો તને જરૂર જણાઈ આવશે કે મારા આત્માએ ઘણું ઘણું મેળવ્યું છે, ‘ મેં ઘણું મેળવ્યું છે. ’ એટલું નક્કી થયા બાદ તને એ ચીવટ રહેશે કે રખેને મારું મેળવેલું ચાલ્યું ન જાય!

## માનવજન્મ એટલે ચિન્તામણિ રત્નથી પણ અધિક!

હવેલીના સાતમે મજલેથી પડતાં જો કે ઘણાનું મૃત્યુ જ થાય છતા પ્રબલ આયુષ્યવાળો કોઇ બચી પણ જાય, સેંકડો મુસાફરોથી ભરેલું વહાણ ભરદરિયે ભાગી જતાં તેમાંથી ઘણાખરા સમુદ્રના તળીએ પહોચી જાય, છતાં કોઈ એક બે એવી પણ વ્યક્તિઓ હોય કે જેઓ પાટીઉં વગેરે હાથમા આવી જતાં સમુદ્રને પાર પામી પણ જાય, પરંતુ તેટલા માત્રથી જાણી જોઈને કોઈ હવેલીના સાતમે મજલેથી ભૂસકો મારવાની હિંમત ન કરે. તેમજ ઇરાદાપૂર્વક ભર દરિયે ચાલતા વહાણમાંથી પાણીમાં કૂદકો કોઇ ન મારે. તે પ્રમાણે ભવિતવ્યતાના યોગે અનન્તકાયમાંથી અનન્ત જન્મમરણની પરંપરામાથી બચીને માનવં–જીવન જેવી ઉચ્ચ દશા પ્રાપ્ત થયા બાદ ઈરાદાપૂર્વક પાપાચરણો સેવીને પુનઃ તે પરાધીનતાના ભયંકર ખાડામાં જવાની સુજ્ઞ માનવ તો ઈચ્છા જ ન કરે. આટલો વિચાર પણ કોને આવે કે જેને માનવ–જન્મ પ્રાપ્ત કરતાં ‘મને કેટલી મુશ્કેલીઓ પડેલી છે, કેવા વિકટ સંયોગોમા માનવજન્મરૂપ ચિંતામણિ મને મળ્યું છે,’ એવો ખ્યાલ આવ્યો હોય તેને જ આવી શકે છે.

### દેણદાર સારો કે લેણદાર ?

આટલી ઊંચી હદવાળું માનવ–જીવન પ્રાપ્ત થયા બાદ તેને સફળ કરવા માટે **દેણદાર અને લેણદારનું દૃષ્ટાંત** ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે.

એક દેણદાર દુઃખોને સહન કરીને પણ ધીમે ધીમે દેવું ચુકાવતો જાય છે., જ્યારે બીજો લેણદાર જેની જેની પાસે પોતાનું લેણું છે તે લેણું મેળવીને આનંદ મોજ મજા–વગેરે ભોગવવામાં પોતાના દિવસો પસાર કરે છે, ભવિષ્યની તેને જરાપણ ચિંતા નથી. આ બંનેમાંથી તમો કોને સારો ગણશો ? વિચારક દૃષ્ટિએ કહેશો તો તમારે દેણદારને જ સારો કહેવો પડશે, કારણ કે દેણું પૂર્ણ થયા બાદ નિશ્ચિંતતામાં ઘણી જ શાંતિ હોય છે. અને પછી ચાલુ કમાણીથી પોતાના દિવસો આનંદમાં નિર્ગમન કરે છે. જ્યારે લેણદારે આજ સુધી નવું કમાવાની તકલીફ કોઈ દિવસ ઉઠાવી જ નથી. અત્યાર સુધી લેણું ખાઈ ખાઈને દિવસો વીતાવ્યા છે. લેણું બધું ભોગવાઈ જતાં તેની સ્થિતિ બહુ જ કઢંગી થાય છે. આથી જગતની દૃષ્ટિએ એવો લેણદાર દેણદાર કરતાં પણ ઊતરતી કોટીનો ગણવામાં આવે છે. તે પ્રમાણે ઉત્તમ મનુષ્યનો ભવ પ્રાપ્ત થયા છતા ગયા ભવની પુન્યાઈરૂપી લેણાને ભોગવવામાં જ તત્પર રહેવાય નવા પુન્યની કમાણી કરવાની જરાપણ વિચારણા સાથે તકલીફ ન ઉઠાવાય તો તિર્યંચ પણ તે માનવ ઊતરતી કોટિનો ગણવામાં આવે, તિર્યંચ બિચારો દુઃખો સહન કરી કરીને પાપનું દેવું ચુકવે છે, અને એ પાપની રાશિ પૂર્ણ થતાં સુખમા આવે છે, જ્યારે લેણું ખાવામાં જ આનંદ માનનારો મનુષ્ય લેણું પૂર્ણ થતાં દુઃખના દરિયામાં ડૂબકીઓ મારતો થઈ જાય છે. આ અપેક્ષાએ તમારે માનવ કરતા પણ પશુપક્ષીઓને જ સારાં ગણવાં પડશે.

આ ઉપરથી એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે માનવજીવનની ઉચ્ચ કક્ષા પ્રાપ્ત થયા બાદ કેવળ ભોગવિલાસમાં જ જિંદગી પૂર્ણ ન કરતાં કર્મમહારાજાની ઓફિસમાં નવું પુણ્ય જમા કરાવવાની પણ કાળજી રાખવી જોઈએ. બૈરી છોકરાંઓને જિંદગી સુધી પાળી પોષીને મોટાં કર્યાં હશે, કુટુંબી વગેરેને સાચવવામાં પાછી પાની નહિ રાખી હોય છતા **આયુષ્ય પૂર્ણ થયે પરભવમાં જતાં એ બૈરી છોકરાં અથવા કુટુંબી વર્ગ તને કશું આપનાર નથી.** જો ઓફિસમાં કે બેંકમાં કાંઈપણ દ્રવ્ય જમા કરી રાખ્યું હોય તો ભવિષ્યમાં તમે તે દ્રવ્ય લેવાના અધિકારી બની શકો છો, પણ જો તે દ્રવ્ય કુટુંબના પાલનપોષણમાં જ પૂર્ણ કર્યું હોય તો ઉત્તરાવસ્થા ઘણી કપરી બની જશે. જો આખી જિંદગી બાહ્ય આળપંપાળમાં જ પૂર્ણ કરવામાં ન આવે અને આત્મકલ્યાણથી બેપરવા બની એ કર્મ મહારાજાની બેંકમા પુણ્ય જમા કરવામા ન આવે તો યાદ રાખવું કે **આ ઉચ્ચ માનવદશામાંથી નીચી દશામાં ઘસડી જતાં કર્મમહારાજા જરા પણ વિલંબ નહિ કરે,**

### જગ્યા-સ્થાન થોડાં અને ઉમેદવાર ઘણા

જગતમાં એ પણ જોવાય છે કે 'જ્યારે જગ્યાઓ થોડી અને તે જગ્યાના ઉમેદવારો ઘણા હોય ત્યારે તે જગ્યાની કિંમત ઘણી મોટી ગણાય છે, અને જગ્યાએ ઘણી છતાં ઉમેદવાર થોડા હોય, ત્યારે તે જગ્યાની કિંમત બહુ જ અલ્પ ગણાય છે. એકેન્દ્રિય, બેઇન્દ્રિય વગેરે જીવો, તેમજ નારકી, તિર્યંચોની અપેક્ષાએ તો મનુષ્ય-ભવ ઘણી ઉચ્ચ કક્ષાનો છે, પરંતુ ઉપર જણાવેલા હિસાબથી તો દેવભવ કરતાં પણ મનુષ્ય-ભવ મોટી કિંમતનો છે તે ધ્યાનમાં રાખવાનું છે. માનવ-જન્મનાં સ્થાનો તેમજ માનવજન્મના ઉમેદવારોની સંખ્યા તરફ દૃષ્ટિ નાંખીશું તો આ વાત જરૂર ધ્યાનમાં આવી જશે. ચોવીશ દંડક પૈકી તેઉ, વાયુકાય એ બે દંડક સિવાય બાવીશે દંડકના જીવો

મનુષ્ય-જન્મના ઉમેદવાર છે, એટલે કે બાવીશે દંડકોમાંથી મનુષ્ય-જન્મમાં આવી શકાય છે, જ્યારે જગતમાં અન્ય સર્વ જીવોની અપેક્ષાએ થોડામાં થોડી સંખ્યા હોય તો ગર્ભજ મનુષ્યની છે. એક સર્વાર્થ-સિદ્ધ વિમાનના દેવો, બીજા ગર્ભજ મનુષ્યો-આ બન્નેની સંખ્યા સંખ્યાતી-ગણતરીવાળી છે, જ્યારે અન્ય સર્વ જીવોની સંખ્યા અસંખ્યાતી તેમજ અનંતી છે.

ઉપર જણાવ્યા મુજબ **મનુષ્યની સંખ્યા અલ્પ છે જ્યારે તેના ઉમેદવારો ઘણા છે. તેથી** ઊલટું દેવોની સખ્યા મનુષ્યની સંખ્યાની અપેક્ષાએ ઘણી મોટી અર્થાત્ અસંખ્યાતી છે, જ્યારે દેવભવપણે ઉત્પન્ન થનારા ઉમેદવારો જો કોઈ પણ હોય હોય તો ગર્ભજ તિર્યંચ અને ગર્ભજ મનુષ્ય, તેમજ અમુક સંમૂર્ચ્છિમ તિર્યંચો. આ જીવો સિવાય બીજા કોઈ પણ જીવો અનન્તરપણે દેવ ભવમાં જઈ શકતા નથી.

આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે નરક, કે તિર્યંચના ભવ કરતાં તો માનવ-જન્મ શ્રેષ્ઠ છે, પરંતુ દેવભવ કરતાં પણ માનવ-જન્મ ઉત્તમ છે. દેવોને વધુમાં વધુ ચાર ગુણસ્થાનકો જ્યારે મનુષ્યને ચૌદ ગુણસ્થાનકનો અધિકાર. એ વગેરે તથા બીજાં પણ દેવભવ કરતાં માનવ ભવની ઉત્તમતાનાં ઘણાં કારણો છે.

## કોહીનૂરથી પણ માનવ જીવનની કિંમત અધિક

તમને તમારી પોતાની સામાન્ય દૃષ્ટિએ માનવ-જીવનમાં મહત્તા જેવું કાંઈ પણ નહિ લાગતું હોય, તો તેમ બનવાજોગ છે, પરંતુ સાથે સાથે જગતની દૃષ્ટિએ જોતાં શીખવાની જરૂર છે. ઝાડ તરફ જોઇને વિચારણાને સ્થાન આપ કે આ બધા પાંદડાના જીવો પાંદડારૂપે શા માટે? અને હું મનુષ્ય શા માટે? કીડી-કુંથવા તરફ જોતાં વિચાર કર કે આ બધાઓ કીડી કુંથવારૂપે કેમ અને હું મનુષ્યરૂપે

કેમ ? એમ જગતની આંખે જોતાં તને તારા પોતાનામાં કાંઈક વિશિષ્ટ પણું જરૂર લાગશે. આ સંબંધમા બાદશાહ તથા બીરબલનું ટૂંકું દૃષ્ટાન્ત વિચારવા જેવું છે.

બાદશાહ અને બીરબલ મહેલના ઝરુખામાં ઊભા છે, તેવામાં એક કંગાળ દુબળો મનુષ્ય મહેલના ઝરૂખા નીચે થઈને ચાલ્યો જાય છે, તેને જોઈને બાદશાહે બીરબલને પૂછયું કે ' અબે બીરબલ! યે મનુષ્ય દુબળા કયું હૈ ? ' બાદશાહના બોલને બીરબલે સાંભળી જવાબ આપ્યો: ' જહાપનાહ, ઈનકો ખાનેકો નહિ મીલતા હે, ઈસીસે યે દુબલા હૈ,' બીરબલના વચનને સાંભળીને બાદશાહ બોલી ઊઠયા કે 'ખાનેકો કયું નહિ મિલતા હૈ, નહિ ખાનેકા મિલે તો ખાજાકા ભૂક્કા ખા લેવે.'

આ સાંભળીને બીરબલ હસી પડયો, અને બોલ્યો કે-આપને મન તો ખાજાં કે ખાજાંનો ભૂક્કો એ કિંમત વગરની ચીજ છે, કારણ કે દિવસમાં દશ વાર જોઇએ તો પણ આપને એ મળી શકે છે, પણ જેણે કોઈ દિવસ ખાજાં કે ખાજાંના ભૂક્કાનું નામ પણ સાભળ્યું ન હોય, જેને સૂકા રોટલાના પણ ફાંફાં હોય તેને ખાજાંની કિંમત કેટલી હશે ! તે જરા આપ વિચારશો.

આ દૃષ્ટાંત ઉપરથી એ ધ્યાનમા લેવાનું છે કે –બાદશાહને પોતાની સામાન્ય દૃષ્ટિથી ખાજાંનો ભૂક્કો એ કિંમત વગરની વસ્તુ છે, પણ જગતની દૃષ્ટિએ એ વસ્તુ ઘણી કિંમતી છે. એમ માનવ–જીવન પ્રાપ્ત કરનાર મનુષ્યને સામાન્ય રીતિએ મનુષ્ય–જન્મની કિંમત ખાસ નહિ જણાય, પણ જગતમા વર્ત્તતા એકેન્દ્રિય વિકલેંદ્રિયાદિ ક્ષુદ્ર જંતુઓની પામરતા તથા પરાધીનતા તરફ ખ્યાલ આપવામાં આવે તો 'આ માનવ-જીવન કોહીનૂરથી પણ અધિક કિંમતી છે' એમ જરૂર ઉચ્ચારવું પડશે.

### વિષયોપભોગને અંગે જોખમદારી અને જવાબદારી

યાદ રાખવું જોઈએ કે પાચે ઈન્દ્રિયોના વિષયસેવનમાં જ માનવ

જીવનની ઇતિશ્રી નથી. જો વિષયસેવનમાં જ માનવજીવનની મહત્તા માનવામાં આવી હોત તો તો એ વિષયસેવનને અંગે જે જોખમદારી અને જવાબદારી માનવના મસ્તક ઉપર ઝઝૂમી રહેલી હોય છે, તેને અંગે લોકદૃષ્ટિએ માનવજીવન આપનાર વિધાતાને પણ શાપ આપવાનો પ્રસંગ આવત. પાચે ઈન્દ્રિયોના વિષયોને બાજુમાં રાખી એક સ્પર્શનેન્દ્રિયના વિષયસુખને અંગે જે વખતે લગ્ન કરવામા આવે છે, તેમા લગ્ન કરનાર મનુષ્ય ઉપર કેટલી જોખમદારી અને જવાબદારી રહેલી છે? એ સંબંધી શિખામણનાં વચન લગ્ન કરવા તૈયાર થનારા તમારા સંતાનોને કોઈ દિવસ આપો છો?

અરે! આજકાલ તો લગ્ન કરી સંસારના કારાગારમાં દાખલ થનાર વ્યક્તિ ઉપર એવી ભયંકર જોખમદારી અને જવાબદારી રહેલી છે કે લાગ આવે તો સ્ત્રી પોતાના પતિને કેદખાનામાં પણ દાખલ કરે. આજે એવી પણ કાયદાની કલમો છે કે સ્ત્રીનું બરાબર ભરણપોષણ ન થાય અને સ્ત્રી ભરણપોષણ માટે કોર્ટમાં દાવો માંડે તો ભરણપોષણ કરવામાં અશકત પતિને કારાગારના દ્વાર પણ જોવા પડે. આવી ભયંકર જોખમદારી અને જવાબદારી જેમાં રહેલી છે, એવા લગ્ન પ્રસંગનું તમો તમારા સંતાનોને ભાન પણ ન કરાવો તે ચાલે? જ્યારે તે ભયંકર જોખમદારી અને જવાબદારીમાંથી છૂટી શકવા સાથે આત્મ-કલ્યાણના માર્ગે લઇ જનારી પરમાત્માની દીક્ષા માટે પ્રતિબોધ કરે તે તમને કાનમાં રુધિર રેડવા જેવું લાગે. જરાં આત્માની સાથે એકાન્તમાં બેસીને વિચાર કરજો કે માનવજીવનમાં સ્પર્શનેન્દ્રિયના સુખની મુખ્યતાને અંગે લગ્ન પ્રસંગે તમારે આટલી જોખમદારી, જવાબદારી ઉઠાવવી પડે છે, એ જોખમદારી જવાબદરી તિર્યંચમાં છે? બોલો, નથી.

આથી એમ માનવું પડે છે કે-સ્પર્શનેન્દ્રિયના વિષયસુખને અંગે માનવજીવનની મહત્તા નથી. જો એને અંગે મહત્તા ગણવામાં આવી હોત તો તમો જરૂર વિધાતાને શાપ આપત કે આવું જોખમદારી,

જવાબદારીવાળું માનવપણું અમને શા માટે આપ્યું ? આના કરતાં તો જોખમદારી, જવાબદારી વિનાનું તિર્યંચપણું સારૂં !

એ જ પ્રમાણે રસનેન્દ્રિય. તમો જો મિઠાઇવાળાની દુકાનેથી વગર પૈસો કે વગર રજાએ મીઠાઇનો ટૂંકડો ઉપાડો તો ધોકા ખાવા પડે, પરંતુ કીડી, મંકોડી હંમેશા તે મિઠાઈનો સ્વાદ નિરંકુશપણે લે છતા કશું પણ નહિ. રાજામહારાજાના ઉપવન સંબંધી ફૂલોની મઘમઘતી સુગંધ લેવાનું મન થતાં, દ્વારપાળની રજા મેળવવાની જરૂર પડે, જ્યારે ભમરાઓ આનંદથી એ સુગંધની મોજ મેળવી શકે. રાજાના અંતઃપુરની રાણીઓના રૂપ તમને જોવાનું મન થાય, અને ભૂલેચૂકે તે તરફ નજર થાય તો બંદીખાનાનું કષ્ટ સહન કરવું પડે, જ્યારે એ અંતઃપુરમા ઉડનારાં મેના, પોપટ, ચકલા ચકલીઓ સુખેથી એ રૂપનાં દર્શન કરી શકે. એ રાણીવાસનાં મધુરાં સંગીત સાંભળવાનો તમને અધિકાર ન મળે જ્યારે તે સ્થાનમાં રહેલ ઉંદર વગેરે મોજથી મધુરું સંગીત શ્રવણ કરી શકે.

હવે વિચારો કે વિષયોની સુલભતા તમને કે તિર્યંચને ? વિષયોપભોગને અંગે જવાબદારી અને જોખમદારી તમને કે એ તિર્યંચોને ?

મહાનુભાવ ! વિષયની સુલભતાને અંગે જ માનવભવની મહત્તા ગણવામાં આવી હોત તો ઉપર જણાવેલી અપેક્ષાએ નિરંકુશપણે વિષયની મઝા લૂંટનારા તિર્યંચોના ભવની મહત્તા ગણવામાં આવી હોત, પરંતુ તેમ નથી. અનંતજ્ઞાની મહારાજાઓએ વિષયની સેવનાને અંગે માનવ જીવનની મહત્તા વખાણી નથી, **પરંતુ પ્રાપ્ત થયેલી વિષયોપભોગની સામગ્રીનો સામનો કરી ઈન્દ્રિય ઉપર સંયમ મેળવી ધર્મની આરાધના કરવામાં જ માનવજીવનની સાચી મહત્તા છે.**